# પ્રસ્તાવના

યોજના પ્રમાણે અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ ૨, બીજા ચાલુ વ્યવસાયો સાથે, વખતસર તૈયાર કરી શક્યો તેથી મને આનંદ થાય છે.

વાચકબંધુ એમ માનવાની ભૂલ, ન કરે, કે પ્રસ્તુત ઇતિહાસમાં અર્વાચીન ગુજરાતને સમગ્ર અને સવિસ્તર વૃત્તાંત આલેખવામાં આવ્યો છે

તે કામ કરવા સારૂ તો પુષ્કળ સાહિત્ય, પ્રસિદ્ધ તેમ અપ્રસિદ્ધ સરકારી દફતરોમા તેમ ખાનગી સગ્રહોમા, અણજાણ્યુ અને અણતપાસાયલુ પડેલુ છે, તેનો વ્યવસ્થિત રીતે ઉપયોગ થવો જોઈએ, તે વિના જે ચિત્ર દોરવામા આવે તે અધુરું અને દોષવાળું માલુમ પડે.

વળી પ્રજાજીવનના કેટલાક અંગોનો અહિં સ્પર્શ સુદ્ધા કર્યો નથી.

તેમ છતા પ્રસ્તુત વિષયને, સંજોગાનુસાર અને પ્રાપ્ત સાધનો ઉપરથી, યથાશક્તિ ન્યાય આપવા લેખકે પુરતી કાળજી લીધી છે, પણ એ લક્ષમા રાખવુ જોઈએ કે તેના નામ પ્રમાણે, ગુજરાતી પ્રજાજીવનનો પરિચય કરાવવા, મ્હોટી અને આછીઘેરી રેખાઓમા, આ એક માત્ર પ્રયાસ છે.

મજકુર પુસ્તકના પ્રુફવાચનમા શ્રીયુત મણિલાલ છબારામ ભટ્ટે અને તેની પ્રેસકોપી તૈયાર કરવામા શ્રી. દેવદત્ત ઇચ્છાશંકર ત્રિપાઠીએ સહાયતા આપી છે તે બદલ એ સજ્જનોનો હુ આભારી છુ, તેમજ સોસાઇટીના સ્ટાફે પણ મારા લેખનકાર્યમા જે સરળતા કરી આપી હતી, તેની ઉપકારપૂર્વક નોંધ લઉ છુ

અમદાવાદ.
તા. ૨૭-૧૦-૧૯૩૬

હીરાલાલ ત્રિ. પારેખ

## શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો ઉપોદ્‌ઘાત

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઈ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ મી સપ્ટેમ્બર સને ૧૮૭૭ ને રોજ વીલ કર્યું છે. તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦ માં રૂ. ૨૦૦૦) સોસાઈટીને મળ્યા, એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવા પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

મજકુર વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલ્કત, પુસ્તક પ્રચારને માટે સોસાઈટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪ મા રૂ. ૧૮૦૦૦) ની સરકારી નોટો સોસાઈટીને મળી છે. આ રીતે કુલ રૂ ૨૦૦૦૦) ની નોટો પુસ્તક તૈયાર કરાવવા માટે મજકુર વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. મજકુર વીલની રૂએ એમની મિલ્કતની છેવટની રકમ રૂ. ૫૦૦૦) સરકારી લોનો સન ૧૯૩૩ માં સોસાયટીને વધુ મળી એટલે એ ફંડ વધીને રૂ. ૨૫૦૦૦) નું થયું છે. આજપર્યંત નીચેનાં પુસ્તકો 'શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા તરીકે પ્રસિદ્ધ થયા છે.

| નં. | નામ | કિંમત |
|---|---|---|
| (૧) | કયી કયી નાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેના કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ | ૦—૭—૦ |
| (૨) | માને શિખામણ | ૦—૬—૦ |
| (૩) | નીતિમંદિર | ૦—૧૨—૦ |
| (૪) | બાળલગ્નથી થતી હાનિ | ૦—૬—૦ |
| (૫) | પુનર્વિવાહપક્ષની પૂરેપૂરી સોળેસોળ આના ફત્તેહી | ૦—૫—૮ |
| (૬) | ભોજન વ્યવહાર તથા કન્યા વ્યવહાર | ૦—૪—૦ |
| (૭) | ધાર્મિક પુરુષો | ૦—૪—૦ |
| (૮) | ઉદ્યોગી પુરુષો | ૦—૪—૦ |
| (૯) | બેન્જામીન ફ્રેન્કલિન | ૨—૦—૦ |
| (૧૦) | બોધક ચરિત્ર | ૦—૪—૦ |

| | |
|---|---|
| (૧૨) રઘુવંશ કાવ્ય | ૧—૦—૦ |
| (૧૩) જાદવજી દાદાજી ધરીનું જીવનચરિત્ર | ૦—૨—૦ |
| (૧૪) ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ ભા. ૧ | ૧—૦—૦ |
| (૧૫) ગુજરાતનો અર્વાચીન ઈતિહાસ ભા. ૨ | ૧—૮—૦ |
| (૧૬) નીતિસિદ્ધાંત | ૧—૦—૦ |
| (૧૭) ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર | ૧—૪—૦ |
| (૧૮) શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર | ૦—૬—૦ |
| (૧૯) પરોપકાર | ૦—૧૨—૦ |
| (૨૦) ઢોરનું ખાતર | ૦—૪—૦ |
| (૨૧) જગતનો અર્વાચીન ઇતિહાસ | ૨—૦—૦ |
| (૨૨) કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર | ૧—૦—૦ |
| (૨૩) વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો | ૦—૧૨—૦ |
| (૨૪) વાર્નિશ | ૧—૦—૦ |
| (૨૫) જીવનનો આદર્શ | ૦—૧૨—૦ |
| (૨૬) કીર્તિકૌમુદી | ૦—૧૨—૦ |
| (૨૭) શિશુપાળવધ—પૂર્વાર્ધ—( સર્ગ ૧ થી ૧૦ ) | ૧—૮—૦ |
| (૨૮) હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય | ૦—૬—૦ |
| (૨૯) રસાયનશાસ્ત્ર | ૦—૧૨—૦ |
| (૩૦) બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઈતિહાસ ભા. ૧ લો | ૦—૧૨—૦ |
| (૩૧) જાપાનની કેળવણી પદ્ધતિ | ૦—૧૨—૦ |
| (૩૨) શિશુપાળ વધ—ઉત્તરાર્ધ—( સર્ગ ૧૧ થી ૨૦) | ૧—૦—૦ |
| (૩૩) લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા. ૧ | ૦—૧૨—૦ |
| (૩૪) ખગોળવિદ્યા | ૦—૧૨—૦ |
| (૩૫) લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા. ૨ | ૦—૧૨—૦ |
| (૩૬) માનસશાસ્ત્ર | ૧—૦—૦ |
| (૩૭) શિક્ષિત આર્ય સંતાનોનું આરોગ્ય | ૧—૦—૦ |

| | |
|---|---|
| (૩૮) સહકાર પ્રવૃત્તિ | ૦–૧૦–૦ |
| (૩૯) ઇંગ્રેજી રાજ્યબંધારણ | ૧–૦–૦ |
| (૪૦) ઉદારમતવાદ | ૦–૧૨–૦ |
| (૪૧) સચિત્ર શારીરવિદ્યા | ૧–૦–૦ |
| (૪૨) હિન્દ તત્વજ્ઞાનનો ઈતિહાસ–પૂર્વાર્ધ | ૧–૦–૦ |
| (૪૩) „ „ , –ઉત્તરાર્ધ | ૧–૦–૦ |
| (૪૪) બંગાળી સાહિત્યનો ઈતિહાસ | ૧–૦–૦ |
| (૪૫) સંરક્ષણવાદ | ૦–૧૨–૦ |
| (૪૬) હિન્દી સાહિત્યનો ઈતિહાસ | ૧–૦–૦ |
| (૪૭) ઉપનિષદ્ વિચારણા | ૧–૦–૦ |
| (૪૮) હિન્દુરાજ્યવ્યવસ્થા | ૧–૦–૦ |
| (૪૯) મંગાળશા આખ્યાન | ૧–૦–૦ |
| (૫૦) વહાણવટાની પરિભાષા | ૦–૮–૦ |
| (૫૧) અપભ્રંશ પાઠાવળી | ૩–૦–૦ |
| (૫૨) અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ ૧ | ૧–૦–૦ |
| (૫૩) „ „ , ખંડ ૨ | ૧–૦–૦ |

ગુ. વ. સોસાઈટી
અમદાવાદ.
તા. ૨૧–૮–૧૯૩૫

હીરાલાલ ત્રિ. પારેખ,
આસિ. સેક્રેટરી

# અનુક્રમણિકા

## ચિત્રો

# અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન

## ખંડ ૨

## ઉદ્ભવ અને વિકાસ

[સન ૧૮૫૮ થી ૧૯૦૭]

### પ્રકરણ ૧

### નવજીવનનો સંચાર

"What we need to do is to realise that a new life is coming to birth in India. We have to do not merely with the agitator, with local outbursts and the like, there is a position of extraordinary interest and wonderful possibilities of development, such as no country has been faced with before all down the pages of the world's history. A new life is indeed coming to the birth. Have we not been trying to bring in new thoughts new standards new ideals of life, new conceptions of God and of Society and are we to expect all that to go on endlessly, producing no results no craving for larger and fuller and stronger life ?*

*Bishop Lefroy of Lahore.*

પહેલા ખંડમાં આપણે જોયું કે યુરોપની જુદી જુદી પ્રજાઓ, પોર્ટુગીઝ, ડચ, અંગ્રેજ અને ફ્રેન્ચ હિન્દુસ્તાનમાં વેપાર અર્થે આવેલી,

---

*The Hindustan Review of August 1907,

તેમના વચ્ચે પ્રથમ સખ્ત હરિફાઈ ચાલી અને પછી આપસઆપસમા લડાઇઓ થયલી, તેમા અગ્રેજો તેમના એ હરિફોને હઠાવી, હાંકી કાઢવાને શક્તિમાન થયા હતા, એટલુજ નહિ પણ હિન્દુસ્તાનના ભિન્ન ભિન્ન ભાગોમાના રાજકર્તાઓ એકબીજા સામે ને માહોમાહે લડતા, દેશના રાજકીય પ્રશ્નોમા માથુ મારવાનુ તેમને સવડભર્યું થઈ પડયુ અને એ પ્રસગે, તે પૈકી એક વા બીજા રાજાનો પક્ષ લઇને અને તેમને લશ્કરી મદદ કરીને, કપની સરકારના સ્થાનિક સત્તાધિશોએ, બદરગાહો મુલક અને વહેપારી છૂટછાટના હકો અને બીજા આર્થિક લાભો મેળવ્યા અને પોતાની સ્થિતિ મજબુત કરી હતી, અને પાછળથી એ હિન્દી રાજકર્તાઓ નબળા પડતા ગયા અને દેશની પરિસ્થિતિ બગડતી ચાલી તેમ સમય અને સજોગોને અનુસરી હિન્દમા અગ્રેજોનો કબજો અને રાજ્ય અમલ સ્થાપવા ઇસ્ટ ઇન્ડિયા કપની ફતેહમદ નિવડી હતી

૭ હજાર માઈલ દૂરના ટાપુમાથી આવતા મુઠ્ઠીભર માણસો, આપણા દેશની અને સમાજની પરિસ્થિતિથી તદ્દન અપરિચિત હોવા છતા, શરૂઆતમા તેમનાજ મુલકમાથી ઉભરી આવતા જાતભાઇઓ સામે યુરોપમા તેમજ હિંદમા વારવાર યુદ્ધમા ઉતરવાનુ થતુ તેમ છતા, વેપાર જ જેમનો પ્રધાન હેતુ હતો અને સ્થાનિક રાજકીય ખટપટના સજોગવશાત પોતાના હરિફ ફાવી જઈ, જોરાવર થઈ ન પડે એ હેતુથી, અને તેમની સલામતી ખાતર, એ ચાલ્યા હતા અને તે કાર્ય માટે તેમની પાસે પુરતુ, સૈન્યનુ સખ્યાબળ પણ નહોતુ, તેમ છતા, અગ્રેજો હિન્દુસ્તાનને હસ્તગત કરી શક્યા એ આપણા માટે, જોકે દર્દભરી તો પણ, એક વિસ્મયકારક ઘટના છે

હિન્દુસ્તાન જેવા વિશાળ અને મ્હોટા, કરોડોની વસ્તીવાળા, આવજાના વ્યવહારની દુર્ગમતાવાળા મુલ્કને સર કરવામા આપણા રાજકર્તાઓની વિઘાતક રાજનીતિ તેમજ આપણા પરસ્પરના વિરોધ, ઈર્ષા અને દ્વેષ, જુના વેરઝેર વાળવાની વૃત્તિ, શિષ્ટ (discipline) ની ખામી, ટુકી દૃષ્ટિ, દેશપરદેશ વિષે અજ્ઞાન અને ભ્રમમૂલક માહિતી, ટુકમા આપણામા સપનો અને ઐક્યનો અભાવ, એ સઘળા કારણો અગ્રેજોને મદદગાર થઈ પડયા હતા, તેની સાથે એ પણ લક્ષમા લેવા જેવુ છે, કે તેની સિદ્ધિમા એ પ્રજાની બાહોશી અને તૈયારી, કુનેહ અને ખબરદારીએ ઓછો મહત્વનો ભાગ ભજવ્યો નથી તેમનો વિજય થવો કારણ કે તેમની વ્યવસ્થા શક્તિ, શિષ્ટનુ પાલન, ઉત્તમ પ્રકારની યુદ્ધની સાધન સામગ્રી અને જે તે વિષયની માહિતી અને જ્ઞાન ઉચ્ચી કોટિના હતા

પરન્તુ ફક્ત ઉપરની વિગતો પરથી અંગ્રેજ રાજ્ય અમલને આપણા લોકોએ કેમ મનમાન્યો અને તેમનો વહિવટ કેમ બે આણમાનક થઈ પડ્યો તેનો ઘટતો ખુલાસો મળતો નથી

એ તો સ્પષ્ટ છે કે વિદેશી રાજસત્તાને કોઈ પસંદ કરે નહિ, સંજોગવશાત દેશમા પરરાજ્ય સ્થપાયુ હોય તો તેને ઉથાપવા પ્રજા તરફથી જરૂર પ્રયત્નો થાય, પણ એવી ઉલટી પરિસ્થિતિ આપણે અંગ્રેજોના વહિવટ પરત્વે નિહાળીએ છીએ, અને તે છેક તેના આરંભકાળથી ભરૂચ બંદર ભરૂચના નવાબ પાસેથી અંગ્રેજોએ કબજે કર્યું અને સાલબાઈના તહનામાની રૂએ તે શહેર સિંધિયા સરકારને પાછુ સોંપવાનો પ્રસંગ થયો ત્યારે ભરૂચના શહેરીઓએ તે શહેર સિંધિયાને ન સોંપાય અને તેનો વહિવટ અંગ્રેજો હસ્તક ચાલુ રહે એવુ ઇચ્છી એ સારુ યજ્ઞયાગાદિ અનુષ્ઠાન કર્યા હતા, તે આપણે પૂર્વે જોયુ છે, અને એવુ બીજુ પ્રમાણ સર જોન સ્ટ્રાચીએ પૂરુ પાડ્યુ છે ×× "એક પ્રસંગે બ્રીટીશ હકુમતમાના કેટલાક ગામડાઓ સુવ્યવસ્થિત, મારા વહિવટવાળા દેશી રાજ્યને પાછા સોંપવાનુ મને પ્રાપ્ત થયુ હતુ, ત્યારે તે ગામની વસ્તીએ એ અન્યાયી પગલા સામે ભારે વિરોધ અને રોષ પ્રકટ કર્યો હતો અને જેમને આવુ કર્તવ્ય સાંપડ્યુ હતુ તે સૌએ એવોજ અનુભવ થયાનું જણાવ્યુ છે

તે યુગ પછીથી દેશની પરિસ્થિતિમા ઘણોજ પરિવર્તન થવા પામ્યુ છે અને સ્વરાજ્યના પથે આપણે પગલા ભરવા માંડ્યા છે એમ કહી શકાય, તોપણ આપણે જાણીએ છીએ કે આપણા જાહેર કાર્યકર્તાઓને કોઈ સંસ્થામા (Native States) રહીને રાજકીય પ્રચારકાર્ય કરવાનુ

---

* જુઓ અર્વાચીન ગુજરાતનુ રેખાદર્શન ખ. ૧ પૃ ૧૦

××"The duty was once imposed upon me of transferring a number of villages which had long been included in a British District to one of the best Governed of the Native States I shall not forget the loud and universal protests of the people against the cruel injustice with which they considered they were being treated. Every one who has had experience of similar cases tells the same story"

History of the Indian Mutiny by T R Holms p [illegible]

સલામતીભર્યું જણાતું નથી અને તેથી બ્રીટીશ હકુમતવાળી હદમા તેઓ તેનુ થાણ નાખે છે, તેનું શુ કારણુ? એ ભેદ તપાસવો જોઇએ

ક્રિસ્તીસન પૂર્વેથી ઇરાનના ડેરાયસ અને મેસિડોનના એલેકઝાંડરના સમયથી હિન્દુસ્થાન પર પરદેશીઓના–યવનો, શક, હૂણુ, ગુર્જર અને મુસ્લિમ જાતિઓના–હુમલા એક પછી એક, આંતરે અંતરે ચાલુ થતા આવેલા છે પણ તેમાના ઘણાખરાઓએ હિન્દુસ્થાનમા કાયમી વસી, તેને પોતાનુ વતન કરેલુ છે, અને એમાના કેટલાકોએ ધર્મપલટો કરી, આર્ય ધર્મના પ્રચારમા ગૌરવ માન્યુ હતુ ગ્રીસ માટે કહેવાય છે કે તેણે તેના વિજેતા રોમને વશ કર્યું હતુ, તેમ આર્ય ધર્મ અને સંસ્કૃતિએ, એ વિદેશી અને વિધર્મી ટોળાઓને તેનામા સમાવી દઇને, તેનુ વર્તુલ વિસ્તાર્યું હતુ, અને આર્ય ધર્મ અને સસ્કૃતિ તેની એ મહત્તા અને વિશિષ્ટતાને લઇને, અદ્યાપિ જીવંત રહી રહ્યા છે

છેલ્લા મુગલો મધ્ય એશિયામાથી હિન્દ પર ચડી આવ્યા, તેમાના મહાન બાદશાહ અકબરે હિન્દુ મુસ્લિમનુ ઐક્ય સાધવા, પોતે રાજપુત કન્યા પરણ્યા અને જુદી જુદી પ્રજાઓમા સમભાવ વધે તે અર્થે નવો મઝહબ સ્થાપવા સુદ્ધાંત પ્રયત્નો કર્યા હતા તથાપિ એ વિદેશી પ્રજા છે અને રાજ્યકર્તા અને પ્રજા વચ્ચે ભેદભાવ પ્રવર્તે છે, એ ખુ લુ જોવામા આવતુ હતુ અને ઔરંગઝેબ જેવા ધર્માંધ બાદશાહો દિલ્હીના તખ્તે આવતા, અને હિન્દુઓની સતામણી ચાલુ થતા, મહારાષ્ટ્રમા હિન્દુ ધર્મ અને સસ્કૃતિના રક્ષણ અને તેની પુન સ્થાપના સારુ શિવાજી મહારાજે જોરાવર મુગલ સલ્તનતની સામે ટક્કર લઈને ભગવો ઝુડો ફરમાવ્યો હતો એ સર્વ જાણીતી બિના છે

મુગલ શાસનકાળમા દેશમા શાન્તિ અને વ્યવસ્થા સ્થપાયા હતા અને તેથી પ્રજા સુખમા દિવસો નિર્ગમન કરતી હતી, પણ એ અમલ આદરપાત્ર કે જનપ્રિય થયો હતો કે કેમ એ એક વિવાદગ્રસ્ત પ્રશ્ન છે, અને એટલુ તો કોઈ સ્વીકારશે કે ગમે તેવુ વૈભવશાળી સુરાજ્ય હોય તોપણ તે કાયદાકાનુન સ્થાપિત સ્વરાજ્યને ન જ પહોચી શકે

તો પછી દેશના અને સ્થાયી ને દૃઢ થયલા રાજ્યકર્તાઓને તરછોડી, પરમૂલકના અને પરધર્મી, અજાણ્યા એવા અગ્રેજોની સત્તાને આપણી પ્રજાએ શા વાસ્તે પસદ કરી તેનુ રહસ્ય સમજવુ રહ્યું

અઢારમા સૈકામા અને ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમા, મુગલ સત્તા નબળી પડતા, દેશમા અંધાધુધી, લુટફાટ, મારફાડ અને ત્રાસ, અન્યાય અને અત્યાચારનુ જોર પુષ્કળ વધી પડયુ હતુ, અને રૈયતને સુખશાન્તિ શુ પણ જાનમાલની સલામતી કે રક્ષણ ભાગ્યે જ મળતા અને 'બળીઆના બે ભાગ' વા 'મારે તેની તલવાર' એ રાજનીતિ સૂત્ર પ્રબળ રીતે અને મુખ્યત્વે પ્રવર્તતુ હતુ

પણ અગ્રેજ હસ્ત- દેશનો વહિવટ આવતા, તેમા પ્રજાએ ફેરફાર અને સુધારો થયલો ભાળ્યો, પ્રથમ ચોતરફ સુદૃઢ શાન્તિ પ્રસરવા માડી, અને તે સ્થપાતા વ્યવસ્થા આવી, અને સઘળો વહિવટ કાયદાકાનુન મુજબ થતા, સૌ કોઇને ન્યાય મળતા લાગ્યો, અને પ્રજાને તેમના જાન માલની સલામતીમા વિશ્વાસ બેઠો, જે પૂર્વે નહોતો, અને તેથી તે નિર્ભય બની હતી ઉપરોક્ત કથનની પુષ્ટિમા નીચેનો ઉતારો ઉપયોગી થઇ પડશે. મદદરૂ લખાણ "પારસી લોકોનો ઇતિહાસ" ના લેખક દોસાભાઈ ફરામજીએ સન ૧૮૫૭ ના બળવાના અનર્થ દર્શાવતા કર્યુ હતુ બ્રીટીશ રાજ્ય અમલનો અને તેની પૂર્વેના દેશી રાજ્યોનો મુકાબલો કરી તેઓ જણાવે છે –

"મગદી રાજની ખુબી તે લોકોમા ચાલતી એક કહેવત ઉપરથી માલમ પડેચ. "પાસા પડેન તો દાવ—રાજા કરીન તો ન્યાય" એટલે જેમ પાસો પડે તેમ દાવ, અને રાજા કરે તે ઇનસાફ રાજ કારભારને વાસ્તે કોઈ ચોકસ કાએદા નહિ, તેથી જેમ પાસો પડે અને દાવ થાએ, તેમ જેમ વખત હોએ તેમ કામ થાએ, અને જેમ જેની નજરમા આવે તેમ તે કરે ની રાજા જે કરે તેજ ઇનસાફ, પછી તે ઘેલુ કરે કે બેનકુશી ભરેલુ કરે, તેના ઓનતાનો તથા જામનો અટકાવ થાઈ શકે નહિ વાસ્તે મગલાના રાજમા જે રીતે કારભાર ચાલતો હતો, તે રીત ઉપ થી ઉપર જણાવેલી કહેવત જોડી મહાડઆમા આવી હશે જેમ મહમદીખાન પાદશાહો પોતાના મતને પાએઆમાન કરતા હતા, તેમ પેશવાઓનો જેવો ઉપર દાત હોએ, તેઓથી સુખમા કધી રહેવાતુ નહી હતુ, અને જો એ પરમાણે ના મહેરબાનીમો આવેલો રાખસ દોલતમત હોએતો, તેહની સઘળી મીલકત લુટી લીધામા આવે એટલુજ નહી, પણ તેહને કેદ ક વામા, તેને મારી નાખવામા, તેહના બાએડી છોકરાનો વગર મ બે પ ણુ લેવામા કશી તરેહનો અટકાવ નહી હતો × × ×

સલામતીભર્યું જણાતું નથી અને તેથી બ્રીટીશ હકુમતવાળી હદમાં તેઓએ તેનું થાણું નાંખે છે, તેનું શું કારણ? એ ભેદ તપાસવો જોઇએ.

ઇસ્વીસન પૂર્વેથી ઇરાનના ડેરાયસ અને મેસિડોનના એલેકઝાંડરના સમયથી હિન્દુસ્થાન પર પરદેશીઓના–યવનો, શક, હૂણ, ગુર્જર અને મુસ્લિમ જાતિઓના–હુમલા એક પછી એક, આંતરે આંતરે ચાલુ થતા આવેલા છે. પણ તેમાંના ઘણાખરાઓએ હિન્દુસ્થાનમાં કાયમી વસી, તેને પોતાનું વતન કરેલું છે; અને એમાંના કેટલાકોએ ધર્મપલટો કરી, આર્ય ધર્મના પ્રચારમાં ગૌરવ માન્યું હતું; ગ્રીસ માટે કહેવાય છે કે તેણે તેના વિજેતા રોમને વશ કર્યું હતું, તેમ આર્ય ધર્મ અને સંસ્કૃતિએ, એ વિદેશી અને વિધર્મી ટોળાંઓને તેનામાં સમાવી દઇને, તેનું વર્તુલ વિસ્તાર્યું હતુ, અને આર્ય ધર્મ અને સંસ્કૃતિ તેની એ મહત્તા અને વિશિષ્ટતાને લઇને, અદ્યાપિ જીવંત ટકી રહ્યાં છે.

છેલ્લા મુગલો મધ્ય એશિયામાંથી હિન્દ પર ચઢી આવ્યા, તેમાંના મહાન બાદશાહ અકબરે હિન્દુ મુસ્લિમનું ઐક્ય સાધવા, પોતે રાજપુત કન્યા પરણ્યા અને જુદી જુદી પ્રજાઓમાં સમભાવ વધે તે અર્થે નવો મઝહબ સ્થાપવા સુદાંત પ્રયત્નો કર્યાં હતા; તથાપિ એ વિદેશી પ્રજા છે અને રાજ્યકર્તા અને પ્રજા વચ્ચે ભેદભાવ પ્રવર્તે છે, એ ખુલ્લું જોવામાં આવતું હતું અને ઔરંગઝેબ જેવા ધર્માંધ બાદશાહો દિલ્હીના તખ્તે આવતાં, અને હિન્દુઓની સતામણી ચાલુ થતાં, મહારાષ્ટ્રમાં હિન્દુ ધર્મ અને સંસ્કૃતિના રક્ષણ અને તેની પુનઃસ્થાપના સારૂ શિવાજી મહારાજે જોરાવર મુગલ મલ્તનતની સામે ટક્કર લઈને ભગવો ઝુંડો ફરકાવ્યો હતો એ સર્વ જાણીતી બિના છે.

મુગલ શાસનકાળમાં દેશમાં શાન્તિ અને વ્યવસ્થા સ્થપાયાં હતાં અને તેથી પ્રજા સુખમાં દિવસો નિર્ગમન કરતી હતી, પણ એ અમલ આદરપાત્ર કે જનપ્રિય થયો હતો કે કેમ એ એક વિવાદગ્રસ્ત પ્રશ્ન છે; અને એટલું સૌ કોઈ સ્વીકારશે કે ગમે તેવું વૈભવશાળી સુરાજ્ય હોય. તોપણ તે કાયદાકાનુન સ્થાપિત સ્વરાજ્યને ન જ પહોંચી શકે.

તો પછી દેશના અને સ્થાયી ને દૃઢ થયલા રાજકર્તાઓને તરછોડી, પરમૂલકના અને પરધર્મી, અજાણ્યા એવા અંગ્રેજોની સત્તાને આપણી પ્રજાએ શા વાસ્તે પસંદ કરી તેનું રહસ્ય સમજવું રહ્યું.

અંગ્રેજી અમલ દેશમાં સ્થપાતાં, ઉપરની પરિસ્થિતિમાં એકદમ ફેરફાર થવા માડ્યો, અને મજબૂત વહિવટ, કાયદાકાનુનસર, નિર્ણિત ન્યાયના ધોરણાનુસાર થવા લાગ્યો તેથી પ્રજાને એ રાજ્યકર્તાને ન્યાય અને અધિકારમાં શ્રદ્ધા બેઠી અને તેમને લાગ્યું કે તેમના જાનમાલને માલમિલ્કતનું રક્ષણ થશે, એટલુંજ નહિ પણ કેટલીક રીતે વ્યક્તિગત સ્વાતન્ત્ર્ય પણ તેઓ ભોગવી શકશે, અને તે કારણે લોકોમાં અંગ્રેજી રાજ્ય અમલ તેના આરંભથી આકર્ષક અને પ્રિય થઇ પડ્યો હતો.

અંગ્રેજી પ્રજા કાયદાકાનુનને ( law ) માન આપનારી અને સ્વાતન્ત્ર્યપ્રિય પ્રજા છે. એ તેમનો ઇતિહાસ જોવાથી જણાશે. એ સંસ્કૃતિ વારસો ઈંગ્લાંડને પ્રાચીન રાજ્યો ગ્રીસ અને રોમ પાસેથી પ્રાપ્ત થયેલો છે. ગ્રીસના શહેરો ન્હાનાં પ્રજાસત્તાક રાજ્યો હતા, અને તે સ્વાતન્ત્ર્યપ્રિય રાજ્યો હતા મ્હાન રોમે તે કાળે તેના તાબાના સઘળા દેશોમાં કાયદા કાનુનનું રાજ્ય સ્થાપી, રોમન સામ્રાજ્યનું પ્રભુત્વ બેસાડયું હતું.

પછીથી ગોથ અને હૂણોના હાથે રોમન સામ્રાજ્યની પડતી થતાં, આખા યુરોપ પર અંધકાર—અજ્ઞાનતાનું આવરણ વિંટળાઈ વળ્યું હતું અને તે યુગ The Dark Ages ' અંધકાર યુગ તરીકે ઇતિહાસમાં નોંધાયલો છે, પણ એશિયામાંનો પેલેસ્ટાઈનનો મુલક પાછો યુરોપિયન પ્રજા હસ્તક લેવા ક્રુઝેડની હિલચાલ ઉપડતા અને દરિયાઈ પ્રવાસના સાહસો એ સમયે વધતા, યુરોપમાં નવીન જાગૃતિ આવી હતી અને તે યુરોપનો રેનેસન્સ ( Renaissance ) પુનરુજ્જીવન યુગ તરીકે સંબોધાય છે, જે જાગૃતિના પરિણામે ગ્રીક અને લેટીન ભાષાઓનો ફરી અભ્યાસ ચાલુ થયો, અને તેમાથી જે જ્ઞાનજ્યોતિ પ્રકટી, તેના કિરણો ચોતરફ પસરતા, યુરોપમાં સુધારાનો ( Reformation ) પ્રાદુર્ભાવ થયા હતે.

અંગ્રેજ પ્રજા, આપણે તેના ઇતિહાસમાથી જોયુ છે કે પ્રજાના હક્કની સંભાળની અને સંરક્ષણ અર્થે તે સદા સાવધાન રહી છે, અને તેના સ્વાતંત્ર્ય માટે ગમે પણ ભોગ તે વધુ પડતો લેખતી નથી.

એમના તે માનસનુ પ્રથક્કરણ કરતા જાણીતા ઇતિહાસ લેખક મી. રેમસે મ્યુર ( Ramsay Muir ) જણાવ્યું છે, કે તેઓ—વાસ્તવિક રીતે સઘળી યુરોપીય પ્રજાઓ-કાયદાને ખાસ માન આપે છે, કારણ તેઓ સમજે છે, કે, એ કાયદો તેમના હિત માટે જ રચાયો છે એટલું જ નહિ પણ તે કાયદો રચવામાં તેમનો હાથ હોય છે, તેથી તેનું પાલન

કર્તવ્ય એ તેઓ એક કર્તવ્ય માને છે, વિશેષમા તેઓ જાણે છે કે જે કાયદો ઘડવામા આવે છે, તેનુ બધારણ, ન્યાય અને નીતિના પાયાપર અવલબે છે, અને પ્રજાનુ શ્રેય અનુલક્ષીને તે કાયદો યોજવામા આવે છે, વળી, તેમા વ્યકિતગત હિત જોવાતું નથી પણ સામુદાયિક ઉત્કર્ષ કેમ સધાય એજ તેનુ અતિમ ધ્યેય હોય છે*

કાયદા પાલનની ઉપરોક્ત ભાવના પાશ્ચાત્ય પ્રજાના જીવનમા એટલી બધી ઓતપ્રોત થઈ ગયલી છે કે તેમના શ્વાસમાતે પ્રત્યક્ષ અનુભવાય છે, તેથી તેમનો જીવન-વ્યવહાર પૂરો શિષ્ટતાવાળો અને નિયમનભર્યો માલુમ પડે છે

જે પ્રજા કાયદાની પૂજારી છે તે સ્વાભાવિક રીતે સ્વાતત્ર્યને ચાહનારી હોય છે કાયદાના અકુર તેમના જીવનમાથી ઉદ્ભવે છે, અને જ્યા જ્યા કાયદો તેમના આતર જીવનમા અતરાયરૂપ થાય છે ત્યા સુધારા કે ફેરફાર માટે તેઓ સતત પ્રયત્ન કરતા રહે છે, અને વિશ્વમતા કે પ્રગતિમાન જીવન માટે તે જેમ આવશ્યક છે, તેમ તેજ જીવનમા સ્ફૂર્તિ અને આનદ આણે છે વસ્તુત કાયદો અને સ્વાતત્ર્ય વૃત્તિ એક બીજાના પૂરક છે, અને તે પરસ્પર અવલબીને રહે છે જેઓ કાયદાના ચુસ્ત હિમાયતી હોય છે, તેમની પ્રકૃતિ સામાન્ય રીતે સરક્ષણ પ્રતિ નમ્ર વળે છે અને જેઓ સ્વભાવે સ્વતત્રતાને ઇચ્છનારા હોય છે તેમનુ વલણ ઉદાર રહે છે, અને એવી સ્વભાવની જુદી જુદી વૃત્તિઓ પ થી રાજકીય ક્ષેત્રમા જુદા જુદા વિભાગો, જેમ કે સરક્ષણવાદી, ઉદારમતવાદી, સમાજ-વાદી, કામદાર પક્ષવાદી, વગેરે પડેલા છે

એ સર્વનો સારાશ એ છે કે કાયદાનો આશય ન્યાય અને નીતિ પર અવલબે અને તેનો પાયો જનસમૂહના શ્રેય અર્થે નખાયો હોય, એટલુજ નહિ પણ સમયાનુસાર અને સજોગવશાત તેમા સુધારા ને ફેરફાર કરવાનો અવકાશ હોય તોજ તે અસરકારક થઈ શકે, તેમજ કાયદાની સાથે સ્વાતત્ર્યપ્રિય વૃત્તિનો સબધ જોડવાથી, તે બેનો સમન્વય કરે, પ્રજા જીવનને નવીન જોમ અને વેગ અચૂક મળે છે

વાસ્તે પ્રજાસત્તાક રાજ્ય તત્રોમા એવો એક સર્વમાન્ય સિદ્ધાત સ્થાપિત થયલો છે કે કાયદાની રચનામા પ્રજાનો સાથ હોવો જોઇએ તેમ તે કાયદાના પાલનમા પ્રજાનો સહકાર મેળવવો અગત્યનો છે

* જુઓ Ramsay Muir's "Nationalism and Internationalism"

એમની એ કાયદા કાનુનને અનુસરવાની વૃત્તિને લઇને અંગ્રેજી રાજ્ય અમલ બ્રીટીશ તાજ હસ્તક આવ્યા પછી એ દશ વર્ષના ગાળામાં હિન્દી સરકારે હિન્દના વહિવટને લગતા ૩૦૦ થી વધુ એકટો પસાર કર્યાં હતા, × અને તે પહેલાનો આપણો ઇતિહાસ તપાસનારને એ સઘળું આશ્ચર્યભર્યું જ લાગશે.

એ નવયુગ એમતાં આપણા દેશ પર પાશ્ચાત્ય સંસ્કૃતિ ને વિચારની ધીમી પણ પ્રબળ અસર થવા માંડી, અને નવા અને જુના વિચારોનો સંઘર્ષ અને સંવર્ષણ થતાં, તેમાથી જુદી જુદી પ્રવૃત્તિઓ ઉદ્ભવી. તેનો વૃત્તાંત આગળના પ્રકરણોમાં આપવામા આવશે, અહિ માત્ર એટલુ જ નોંધીશું કે અંગ્રેજી કેળવણીના બીજ નાખતી વખતે તેની વકીલાત કરનાર લોર્ડ મેકોલેએ ગર્વપૂર્વક + જે ભવિષ્ય વાણી તે વિષે ભાખી હતી તે સાચી નિવડી છે, કે હિન્દી નવ શિક્ષિત વર્ગ યુરોપીય વિદ્યા, વિચાર અને સંસ્કૃતિનુ શિક્ષણ પામી, યુરોપીય સંસ્થાઓ, પ્રજાસત્તાક સંસ્થા-પાર્લામેન્ટની જરૂર માગણી કરશે × જે ઇંગ્લાંડના ઇતિહાસમા એક અપૂર્વ દિવસ થઇ પડશે પુનરુજ્જીવન યુગ ( Renaissance ) એમતાં યુરોપમાં

---

× Administration of India by Prichard in 2 Vols

• સરખાવો

"During the twenty years which followed the Mutiny there was a rapid process of assimilation and unification throughout British-India Certain differences have never been eliminated but the rule of law was soon established throughout the provinces, chiefly by the legislative activity of the Government of India, which from 1861 onwards poured out a series of enactments covering every side of India life" Rise of the British Rule in India by Thomas, & Garrett, p 477.

+Lord Macaulay—*who more than any one else was responsible for the spread of Western learning in India—had looked forward to that proudest day in English history, when "having become instructed in European knowledge they demand European institutions"*

' Landmarks in Indian constitutional and political development" by Gurumukh Nihalsingh page 174

જેવી અમર થવા પામી હતી તેવું પરિણામ આપણે અહિં અંગ્રેજી રાજ્ય-
અમલના આગમનથી આવેલું છે, અને એ પ્રજાનો સંસર્ગ વધતાં તેમજ
અંગ્રેજી કેળવણીનો પ્રચાર થતાં, પાશ્ચાત્ય વિચાર, સાહિત્ય અને સંસ્કૃતિનું
આક્રમણ શરૂ થઈ તેમાંથી આપણા સમાજ જીવનમાં નવજીવનનો સંચાર
થયો અને તે હિન્દી સમાજમાં ક્રાંતિનું મુખ્ય કારણ થઈ પડેલું છે એમ
કહીશું તો તે ખોટું નહિ કહેવાય.

ઉપર નિર્દેશ કરેલી, કાયદાકાનુનથી વ્યવસ્થિત, દેશની સ્થિતિ અવ-
લોકીને કવીશ્વર દલપતરામે મહારાણી વિક્ટોરિયાના રાજ્યની તેમનાં એક
કાવ્યમાં પ્રશંસા કરતાં, પ્રજાનું ધ્યાન ખેંચ્યું હતું, કે—

"ઠગ ગયાં ને પેંઢ ગયા વળી કાળા કેર ગયા કરનાર,
પરનાતીના જતીનાથી, સંપ કરી ચાલે સંસાર.
દેખ બિચારી બકરીનો પણ, કોય ન જાતા પકડો કાન,
એ ઉપકાર ગણી ઇશ્વરનો હરખ હવે, તું હિન્દુસ્તાન" *

અને એજ સ્ફૂર્તિદાયક અને આનંદકારી વાતાવરણથી પ્રોત્સાહિત
થઈને આપણા સ્વાતન્ત્ર્યપ્રિય કવિ નર્મદે સન ૧૮૫૭ ના બળવા વિષે
લખ્યું હતું, કે—

"જય જય જય વાગો રાણી ડંકા તમારા,
ઝટ ઝટ ઝટ ભાગો નાણી શત્રુ તમારા"

× × ×

હવે એટલું માગિયે ખરા ભાવથી જાણ,
નિર્વિઘ્ને રાણી કરે, રાજ રૂડું નિર્વાણ

× × ×

રાણી રાજ્ય કરો બહુ, પસરો અક્ષય કીર્તિ
રાય રંકની નિત વધો, સુખદ પરસ્પર પ્રીતિ—[નર્મ કવિતા]

---

* દલપત કાવ્ય, ભા. ૨, પૃ. ૨૬૮.

# પ્રકરણ ૨

---

## બળવાનો પ્રત્યાઘાત

"It seems likely that the reluctance of the British Parliament to admit further claims on the part of the Educated class to share in the administration of the Country was in no small measure due to the occurrance of the Indian Mutiny."*

[ *Dodwell.* ]

સિપાઇઓના બળવાએ ગુજરાતમા ઝાઝી અસર કરી નહોતી; થોડાક અને છૂટાછવાયા ઉશ્કેરણી અને બંડના પ્રયત્નો, બ્રિટીશ લશ્કરી ટુકડીઓમા અને દેશી રાજ્યોની હદમા, થયલા માલુમ પડયા હતા, પણ આગના છમકલાની પેઠે તેને તુરત જ અને ઉગતા જ ચાંપી દેવામા આવ્યા હતા, એટલે તેમાથી કશી ગંભીર સ્થિતિ ઉદ્‌ભવવા પામી નહોતી. અમદાવાદમા લશ્કરી છાવણીમાની બે પલટણોમા બેદિલી ફેલાઈ હતી અને બંડ કરવાની તેઓ પેરવીમા હતા, પણ એક બીજામા અગાઉથી વિરોધ ઉભો થતા, અને અવિશ્વાસને લઇને તેમનુ જોડાણ થઇ શકેલુ નહિ અને એક નજીવી ભૂલથી તેમની એ વાત પકડાઈ ગઈ હતી. ઉપરિ ગોરા લશ્કરી અમલદારો ડાહ્યા કે, સમય વિચારી જઈ, બહારગામથી વધુ લશ્કરી મદદ આવી પહોંચતા સુધી, એ પલટણોમાના મુખ્ય બંડખોરોને, કામીના માચડે ચઢાવવાનુ તેમણે મુલતવી રાખ્યુ હતુ.

ગુજરાતની સરહદપરના કેટલાક ન્હાના ઠાકોરો અને રાજાઓ એ કઠિન અને મુશ્કેલ સ્થિતિનો લાભ મેળવવા, ઉંચા નીચા થયા હતા પણ તે માટે પુરતી તૈયારી નહિ, પાસે સાધનોનો અભાવ અને વળી એક સાથે બળ ઉઠાવવાની, ખેંચીને કાર્ય ઉપાડવાની અશક્તિના કારણે, તેમના પ્રયાસ નિષ્ફળ ગયા હતા. અમદાવાદની લશ્કરી છાવણીમાની બે પલટણોએ માથુ ઉચુ કર્યું. એ જ સમયે, ગુજરાતની આસપાસના ભાગોએ એક સામટુ હુલ્લડ કર્યું હોત તો તેનુ પરિણામ બહુ માઠું નિપજત, પ્રાંત પરનો

---

*"Political India," edited by Cummings, p 34

કમનસીબે હાથમાંથી, જો કે થોડા સમય માટે જઈ, અંગ્રેજોને ઘણું ખમવું પડત, પણ એ તો "જો બન્યું હોત" તેની અટકળો માત્ર છે

મુંબાઈ ઈલાકાના દક્ષિણ વિભાગમાં, વિશેષે કરીને સાતારા અને કોલ્હાપુરના રાજ્યોમાં રાજદ્રોહના ભડકા સળગેલા, પણ ઑફીસરો સાવધ અને તૈયાર હોવાથી, તે આફત મહેજમાં ટળેલી પણ એ ઉશ્કેરાયલા વાતાવરણમાં દક્ષિણમાં મેન્શન નામનો એક લશ્કરી અમલદાર, સાહસ કરી એકલો આગળ વધવા જતાં, વેર વાળવાને ટમટમી રહેલા એક મરાઠા સરદારના હાથે તેનો વધ થયો હતો

તળ મુંબાઈમાં દેશી લશ્કરમાં બળવો કરવા એક કાવતરું રચાઈ રહ્યું હતું તેની ખબર પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ ફોર્જેટને પડી ગઈ હતી તે બાતમી તેણે લશ્કરી વડાને પહોંચાડી પણ ફોર્જેટની હકીકતમાં તેને વિશ્વાસ બેઠો નહિ તે અરસામાં મહોરમના દિવસો આવતા હતા અને શહેરની સલામતી માટે ગવર્નરે યોગ્ય પ્રબંધ કરવા લશ્કરી વડાને જણાવ્યું હતું પણ તે અમલદારે જે પ્રકારની લશ્કર રાખવાની વ્યવસ્થા કરી તે ફોર્જેટને સલામતીભરી લાગી નહિ અને તેને જુદી રીતે ગોઠવવાની માગણી કરી, પણ તેનો સ્વીકાર થયો નહિ જે માહિતી તેને મળેલી તે ઉપરથી તેની ખાત્રી હતી કે દેશી લશ્કર તક મળે તોફાન કરશે જ તેથી તેણે ગવર્નરને રૂબરૂ મળી, બધી હકીકત તથી વાકેફ કર્યો, એટલું જ નહિ પણ ઉપરિ અધિકારીની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની રજા સુદ્ધાંત મેળવી, તે આપતાં ગવર્નરે ફોર્જેટને કહ્યું હતું, "આજ્ઞાનો ભંગ કરવો એ મહા જોખમનું કાર્ય છે પણ મારી ખાત્રી છે કે તમે કશું મૂર્ખું કાર્ય કરશો નહિ [It is a very risky thing to disobey orders, but I am sure, you will do nothing rash "]*

એ પ્રસંગ વીતી ગયા પછી લશ્કરી અમલદાર શકમંદ રહેતો હતો તેને ફોર્જેટે જે મકાનમાં સિપાઈઓ ગુપ્ત રીતે એકઠા મળી કાવતરું રચતા હતા, તેની પડોશના મકાનમાં લઈ જઈ, એ મકાનની દિવાલમાં બાકોરાં પાડેલાં હતાં, તેમાંથી અંદર જે કાંઈ બનતું હતું તે બતાવ્યું, અને તે જોઈને એ અમલદાર આભો જ બની ગયો અને બોલી ઉઠ્યો, મારા પ્રભુ! મારા પોતાના જ સૈનિકો! શું ને શું છે!

* History of Indian Mutiny by Holmes

[My God! said Barrow, when he saw the sepoys through the holes, My own men? is it possible ?]

એ કાવતરાની પછીથી તપાસ થઈને એ સિપાઈઓમાંના બેને ફાંસી અને ૭ ને દેશનિકાલની સજા કરવામાં આવી હતી. એ રીતે બળવાના-સપાટામાંથી મુબારક મહલ બચી જવા પામ્યું હતુ.

બળવાખોરો આ પ્રસગે ફાવ્યા નહિ, તેમના પ્રયત્નો નિષ્ફળ ગયા, તેનુ કારણ શોધી કહાડતા, એ બળવાના બનાવનો ઇતિહાસ આલેખનાર એલફીનસ્ટન કહે છે, કે, એ સિપાઈઓની આગેવાની લઈ શકે એવો કોઈ બહાદુર અને બુદ્ધિશાળી વીર પુરુષ નહોતો. નહિ તો દેશમાં અને લશ્કરમાં એટલી બધી ઉશ્કેરણી પ્રસરેલી હતી કે સુકા ઘાસની મ્હોટી ગંજીને અગ્નિની એક ચિનગારી લાગતા જેમ તે ભભુકી ઉઠે, તેમ એક બાહોશ અને હુંશિયાર આગેવાન એ ઉશ્કેરાયલા સિપાઇઓ પર કબજો મેળવી ચોતરફ આગ–બળવો ફેલાવત; પરંતુ એ બળવાખોરોમાં અવિશ્વાસ અને વેર ઝેર એવા પ્રવર્તતા હતાં કે તેમનુ સંગઠન જ થવા પામે નહિ. તેથી તેઓ મહજ તડફી, આમ તેમ દોડાદોડી કરી, લશ્કર આવી પહોંચતા, તે સર્વ દબાઈ ગયા હતા. *

પરતુ એ બનાવમાં શરમભરી, દુઃખદ અને કલંકવાળી બીના એ હતી કે હિન્દી અને અગ્રેજ બનેએ, તેમનું ભાન ભૂલી, નિર્દોષ સ્ત્રીઓ અને બાળકો પર અત્યાચાર ગુજાર્યો હતો. ગરીબ અને બિન અપરાધી રૈયતને ક્રૂર અને ઘાતકી રીતે કનડી હતી, અને એ વર્તાવ એવો હેવા-

*"History of Gujarat, Vol. 2, p. 442.

["If only one honest man had been found who could have secured the confidence and support of his fellow countrymen, the fertile province of Gujarat would have been at his mercy. But amongst natives conflicting interests and mutual distrust make combination most difficult. In India a conspirator's first impulse is to betray his associates lest they should anticipate him. The failure of every mutinous outbreak in Gujarat was due to this moral defect"]

નિયતભર્યો હતો કે તેનો બચાવ જ ન હોય, અને આપણે કોઈ પણ કાર્યમા સમજુ અને શિક્ષિત પાસેથી વધારે સ્નેહ અને ડહાપણની આશા રાખીએ તેમ આ મુશ્કેલ સંજોગોમા શિષ્ટનુ પાલન કરનારા અને સુધરેલા કહેવાતા ગોરા લોકો પાસેથી ન્યાય અને દયાની વૃત્તિ નહિ તોપણ, કાઈંક ઈનિમાનિયતની અપેક્ષા રાખીએ, પણ જ્યારે મનુષ્ય મગજનુ સમતોલપણુ ખુએ છે અને વિવેક ભ્રષ્ટ થાય છે ત્યારે તેના સ્વભાવમાં રહેલી પશુ વૃત્તિ, સાપની પેઠે જોર કરીને ઉછળે છે અને તેના હાથે ન કલ્પાય, ઘોર અને ઘાતકી, અન્યાયી અને અત્યાચારના કાર્યો થાય છે, તેનો પુરાવો ઈતિહાસ પૂરો પાડશે. ચગદાની બીજી બાજુ (The other side of the Medal) ના લેખક તદ્દન સાચુ જ કહ્યુ છે, કે નિસ્તેર વર્ષ ઉપર બને પ્રજાઓને, અંગ્રેજ અને હિન્દી ઉભયને, ઝનૂનજનક રીતે મનુષ્ય વધ કરવાનો ઉન્માદ જ લાગ્યો હતો, અને તેઓ માનવતાના મહ્દ અશોને જ નહિ પણ પ્રભુ સુદ્ધાતને ભૂલી ગયા હતા, અને તે સમયના દિલને લાગેલા ડાઘ હજુ ભૂસાયા નથી, એ તેની ઉગ્રતા સૂચવે છે. ×

હિન્દી પ્રજા સ્વભાવે અહિંસક છે, તે લોહી દેખીને નાસે છે જન્તુનો કે ન્હાના પ્રાણી-પક્ષી પશુનો પ્રાણ લેવાને પાપ સમજે છે તેનો ધર્મ અને સંસ્કૃતિ અહિસાને પ્રાધાન્ય આપે છે, તેને થયલા અન્યાયનુ વેર વાળવાની વૃત્તિએ હિન્દી સિપાઇઓના હાથે કેટલાક નિંદ્ય અને ઘાતકી કૃત્યો કરાયા હશે, તેની ના પાડવામા આવતી નથી, પણ તેમને લોહી તરસ્યા અને અવિશ્વાસુ અને નિમકહરામ કહેવામા આવે છે, તે આક્ષેપ ખોટો છે, એમ અમે જરૂર કહીશુ. જેણે ઉભય પક્ષની સઘળી હકીકત પૂરી વાચી તપાસેલી છે, તે એ વિષે નિર્ણય આપતા લખે છે,

---

[ "The other side of the Medal" by E Thomp on, p 54 ]

× જુઓ લોર્ડ લૉરેન્સનો અભિપ્રાય

"I protest against meeting atrocities by atrocities I have heard hard things said and seen things written of late which would make me almost suppose that the religious opinions of the people of England had undergone some sudden change, and that, instead of bowing before the name of Jesus, we were preparing to revive the worship of Moloch"

*"The other side of the medal,' page 123

'As things stand, we have given Indians a reputation for blood-thirstiness and untrustworthiness, which they are very far from deserving."×

તે સમયે લોર્ડ કેનિંગ હિન્દુસ્તાનનો ગવર્નર જનરલ હતો, તેમણે સમતોલપણું સાચવવા ખૂબ પ્રયાસ કર્યા હતા, અને તેમની એ પ્રવૃત્તિને અગ્રેજોએ માયાળુ કેનિંગ–Clemency Canning–કહીને ઉવેખી હતી, તે સુદ્ધાંત અગ્રેજોના વેર અને કૃત્યોથી એવો ત્રાસી ઉઠ્યો હતો કે મહારાણી વિક્ટોરિયાને એક પત્રમાં જણાવ્યું હતું, કે જેમની પાસેથી સારૂ ધોરણ બેસાડવાની આપણે આશા રાખીએ, એવા ઘણાઓમાં વેર લેવાની ગાંડી (rabid) અને વિવેકશૂન્ય વૃત્તિ ઉભરી રહી છે, જેનો વિચાર કરતાં, દેશબન્ધુઓ માટે શરમ આવે છે× મહારાણીએ તે પત્રનો લાગણીપૂર્વક ઉત્તર વાળતાં ખ્રિસ્તિધર્મીઓને એ ન છાજતી વર્તણૂક માટે પોતાનો ખેદ અને રોષ પ્રકટ કર્યા હતા, એટલું જ નહિ પણ દેશમાં ફરી શાન્તિ પ્રસરે અને રાજકર્તાઓમાં વિશ્વાસ બેસે તે સારૂ હિન્દી પ્રજાને જે

---

×જુઓ "The other side of the medal," page 4

'The Queen has asked Lord Malmesbury to explain in detail to Lord Derby her objection to the draft of proclamation for India. The Queen would be glad if Lord Derby would write it in his excellent language, bearing in mind that it is a female sovereign who speaks to more than 100,000,000 of Eastern people on assuming the direct Government over them after a bloody civil war, giving them pledges which her future reign is to redeem, and explaining the principles of her Government. Such a document should breathe feelings of generosity, benevolence and religious feeling, pointing out the privileges which the Indians will receive in being placed on an equality with the subjects of the British Crown and the prosperity following in the train of civilization."

*Indian Constitutional Documents, by Mukerji, p 358

હતો. તે કાયદાએ તેમનો લડાયક જુસ્સો મારી નાખ્યો છે, એટલુ જ નહિ પણ હિન્દીઓનું પુરષાર્થ બળ હરયુ છે, અને વધારે શોચનીય એ છે કે તેના નિયમનમા ભેદભાવ રાખવામા આવેલો છે, તે આપણને એક કંટકની પેઠે ખુચે છે એ આર્મ્સ એકટ વિષે મહાસભાની એક બેઠકમાં બોલતા, સર ફિરોજશાહે, હિન્દીઓની લાગણી વ્યક્ત કરતા, વાજબી કહ્યુ હતું, કે એ કાયદાના બધનો ભવિષ્યમા કદાચ દૂર કરવામા આવશે પણ તે દરમિયાન નિશસ્ત્ર થવાને કારણે, પ્રજા એકવાર નાકૌવત બની ગઈ તો તેનું શૌર્ય અને પુરષાર્થ પાછા મેળવતા લાબો સમય વીતી જશે. એ હથિયાર વાપરવાનુ જ્ઞાન અને આવડ, અન્ય કોઈ કારણસર નહિ તો પણ સ્વરક્ષણ માટે, આવશ્યક છે, એમ સામા પક્ષને પણ કબૂલ કરવુ પડશે.

ઈસ્ટ ઇન્ડિયા કપનીના રાજવહિવટ દરમિયાન હિન્દમા અગ્રેજોને વસવાટ માટે પુરતી છૂટ નહોતી, પણ છેલ્લો ચાર્ટર સન ૧૮૫૩ મા તેને ફરી ચાલુ કરી આપતી વખતે પાર્લામેન્ટે તેના કેટલાક વિશેષ હક્કો પાછા ખેંચી લઇને, અગ્રેજોને દેશમા વેપાર કરવા અને વસવાટ સારૂ ખાસ મદદ કરી આપી હતી, અને તેના પરિણામે કપની સરકારના અમલમા એક પ્લેન્ટર ( planter ) અને વેપારી વર્ગ ઉભો થયો, જેઓ તેમના સ્વાર્થની વાત કરવા લાગ્યા અને વિશેષ સવડ અને ખાસ હક્કો મળવા તે વર્ગ ઇતેજાર બન્યો. અને એવા લોકોની સરળ સારૂ લોર્ડ કેનિગે ૩૦૦૦ એકર સુધીનો જમીનનો ટુકડો, જેને Waste land Rules કહે છે, તદનુસાર મહેસુલ ફ્રી, નામના દરે આપવાની વ્યવસ્થા કરી હતી ગળીના વાવેતરવાળા ખેતરોમા અને ચાના બગીચમા એ ગોરા માલિકો હિન્દી મજુરો પાસેથી ક્રી સખ્તાઇથી કામ લેતા અને તેમના પ્રત્યે ખરાબ વર્તન રાખતા તેની અનેક ફરિયાદો બહાર આવેલી છે અને તે જાણીતી છે, અને એક ગોરા માટે, બગલા પછી, એક હિન્દીનુ, પછીથી ગમે તેટલો મ્હોટો હોય તેનુ, અપમાન કરવુ, એક તુચ્છ બાબત થઈ પડી હતી, અને તેમા જાતીય શ્રેષ્ટતાની ભાવના (Racial superiority) પ્રધાનપણે પ્રવર્તતી હતી, અને ઉભય વચ્ચે અંતરાય અને વૈમનસ્યની લાગણી વધવાનુ તે મુખ્ય કારણ હતુ

વળી રાજસત્તા તેમના હાથમાથી સરી ન પડે તે સારૂ મુખ્ય અને જવાબદારીની સઘળી જગો અગ્રેજો હસ્તક અલગ રહે એવી ગોઠવણ

અંગ્રેજ હાકેમોએ યોજી હતી; અને તે કોઈ હિન્દીને મળી શકે નહિ. જો કે તેમ કરવાનું કારણ એવું બતાવાયું હતું કે હિન્દી રાજવહિવટમાં સમાન અને અસરકારક ધોરણ સચવાઈ રહે.*

પણ અંગ્રેજ રાજકર્તાઓનો પૂરેપુરો અવિશ્વાસ તો હિન્દી લશ્કરમાં જે બહોળા ફેરફાર કર્યો અને નવી ગોઠવણ કરી તેમાં સ્પષ્ટ રીતે જણાઈ આવે છે, અને તેની નેમ એજ હતી કે બળવા જેવો પ્રસંગ લશ્કરમાં પુનઃ થવા પામે નહિ. બળવા પૂર્વે લશ્કરના ત્રણ વિભાગો, ઇલાકાવાર, બંગાળ, મદ્રાસ અને મુંબાઈ, એ પ્રમાણે હતા અને તેની વ્યવસ્થા અને કબજો એ ઇલાકાની સરકાર હસ્તક હતો. એ લશ્કરમાં ભરતી પણ એ ઇલાકાના મનુષ્યોમાંથી કરવામાં આવતી અને લશ્કરી ખાતાના દરેક વિભાગમાં, તોપખાના સુદ્ધાંત, દેશીઓને રાખવામાં આવતા હતા. પણ બળવા પછીથી એ રીતિમાં ફારફેર કરી નાંખી, યુરોપિયન સોલજરોની સંખ્યા વધારી અને દેશીઓનું પ્રમાણ ઘટાડ્યું; અને તેનું બળ બે અને પાંચના પ્રમાણમાં રાખ્યું; અને વધુમાં, તોપખાનું અંગ્રેજોના હાથમાં રહે, એવો પ્રબંધ કર્યો. દેશી લશ્કરમાં એકસપી ન થવા પામે અને તેમનામાં સ્પર્ધા રહે તે સારૂ જાતિવાર ટુકડીઓ જેમકે, પઠાણ, રાજપુત, મુસલમાન, મરાઠા, જાટ, ગુરખા વગેરે ઉભી કરી અને તેને એક બીજાની સામે મૂકી હતી, તે હકીકત સ્પષ્ટ થવા વાંચો નીચેનો ઉતારો.

"Next to the great counterpoise of a sufficient European force, comes the counterpoise of natives against natives. To preserve that distinctiveness which is valuable, and which while it lasts makes the Mahomedan of one country fear or dislike the Mahomedan of another, corps should in future be provincial, and adhere to the Geographical limits within which differences and rivalries are strongly marked."×

---

*"In all departments of essential importance there must be selected Englishman to maintain a standard of efficiency."*
(સર જોન સ્ટ્રાચી, "Rise of the British Rule in India," p. 465).

×Quoted in Garrett: An Indian commentary, p. 202.

સિવાય પ્રજામા લડાયક અને બીનલડાયક એવો કૃત્રિમ ભેદ પાડયો, જે વાજબી નહોતો. બિનલડાયક જાતિઓને તાલીમ આપવામાં આવે તો તેઓ સારા સૈનિકો થઇ શકે, એ વિષે અમને શકા નથી

આ લશ્કરી પુનર્રચના, બીજું કાઇ નહિ પણ બળવાથી રાજ્યકર્તાઓપર પ્રત્યાઘાત થયો, અને હિન્દીઓ પ્રતિ સંશયગ્રસ્ત મનોદશા ઉદ્ભવી, તેનું સીધુ પરિણામ હતું

એ બદલાયલી રાજનીતિ, સરકારી નોકરી અને દેશી લશ્કરની પેઠે, દેશી રાજ્યો સાથેના સબંધમાં ધીમે ધીમે પણ સ્પષ્ટ રીતે અમર કરતી જોવામા આવે છે. પૂર્વે કંપની સરકારે કેટલાક મ્હોટા રાજ્યોની કુમકે ઉભા રહી, કોલકરાર કરી, મિત્રાચારીનો સબંધ બાંધેલો અને એક સાથી તરીકે તેમનો દરજ્જો અને અધિકાર સમાન હતા, પણ બળવા પછી જે દેશી રાજ્યો બળવામા સામેલ નહિ થયલા એટલુજ નહિ પણ કંપની સરકારને સારી સહાયતા આપેલી, અને તેમની સેવાની કદર માનચાંદ બક્ષીને હિન્દી સરકારે કરી હતી અને તેમના ગાદી હક્ક અને સ્વતંત્ર અધિકાર સાચવવાનું જાહેર કર્યું હતું, પણ યુરોપમા પરિસ્થિતિ બદલાતા અને ઇંગ્લાંડના રાજદ્વારી પુરૂષોમા, ઇગ્લાંડ એક સર્વોપરિ-સામ્રાજ્ય થઈ પડે એવા અભિલાષ જાગતા, તેનું પ્રતિપાદન કરવા, નવીન અને વિશેષ પ્રયત્ન થવા માડયા અંગ્રેજ પ્રજાના સાહસ અને વેપારવૃત્તિને ઉત્તેજવા લોર્ડ પામરસ્ટને એવુ જાહેર કર્યું કે બ્રિટિશ પ્રજા ગમે તે મૂકમા હશે તેના પ્રત્યે અન્યાય કે જુલમ કરવામા આવશે તેનુ રક્ષણ કરવા ઇંગ્લાંડ સદા તૈયાર રહેશે, અને ઉક્ત કથનનું સમર્થન કરતા ડિઝરાયલીએ કહ્યુ હતુ,

"No minister in this country will do his duty who neglects any opportunity of reconstructing as much as possible our colonial Empire and of responding to their distant sympathies which may become the source of incalculable strength and happiness to this island" ‡

‡ Twentieth Century, April 1936, p 649

આમ તેણે સામ્રાજ્ય ભાવના અને સામ્રાજ્યના ઐક્યને પોષવાનું શરૂ કર્યું અને શીલીકૃત 'The Expansion of England' 'ઇગ્લાંડનો રાજવિસ્તાર' જેવા પુસ્તકે તેને વિશેષ અને સંગીન ઉત્તેજન આપ્યું હતું.

મદરહુ રાજનીતિને જર્મનીના દૃષ્ટાંતથી વધુ ટેકો મળ્યો. જર્મન કયસરે જર્મનીનાં ન્હાનાં ન્હાનાં રાજ્યોને એકત્ર કરીને પોતાને કયસરના મહાન પદે સ્થાપ્યો હતો તેમ ઇગ્લાંડનુ સાર્વભૌમત્વ સ્થાપવા અને પૂર્વની પ્રજાઓ પર તેની છાપ પડે, એ ઉદ્દેશથી, સન ૧૮૭૭ માં હિન્દમા મ્હોટો દરબાર ભરી મહારાણી વિકટોરિયાને 'કૈસરે' હિન્દ તરીકે જાહેર કરવા માટે ભારે ઠાઠમાઠભર્યો દરબાર થયો હતો. એ સમય જ એવા કોઇ દબદબાવાળા દરબાર માટે પ્રતિકૂળ હતો. દેશમાં મ્હોટો દુકાળ ચાલતો હતો. હજારો મનુષ્યો પ્રતિદિન મરતા હતા, ભુખમરાને સીમા નહોતી; અફ્ઘાન વિગ્રહને લઇને દેશપર ખર્ચનો મ્હોટો બોજો પડ્યો હતો. વળી લૉર્ડ લિટનની સરકારે આર્મ્સ એક્ટ, એક્સાઇઝ એક્ટ, પ્રેસ એક્ટ વગેરે, લોકલાગણી વિરુદ્ધ, પસાર કરીને પ્રજામા મ્હોટો અજંપો પેદા કર્યો હતો. દેશી વર્તમાનપત્રો સામેનો પ્રેસ એક્ટ તો ઇગ્લાંડથી હિન્દી પ્રધાનની તારથી સમ્મતિ મેળવી બે કલાકમાં ધારાસભામા પસાર કરાવ્યો હતો; અને એ કાયદાની સુંગાલમાંથી છટકવા 'અમૃત બઝાર પત્રિકા' ના સંચાલકોએ, એક રાત્રિમાં તે છાપાને દેશીમાથી અગ્રેજી વર્તમાનપત્રમાં ફેરવી નાંખ્યુ હતુ, એ તે સંબધમાં એક રોમાંચક કિસ્સો હતો. એક્સાઇઝ એક્ટ તો લૉર્ડ લિટને, તેના કાઉન્સિલના સભ્યોની સલાહની વિરુદ્ધ જઇને, અને માત્ર હિન્દી પ્રધાનની સૂચના મુજબ વર્તીને, માનચેસ્ટરના વેપારીઓને ખુશ કરવા પસાર કર્યો હતો એવા એ ગવર્નર જનરલે ઇગ્લાંડથી દોરવણી થતા, વખત કવખતનો વિચાર નહિ કરતા, રોમ બળતુ હતું ત્યારે રોમન શહેનશાહ નિરો ફિડલ વગાડતો હતો તે પ્રમાણેનુ, લૉર્ડ લિટનનું એ પગલું હતુ, અને તે એની પ્રતિષ્ઠાને ઝાંખપ લગાડનાર હતુ, એમ અગ્રેજ ઇતિહાસ લેખકો સુદ્ધાં કહે છે—

"The famine of 1877 struck the popular imagination, not only because of its severity, but because it coincided with the Second Afghan War, and with the ostentatious and ill-timed Darbar at which Queen Victoria was proclaimed Empress of India". *

* "Rise of the British Rule in India", p 192.

પાર્લામેન્ટમા ઉપરોક્ત બીનનો વિરોધ કરતા ગ્લેડ્સ્ટને કહ્યુ હતું, કે, મહારાણીના ઇલ્કાબથી કાયદાકાનુનનો ધ્વનિ ઉઠે છે પણ સામ્રાજીનુ બિરુદ સત્તાગાનુ સૂચક જણાશે × અને વધુમા ભારપૂર્વક ઉમેર્યુ હતુ કે હિન્દુસ્તાનને સ્વરાજ્યની સસ્થાના લાભ અને સુખ આપવાને આપણે શક્તિમાન થયલા નથી, એ સાચુ હોય અને હું માનુ છુ કે તે સાચુ છે, તો પછી તે વસ્તુ વિધિપુરઃસર નામદાર સન્ય (ડિઝરાઇલી) આપવાની તૈયારીમા છે એવી નોધ સારૂ ભલે વડાઈ લે, પણ મને લાગે છે કે અત્યાર સુધી આપણી નબળાઈ નિવડેલી છે તેને યશની સિદ્ધિ તરીકે બતાવવાનો પ્રયત્ન હુ તો નહિજ કરુ પણ તેનો ખુલાસો કરતા, ડિઝરાઈલીએ દર્શાવ્યુ હતુ, કે હિન્દુસ્તાન-માજ તેની મુખ્યત્વે જરૂર છે, હિન્દ જ તે ઇચ્છે છે, તેની આતુરતાપૂર્વક રાહ જુએ છે, રાજાઓ અને હિન્દી પ્રજા ઉભય તેમના સારૂ ઇંતેજાર છે

"It is desired in India It is anxiously expected The princes and natives of India look to it with the utmost interest"

છેવટે "કૈસરે હિન્દ" એ શબ્દ ઇલ્કાબ તરીકે પસદ કરવામા આવ્યો હતો તે શબ્દ જેમ ટુકો અને માધુર્યભર્યો (sonorous) તેમ સામ્રાજ્યની ભાવનાનો સૂચક અને એક પ્રાચીન યુગ (Classical antiquity) નુ સ્મરણ કરાવતો હતો –

એ આખાય પ્રસગનો નિષ્કર્ષ કવિ ન્હાનાલાલે, એમના એક લેખમા, એમની લાક્ષણિક શૈલીમા, રજુ કર્યો છે, તે એનો સરસ ખ્યાલ આપશે.

"૧૮૭૭ ના દરબારનુ રાજકીય રહસ્ય સ્વ ઇચ્છારામભાઇએ એમના 'મહારાણી શ્રી વિક્ટોરીયાના જીવનચરિત' મા પા ૨૮૧ મે કાઈક ભાખ્યુ છે 'રાણીશ્રીના હસ્તકમા ભરતખડનુ ગજ્ય આ યા પછી યૂરોપમા ઘણી મોટી ચર્ચા ચાલી રહી કે ભરતખડમા રાણીની પદવી કેવી ને કેટલી ? તે ભરતખડના રાજા રાણાઓથી શ્રેષ્ઠ કે નહીં ?'' અગ્રેજી પ્રજા પણ એમ માનતી ને સરકારી દસ્તાવેજો પરથી એમજ જોવામા આવતુ કે પહેલા વર્ગના રાજાઓ કરતા રાણીશ્રીની સત્તા શ્રેષ્ઠ નહીં

× History of India, by P E Roberts p 461

– Landmarks in Indian constitutional and National Developments p 138

હોય।' '૧૮૬૮ મા ઇરાનના શાહે લખેલા એક દસ્તાવેજના સબધમા ઘણો વાદો ઉઠ્યો ' ' આવી બાબતનો નિવેડો થવો જોઇએ ' ' ઇગ્લાડમા ખાનગીમા જ નક્કી થયુ કે પાટવી કુવરને ભરતખડમા મોકલી રાજા રાણાની ઇચ્છાઓ કેવી છે × × × તે તપાસવુ ' ' તેવામા રશિયાના ઝાર બીજા નિકોલસે મધ્ય એશિયાના શાહાનશાહનો ખિતાબ ધારણ કીધો ' અને પ્રશિયાનો રાજા તે પેરીસમા જર્મન કૈસર થયો ' મી ડીઝરાયલીએ ૧૮ ૬ મા પાર્લામેન્ટમા એક બીલ રજૂ કીધુ ? ' વાધો લેવામા મી ગ્લાડસ્ટન મુખ્ય હતો.' મોક્ષમુલર ભટ્ટે કહ્યુ ' મહારાજ્ઞી ' પદ ઠીક છે સર વિલ્યમ મ્યૂરે ' કૈસરે હિન્દ ' પદ કહ્યુ, ને તે સન્માન્ય થયુ ' અત્યાર સુધી રાણીશ્રીને ૩૧ તોપનુ માન મળતુ હતુ, તેને બદલે હવેથી ૧૦૧ તોપનુ માન ' નિર્ધાર્યુ મદ્રાસ, મુબઈ, કલકત્તાથી ઉપડેલા બ્રિટીશ તોપખાનાએ સિન્ધુ કાંઠે મોરચા માડ્યા, ત્હારથી વસ્તુત હિન્દનુ સાર્વભૌમત્ત્વ બ્રિટનના રાજવીને સાપડેલુ છે, પણ જે Subsidiary Alliance થી દેશી રાજ્યોને વશ કીધા એ રાજદસ્તાવેજોમાનો Alliance શબ્દ આજ પણ સાર્વભૌમત્વને અન્તર્ગત ઉભે છે ગાયકવાડ નિજને Ally માનતા તે મરી ગયા નિઝામ હજી ૧૯૩૨ સુધી yom Faithful Ally ઉચ્ચારે છે અફઘાનિસ્તાન ને નેપાળના રાજવીઓ His Highness હતા તે His Majesty થયા છે ૧૮૭૭ નો, ૧૯૦૩ નો, ૧૯૧૧ ના એ દિલ્લી દરબારો, આ ઐતિહાસિક દૃષ્ટિએ વિચારતા તો, જે De Facto હતુ તેને De Jure કરાવવા કાજેના હતા બ્રિટીશ રાજમત્રીઓની આજ સુધીની સાર્વભૌમત્ત્વ કાજેની રાજરમત રાજભૂલ હશે - નહીં હોય, પણ એ ત્રણે રાજપ્રસગોએ ભારત પ્રજાને કોઈ ચિરસ્થાયી પ્રગ્નહક ન નવાજવાની, અને એમ પ્રજા હૈયામા અખડ સ્થાન મેળવી ન લેવાની મહા રાજભૂલ બ્રિટીશ મત્રીશ્વરોએ કીધી છે ૧૮૫૮ ના દરબાર પ્રસગે પ્રજાને ઢંઢેરો બક્ષ્યો હતો એ વાત પછીના મત્રીશ્વરો વીસરી ગયા એ રાજઉત્સવો પ્રજા ઉત્સાહથી ઉજવતી, ભાવ ને ધનની રેલો રેલવતી, પણ ઠાલી હાથે ઘેર આવ્યે નિરાશ ને મનોભગ થતી મારો વિશ્વ ઇતિહાસ શોધી વળજો કોઈ દેશમા કોઈ કાળમા ચિર નભતી પ્રજા નવાજેસ વિહોણા રાજદરબારે ચિર સ્થાયી પ્રજા પ્રેમ પામ્યા છે ? *

* કવિ જિવન જુઓ, ' મારી હકીકત '' કવિ નર્મદાશકર પ્રકાશક, ગુજરાતી પ્રેસ, પૃ ૧૮, ૧૯

એ પગલું આંતરરાષ્ટ્રીય કાયદાની ગુંચવણમાંથી છૂટવાને લેવાયું હોય ઈસ્ટ ઇન્ડિયા કંપની સાથે થયલા કોલકરાર મુજબ દેશી રાજ્યોમાંના કેટલાક મ્હોટાં અને સમર્થ રાજ્યો સમાન અને સ્વતંત્ર હક્ક ધરાવતાં હતાં; પણ નવા ઇલ્કાબથી તે મિત્રરાજ્યો ખરા, છતાં તે સરખા દરજ્જાના નથી એ દર્શાવવાનું બ્રિટિશ પ્રધાન મંડળે વાજબી વિચાર્યું હોય; અને તેની સ્પષ્ટતા હિન્દી સરકારના નીચેના ઠરાવથી થઈ જાય છે. +

આન્તરરાષ્ટ્રીય કાયદાના સિદ્ધાન્તો હિન્દી સરકાર–મહારાણીના પ્રતિનિધિ તરીકે અને તાજના રક્ષિત દેશી રાજ્યોના સંબંધને બંધનકર્તા નથી. તાજની સર્વોપરિ સત્તામાં એ માની લેવાયું છે અને તેનો સમાવેશ થઈ જાય છે કે તેમનો દરજ્જો ગૌણ છે.

આપણે હવે હિન્દનો રાજવહિવટ તાજ હસ્તક આવ્યા પછી તેમાં શા શા સુધારા થવા પામ્યા તે તપાસીએ. પહેલા પ્રકરણમાં આપણે જોયું છે કે અંગ્રેજી પ્રજાનું માનસ સામાન્યતઃ કાયદાકાનુનને અનુસરનાર ઘડાયલું છે; તેથી સન ૧૮૫૯ થી ૧૮૬૧ માં સિવિલ પ્રોસિજર કોડ, પેનલ કોડ, હિન્દી હાઇકોર્ટ એક્ટ, ઈન્ડિયન પોલીસ એક્ટ, ઇન્ડિયન સિવિલ સર્વિસ એક્ટ, ઈન્ડિયન ક્રિમિનલ પ્રોસિજર કોડ, વગેરે પસાર કરવામાં આવ્યા હતા; અને સન ૧૮૫૮ ના ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયા એક્ટમાં પણ કેટલીક વ્યવહાર મુસ્કેલીઓ ઉભી થયલી તેના ઉકેલ આરૂ તજવીજ થઈ હતી. પણ તે સુધારા કેવા પ્રકારના અને શા કારણે રજુ થયા હતા તે આપણે જાણવું જોઈએ.

સન ૧૮૫૩ ના કાયદા અનુસાર જે ધારાસભા ધારાધોરણ ઘડવાને નિમવામાં આવી હતી, તે કારોબારી કાઉન્સિલના કામકાજમાં વારંવાર તેની સત્તા ઉપરાંતની પૂછપાછ અને તપાસ, ગમે તે કાજે કરતી હતી, તેની સત્તા સ્પષ્ટ કરવાની જરૂર જણાઇ હતી. બીજું ધારાસભામાં હિન્દીઓને નિમવાનું સન ૧૮૫૮ માં મુલતવી રખાયું હતું; પણ તેમને કોઇ રીતે

---

+ (The principles of international law, have no bearing upon the relations between the Government of India as representing the Queen Empress on one hand and the Native States under the sovereignity of Her Majesty, on the other. The Paramount Supremacy of the former pre-supposes and implies the subordination of the latter).

[Landmarks in Indian constitutional Developments p 138.]

ધારાસભામાં સ્થાન આપવું જોઈએ, એ મુદ્દા સાથે હવે સૌ કોઇ સંમત થતુ હતુ. ત્રીજુ, વડી સરકાર અને પ્રાંતિક સરકાર વચ્ચે ઇન્કમટેક્ષના સંબંધમાં મતભેદ ઊભો થયો હતો તેનો નિર્ણય કરવાની જરૂર હતી. લૉર્ડ કેનિંગે પણ ગવર્નર જનરલની કારોબારી કમિટી સદંતર કાઢી નાખવાની માગણી કરી હતી, અને હિન્દી પ્રધાને પણ હિન્દી સરકારના કામકાજમાં વિશેષ લક્ષ આપવા માંડયુ હતુ, એ સઘળી પરિસ્થિતિનો વિચાર કરીને સન ૧૮૬૧ માં નવું ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા બીલ પાર્લામેન્ટમાં આણવામાં આવ્યુ હતુ

આમની સભામાં તે બીલનો ખરડો રજુ કરતાં, સર ચાર્લ્સ વુડે જણાવ્યુ હતુ કે અગાઉની પેઠે એકલી કારોબારી સભા હિન્દનો રાજ-વહિવટ કરે એ સ્થિતિ, હિન્દની લોકલાગણી જોતાં, અશક્ય છે, અને તે વહિવટ હિન્દી લોકમત જાણ્યા વિના કરવો એ પણ એટલુજ દુર્ઘટ કાર્ય છે. હિન્દી કારોબારી સભાના સભ્ય સર બાર્ટલ ફ્રેરે હિન્દી પ્રધાન સર ચાર્લ્સ વુડને તે વિષે લખ્યુ હતુ, કે તમારા–રાજકર્તાઓના કાર્યો વિષે બહારનાઓ શુ કહે છે કે વિચારે છે, તે જાણવાની દરકાર કર્યા વિના, હિન્દી રાજવહિવટ સ્વતંત્રપણે ચલાવવાના દિવસો વહી ગયા છે, અને અણધાર્યા અને જોખમભર્યા ભયમાંથી મુક્ત રહેવુ હોય તો, સલામતી ખાતર, લોકમત જાણવાને ધારાસભામાં હિન્દીઓનુ પ્રતિનિધિત્વ દાખલ કરવુ આવશ્યક થઇ પડયુ છે. હિન્દના વતનીઓને અથવા હિન્દમાં વસેલા ગોરાઓને જુદુ પ્રતિનિધિત્વ આપવું એ સિદ્ધાન્ત અમાન્ય થયો હતો. પણ ચર્ચાના અંતે ઉપરોક્ત કાયદામાં કોઈ બંધનકારક નિયમ દાખલ નહિ કરતાં, ગવર્નર જનરલ દેશના ધારાધોરણ ઘડવા માટે તેની કારોબારી કમિટી ઉપરાંત અમુક સંખ્યામાં વધુ સભ્યો નીમી શકશે એવી સામાન્ય સત્તા તેને બક્ષવામાં આવી હતી, માત્ર તેની મર્યાદા એવી રીતે મુકરર કરી હતી કે એ વધારાના સભ્યોની સંખ્યા ૬ થી ઓછી નહિ હોય અને ૧૨થી વધશે નહિ, અને તેનો અર્ધો ભાગ બિન અધિકારી સભ્યોનો હશે

સન ૧૮૫૩ ના ઍક્ટ અનુસાર પ્રથમ ધારાસભા રચવામાં આવી હતી, તે તેના નિર્ણીત થયેલા અધિકારથી પર જઈને કારોબારી કમિટીના કામકાજમાં અનેક રીતે અડચણો કરતી હતી, તેનો અટકાવ કરવા પ્રસ્તુત પ્રસંગે તેનો સ્ફોટ કરતાં, હિન્દી પ્રધાન સર ચાર્લ્સ વુડે કહ્યુ હતુ,

કે આ ધારાસભા સ્થાપવાની સન ૧૮૫૩ માં મેં જ દરખાસ્ત કરી હતી પણ તે કાયદાના આશય બહાર જઈને જુદીજ રીતે એ મંડળ તેનું કામકાજ ચલાવવા આગ્રહ કરતું હતું અને તે ધોરણ ચાલુ રહે તો તેમાંથી મ્હોટી મુશ્કેલીઓ ઉદ્ભવવા ભીતિ રહે છે, વાસ્તે તેનું કાર્યક્ષેત્ર ચોક્કસ કરવું જોઇએ. તદનુસાર તેનો અધિકાર, માત્ર ધારાધોરણ ઘડવા પુરતો અપાયો હતો, અને નવા ખરડામાં તે કારોબારી કમિટીને કાંઈ સવાલો પૂછી શકશે નહિ તેમ કોઇ કામના કાગળો સુદ્ધાંત માંગી શકશે નહિ, એ બાબત સ્પષ્ટ કરી, ધારાધોરણ સંબંધમાં પણ તેની સત્તા કેટલીક રીતે મર્યાદિત કરવામાં આવી હતી.

તાજ હસ્તક હિન્દનો વહિવટ આવ્યા પછી હિન્દી સરકારના કામકાજમાં ઘણુ પરિવર્તન થવા પામ્યું હતું. સન ૧૮૫૩ ના એક્ટ મુજબ સ્થપાયલી ધારાસભા, ઉપર કહ્યું તેમ, રાજ્યવહિવટમાં મુશ્કેલીઓ ઉભી કરતી હતી, તેમ ગવર્નર જનરલને તેની કારોબારી સમિતિ પણ અડચણકર્તા લાગતી હતી; તેથી લૉર્ડ કેનિંગે હિન્દી પ્રધાનને લખી મોકલ્યું હતું કે હિન્દના વહિવટ માટે પોતે જવાબદાર છે તો પછી કારોબારી સમિતિના સભ્યો સાથે જે તે પ્રશ્નોની ચર્ચા કરવાના કર્તવ્યમાંથી તેને મુક્ત કરવો, એટલુંજ નહિ પણ તે કારોબારી સમિતિને કાઢી નાંખવી; અને વધારામાં એવી માગણી કરી હતી કે સર્વ અધિકાર ગવર્નર જનરલ હસ્તક રહે અને જુદા જુદા ખાતાઓમાં સેક્રેટરીઓ નિમવામાં આવે તેઓ ગવર્નર જનરલને જરૂરી સહાયતા આપે.

હિન્દી પ્રધાને લૉર્ડ કેનિંગની ઉપલી સૂચના માન્ય રાખી હતી અને સન ૧૮૫૮ નો ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા એક્ટ સુધારવાનો હતો, તેમાં એ પણ એક મુદ્દો હતો.

પણ ગવર્નર જનરલની કાઉન્સિલમાં તે સમયે સર બાર્ટલ ફ્રેર નામનો એક બુદ્ધિશાળી સભ્ય હતો; તેણે લૉર્ડ કેનિંગને સમજાવ્યું કે તેમની ઉપલી સૂચના વાજબી નથી. એથી ગવર્નર જનરલનું કામ અને જવાબદારી પુષ્કળ વધી પડશે અને જે રાહત તેઓ ઇચ્છે છે તે મળશે નહિ. પરંતુ જો કારોબારી કમિટીના કામની વહેંચણી કરી નાંખી જે તે સભ્યને જુદું ખાતું સોંપીને તે સભ્યને તે માટે જવાબદાર ગણી, કામ લેવાય તો તે વધારે સવડભર્યું થઇ પડશે. વળી તેના કામકાજમાં ડખલગીરી થતી તેને લાગે છે તેમાંથી ગવર્નર જનરલ છૂટવા માંગે છે; પણ હિન્દી પ્રધાન અને ઇન્ડિયાકાઉન્સિલ

હાથમાં હિન્દના વહિવટના દરેક કાર્યમાં હાથ નાંખે છે. અને તેમની હકુમત અને કબજો વધારે છે, અને હિન્દી સરકારને તેમના હસ્તકનુ એક ખાતું કરી નાંખવા ઇચ્છે છે તે સંજોગોમાં, લૉર્ડ કેનિંગે ગવર્નર જનરલની કારોબારી કમિટીને કાઢી નાંખવાની માંગણી કરવી એ સલાહભરેલું નથી. એ કારોબારી કમિટીના સભ્યોને પોતે જે તે પ્રશ્ન વિષે ચર્ચા કરીને તેના પોતાના અભિપ્રાયના કરી શકશે અને કદાચ તેમાં નિષ્ફળ જતાં અધિકારની રૂઇએ તે સભ્યોના અભિપ્રાયની અવગણના કરીને પણ, તેની જાત જવાબદારી પર, સ્વતંત્રપણે વર્તન કરી શકશે; પણ ઇન્ડિયા કાઉન્સિલ હજારો માઇલ દૂર, દરિયાના પેલે છેડે બેસીને, જે અંકુશ મુકશે તેની સામે તે કાંઇ કરી શકશે નહિ. કેમકે તે સંસ્થા ગવર્નર જનરલની સત્તા બહારની અને સ્વતંત્ર છે; પણ કોઈ આગીના પ્રસંગે આ તેની કારોબારી સમિતિ તેને ખાસ મદદગાર થઇ પડશે આ દલીલો લૉર્ડ કેનિંગના ગળે ઉતરી અને કારોબારી કાઉન્સિલ કાઢી નાખવાની દરખાસ્ત તેણે પાછી ખેંચી લીધી હતી. તે પછી ખાસ સગવડ ખાતર કારોબારી સમિતિમાં એક પાંચમો સભાસદ વધારવામાં આવ્યો હતો.*

તદુપરાંત જુદી જુદી પ્રાન્તિક સરકારોને ધારાસભા નીમીને કાયદા ઘડવાની સત્તા અપાઇ હતી.

બળવા પછી હિન્દનો રાજવહિવટ અને તેટલો વ્યવસ્થિત, એકધારો, અને ધોરણવારણ અનુસાર થવા અંગ્રેજ રાજકર્તાઓ તરફથી તજવીજ કરવામાં આવતી હતી એ ખરું; પણ તે વહિવટ, પ્રજાની જરૂરિયાત, લાગણી કે હિત, પૂરા તપાસાયા કે વિચારાયા વિના, લંડનથી જેમ દોરવણી થાય તે પ્રમાણે પક્ષપાતભર્યો, થતો હતો, અને તેના પુરાવા તરીકે લૉર્ડ લિટનની રાજનીતિ બતાવી શકાય, જે વિષે અગાઉ કહેવાઇ ગયુ છે.

ઇસ્ટ ઈન્ડિયા કંપનીના વહિવટની, દર વીસ વર્ષે પાર્લામેન્ટરી કમિટી નિમાઇ, જેવી ખંત અને ઝીણવટથી, તપાસ, હિન્દ તાજહસ્તક આવ્યા પછી, પાર્લામેન્ટ તરફથી થતી રહી હોત તોપણ એ હિન્દી રાજવહિવટમા ઘણો ફેર પડત, અને તે વખતોવખતની તપાસ હિન્દને હિતકારી થઇ પડી, તેની પ્રગતિમા જરૂર સહાયભૂત નિવડત. પાર્લામેન્ટમા હિન્દી પ્રધાનનો પગાર મંજુર કરતી વખતે કેટલીક ચર્ચા થવા પામે છે;

* "Cambridge Shorter History of India", p 764.

અને નિયમાનુસાર દર વર્ષે હિન્દ વિષે માહિતી આપતુ એક નિવેદનપત્ર પ્રસિદ્ધ થાય છે, પણ તે ઝાઝી અસર કરતુ નથી એમ સખેદ કહેવું પડશે.

લૉર્ડ લિટનની પક્ષપાતભરી, એકહથ્થુ, અન્યાયી રાજનીતિના કારણે હિન્દીઓનો અંગ્રેજ રાજકર્તાઓમાંથી વિશ્વાસ ઉઠી ગયો હતો; તેના પછી આવનાર વાઇસરાય લૉર્ડ રીપને સ્થાનિક સ્વરાજ્ય બક્ષીને તેમજ દેશી વર્તમાનપત્રનો અંકુશ દૂર કરીને હિન્દીઓના મનનું કાંઇક સાન્તવન કર્યું હતુ, પણ ઇલ્બર્ટ બીલથી હિન્દીઓએ જોઇ લીધુ હતુ કે રાજકર્તાઓની મનોવૃત્તિ તટસ્થ અને ન્યાયવાળી નથી. લૉર્ડ લિટનના સમયમા હિન્દીઓએ પ્રજાકીય સંગઠન અને ઐક્યના લાભ જોયા હતા; અને એ. ઓ. હ્યુમ અને સર વિલિયમ વેડરબર્ન જેવા હિન્દી સનંદી ઓફીસરો, તેમના હિતકર્તા તરીકે કુમકે આવી ઉભા રહેતા, સન ૧૮૮૫ મા હિન્દી મહાસભા, પ્રજાના રાજકીય હક્કો મેળવવા માટે અસ્તિત્વમા આવી હતી અને તેની તે રાજકીય લડત હજુ ચાલુ છે.

અંતમાં માજી ગવર્નર જનરલ લૉર્ડ ઇર્વિનના શબ્દો વાપરી આપણે કહીશુ, કે બ્રિટિશ તાજ હસ્તક હિન્દી રાજવહિવટ કંપની સરકાર પાસેથી આવ્યે ઘણા વર્ષો થઇ ગયા છે, પણ કંપનીના અને પાર્લામેન્ટના રાજવહિવટમા કાંઇક વિશેષ ફેરફાર કે સુધારો માલુમ પડ્યો નથી તે અમલ ઓટોક્રેટિક—આપખુદ—રહ્યો છે. *

---

* "For many years indeed after the Government of India passed from the Company to the Crown it is not easy to detect any essential difference in the actual character of the Government of the country. It remains an autocracy".

("Political India", p 11.)

# પ્રકરણ ૩

## નવા જુના વિચારોનો સંપર્ક ને સંઘર્ષણ

"જ્યારથી બુદ્ધિવર્ધક સભા સન ૧૮૫૧ મા સ્થપાઈ ત્યારથી તે પછી ૧૮૫૫ મા સત્યપ્રકાશ નીકળવા માડયુ ત્યારથી ગૂજરાતી લોકોના મનમા જૂના વિચારોને નવા વિચારોનુ યુદ્ધ થવા લાગ્યુ પ્રથમ મુબાઇના લોક ઉપર અસર થવા લાગી અને યા જીલ્લાના લોક હોવાથી તેઓની મારફતે ને ન્યુઝપેપરની મારફત મુબાઈમા થતા સુધારાના ભણકારા જીલ્લામા પડવા માડયા " *

કવિ નર્મદાશંકર.

### (૧) મહીપતરામનુ સમુદ્ર પ્રયાણ (સન ૧૮૬૦)

"જો ધનની ઇચ્છા કરો તો ખરુ માનિ ખચીત,
મહા સમુદ્ર મથન કરો, એજ અનાદિ રીત,
પ્રયાણ કરિ પરદેશમા, પગવઝિઆ એ પથ,
કોટિકળા કૌશળના ગુણિજન લાવો ગ્રથ"
(દલપતરામ)

વેદ અને સ્મૃતિઓમા સમુદ્ર પ્રયાણના અનેક પ્રમાણો આપડે છે અગસ્ત્ય ઋષિ સમુદ્રનુ પાન કરી ગયા એ પૌરાણિક કથાનુ તારતમ્ય એ જ છે એ મહામુનિએ સમુદ્રગમન કરી આર્યોની વસવાટો સુમાત્રા, જાવા બની વગેરે દૂરના દ્વિપોમા કરી હતી આપણી વાર્તાઓમા સોદાગરો અને સાહસિક દરિયા માર્ગે દેશ પરદેશ સફર કરતા એવા સખ્યાબધ ઉલ્લેખો મળી આવે છે ગુજરાતના પશ્ચિમ કાઠે મ્હોટો અરબ્બી સમુદ્ર આવેલ છે અને તે સ્થાને વસતી કચ્છી, કાઠિયાવાડી અને ગુજરાતની પ્રજા, પ્રાચીન સમયથી એક તરફ ઇરાની અખાત અને અરબસ્તાનમા, બસરા ને બહેરીન, મોખા ને મસ્કત સુધી, વેપાર ખેડતા અને બીજી તરફ મોમ્બાસા ને ઝાઝીબાર, જાવાને સુમાત્રા સુધી, આફ્રિકાના કિનારે અને પૂર્વ દેશના ટાપુએ પહોચી, સમૃદ્ધ થઇને પાછા ફરતા, એ આપણી મ્હેવતો કહે છે એકના વેપાર અર્થેજ નહિ પણ આનદ મેળવવા દરિયાઈ સફરે જતા એમ નીચેના ઉતારા ઉપરથી સમજાય છે —

* નર્મગદ્ય—ગુજરાતીઓની સ્થિતિ પૃ ૮૧

"જ્યારે વરુણ અને હું વહાણ ઉપર બેસીએ છીએ અને અમારા વહાણને ભરસમુદ્રે ઝુકાવીએ છીએ અને જ્યારે બીજા મફર કરતા વહાણોની સાથે અમે પાણીમાં ફરીએ છીએ, ત્યારે મોજાંને લીધે આમ તેમ, ઉપર નીચે ઉછળતા સુંદર ઝુલામાં અમે સુખરૂપ હીંચકા ખાઇએ છીએ."*

તે પછી વિદેશીઓના હુમલા હિન્દુસ્તાન ઉપર ચાલુ થતા રહેતાં, જો કે, સ્વરક્ષણ અર્થે કે જાતીય શુદ્ધિ સાચવી રાખવા, જ્ઞાતિ પ્રાબલ્ય અને સત્તા વધી પડયાં, અને દેશમાં અજ્ઞાનતાનું આવરણ ફરી વળતાં, લોકદષ્ટિ સંકુચિત અને સ્વાર્થી બની ગઈ અને માંહોમાંહેના રાગદ્વેષ અને ઝેરવેરનાં પરિણામે પ્રજાની પડતી થવા પામી, તેને વિનાશના માર્ગે ઉતારી હતી. એ રોગિષ્ટ મનોદશામાંથી પરદેશ સાથેના વ્યવહાર અતિ પ્રતિબંધો મૂકાયા હોય એમ સમજાય છે; અને સમુદ્રગમનને હિન્દુજાતિએ એક મહાપાતક માન્યું હતું.

પરદેશગમન કરનારને જ્ઞાતિ તરફથી કેવો ત્રાસ વેઠવો પડતો તેનો નવી ઉછરતી પ્રજાને ભાગ્યેજ કાંઈ ખ્યાલ હોય; અને એ પરદેશ ગમનના પ્રશ્નની ચર્ચા નવાઇ ભરી લાગશે; કેમકે હાલમાં તે સામેનો વિરોધ લગભગ નષ્ટ થયલો છે; જ્ઞાતિબંધનો શિથિલ થઇ ગયાં છે અને સેંકડો હિન્દુ સ્ત્રી પુરુષો, સહેલાગાહે, વેપારઅર્થે, વિદ્યા મેળવવા, અનુભવ લેવા, તબીયત સુધારવા, દરિયામાર્ગે મુસાફરી કરી ગયા હોય છે અને કોઇને કોઈ નવું જાણી શિખીને દેશ પાછા ફરે છે અને તે એક સત્કાર્ય તરીકે પ્રશંસા અને સત્કાર પામે છે.

પૂર્વે એ સ્થિતિ નહોતી. સમુદ્ર પ્રયાણ કરવાનો કોઈ વિચાર સરખો કરતુ નહિ. ભૂલે ચૂકે કોઇ એવું સાહસ કરવા નિકળે, તેને જ્ઞાતિ બહાર મૂકવામાં આવતો; અને તે બહિષ્કારની શિક્ષા, કાળા પાણીએ જવા જેવી, અહુ ત્રાસજનક અને અસહ્ય હતી, અને તે પ્રાયશ્ચિત્ત કરે, દંડ ભરે અને મારી માગે તેનો છૂટકારો થતો હતો.

પણ યુરોપની પ્રજા સાથેનો આપણો સંસર્ગ વધતાં, પાશ્ચાત્ય, વિચાર, સાહિત્ય અને સંસ્કૃતિનો પાશ લાગતાં, આપણા સંકુચિત અને બધિયાર જીવનમાં મ્હોટું પરિવર્તન થવા પામ્યું અને સમુદ્ર પ્રયાણ કરવું એ હિતાવહ છે, દેશોન્નતિનો એક ઉત્તમ માર્ગ છે, એ બુદ્ધિમાં આવતાં, આપણા વિચારકો, કવિઓ અને સુધારકોએ તેનો બોધ કરવા માંડયો હતો.

---

* જુઓ (ઋગ્વેદ પૃ. ૯૮, ૪) 'પરદેશગમન નિર્ણય' પૃ. ૬૫.

કવિ દલપતરામે, ઉપર ઉતારેલી પંક્તિઓમાં સમુદ્ર પ્રયાણને અનાદિ રીત વર્ણવી છે, અને ગુજરાતીઓની સ્થિતિ સુધારવા વીર નર્મદાશંકરે એમના એ મનનીય લેખમાં, વિસ્તારપૂર્વક ચર્ચા કરી, કેળવણી માટે કહ્યું હતું, કે:—

"દેશાટણ થવાં જોઇએ, જેથી ઘણું ઘણું જોવામાં આવેથી આપણી લાગણીઓ ઉશ્કેરાય અને સાહસિક કામ કરવાના જોસ્સા વધે."*

એ પ્રમાણે બુદ્ધિવર્ધક સભા સન ૧૮૫૧ માં મુંબાઈમાં નવા વિચારના પ્રચાર અર્થે તેમ વિચાર વિનિમય અને ચર્ચા સારૂં ખાસ સ્થપાઈ હતી; તેની સમક્ષ સન ૧૮૫૬ માં કરસનદાસ મૂળજીએ 'દેશાટન' વિષે એક નિબંધ વાંચ્યો હતો; અને તે નિબંધની યોગ્યતા અને ઉપયોગિતા વિષે મહીપતરામનો અભિપ્રાય જાણવા જેવો છે. તેઓ લખે છે,

"નિબંધની ભાષા મુંબાઇની ગુજરાતી છતાં લખનારાના જુસ્સાએ કરીને અસરકારક હતી. શ્રોતાઓમાં કેટલાકના મન ઉશકેરાયાં. અને લાગ આવે તો દેશાટણ કરવાની ઉત્કંઠા કોઇકને થઈ. નિબંધ નાનો છે પણ તે રચનારનો ઉમંગ, સ્વદેશ પ્રીતિ, જ્ઞાન અને વિષય ગોઠવવાની શક્તિ દેખાડે છે." અને વધુમાં ઉમેરે છે, કે, "બુદ્ધિવર્ધક સભાની દરેક બેઠકમાં તો ઘણું કરીને સભાસદો તથા કેટલાક બીજા તરૂણો આવતા; પરન્તુ કોઈ કોઈ પ્રસંગે મુંબાઇના શેઠ સાહુકારોને ચીઠીઓ વડે આમંત્રણ કરી તથા ખાનગી મળી બોલાવતા. કરસનદાસ મૂળજીનો દેશાટણ વિષેનો રસાલો વાંચવાને દિવસે એમ કર્યું હતુ, તેથી શેઠીઆ વગેરે નાના મોટા ઘણા માણસ સાંભળવા આવ્યા હતા."+

જિજ્ઞાસુએ તત્કાલીન લોકસ્થિતિ અને લોકલાગણી સમજવા એ આખો નિબંધ વાંચવો ઘટે છે; અમે તો ખપપુરતો, સમુદ્ર પ્રયાણ પર ભાર મૂકતો તે નિબંધના ઉપસંહારનો થોડોક ભાગ આપીશું, જેમાં તેનો સાર આવી જાય છે:—

"પુર્વે જયપુરનો રાજા માન, દેશ જીતવાને નીકળ્યો ત્યારે જીતતો જીતતો અટક નદી સુધી પોહોંચ્યો તારે, વાહાણ હોડી વગેરે મામાકાંશ વાળાએ સરવે બંધ કર્યા ત્યારે રાજા માન પોતે બોલ્યો કે—દોહા

સબી ભૂમી ગોપાલકી યામે અટક કહા,
જ્યાકે મનમે ખટક હૈ સોઇ અટક રહા.

---

* નર્મગદ્ય પૃ. ૯૯.

+ કરસનદાસ ચરિત્ર પૃ. ૪.

એવુ કહીને બેધડક ઘોડા નદીમા નાખ્યા અને પેલે પાર ઉતરી જઇને જય મેળવ્યો "

એ પ્રમાણે પ્રદેશમા ગમન કરવાને અર્થે કશી પ્રકારનો બાધક હોય એવુ કાઈ જ જણાતુ નથી પોતીમ્રિ ધર્મ સાચવી જાહા જાય તાહા માગ-ળીક જ છે, જેમકે ઉપર કહેતુ છે, કે, " સભી ભુમી ગોપાલકી " તેમ સર્વ ભુમી પરમેશ્વરે નિર્માણ કરી છે એમા કશી પ્રકારનો બાધક રાખવો એ સમજુ માણસને ઘટારત નથી "*

નવો દારૂ જુના શિશામા પડતા જેમ ધડાકા થવા પામે તેમ આ નવીન વિચારોની હિન્દુ સમાજ ઉપરની અસર–પ્રત્યાઘાત–ઉશ્કેરણીભરી, પ્રતિગધવાળી અને ગતાનુગતિક જણાઈ હતી જે પરિસ્થિતિ ઉદ્‌ભવી હતી તેને બુદ્ધિપૂર્વક સમજવા કે તપાસવાનો પ્રયત્ન સરખો સરક્ષણવાદીઓ તરફથી થયો નહિ પણ એ સુધારાથી મર્યાદાનો લોપ થાય છે, અને જ્ઞાતિનો નાશ થશે એવી દહેશતની દલીલ કરી, તેમણે પુરાણા અને જડ જ્ઞાતિના ચોકઠાને સુરત રીતે વળગી રહેવામા સલામતી જોઈ હતી પણ એ રીતિ નીતિ વિઘાતક હતી, એટલુજ નહિ પણ પ્રગતિને રૂંધનારી હતી આપણા સ્મૃતિકારોએ સમયાનુસાર સમાજ સ્થિતિને બધબેસતા અને અનુકૂળ ફેરફાર અને સુધારા પૂર્વે દાખલ કર્યાના પ્રમાણો સ્મૃતિ ગ્રથોમાથી મળી આવે છે, અને એ પ્રમાણે વર્તવુ એ જ ડાહ્યો માર્ગ છે, એમ સમજુ અને વિચારવત લોક અવશ્ય કહેશે

આપણે હવે મૂળ મુદ્દા ઉપર આવીએ

સન ૧૮૫૬ મા જુનુ બોર્ડ ઑફ એજ્યુકેશન બધ પડી મુબાઈ સરકારે જુદુ કેળવણી ખાતુ સ્થાપ્યુ હતુ તે મુબાઈ ઇલાકામા પ્રાથમિક અને માધ્યમિક કેળવણી પર દેખરેખ રાખતુ અને વહિવટ કરતુ, શરૂ-આતમા અગ્રેજી સ્કુલો મ્હોટા શહેરોમા નિકળેલી, પણ પ્રાથમિક કેળ-વણીના પ્રચાર અર્થે તાલુકાઓમા નિશાળો કાઢવા તજવીજ થયલી, એટલુજ નહિ પણ સારા અને અનુભવી શિક્ષકો મેળવવા પ્રયાસ કરવામા આવતો, પણ તેમા અડચણ પડયા કરતી, તે લક્ષમા લઈને તે સમયના કેળવણી ખાતાના વડાએ ખાતામાથી એકાદ બાહોશ અને બુદ્ધિશાળી શિક્ષકને ઇગ્લાડ મોકલવાનો વિચાર કર્યો કે જે શિક્ષણપદ્ધતિનો અનુભવ લઈ આવે અને પાછા આવ્યા બાદ અહિ ટ્રેનિંગ સ્કુલ ચલાવે તેથી

* દેશાટણ વિષે નિબધ પૃ ૮૭

ઉપરની મુશ્કેલી દૂર થાય અને ટ્રેઈન્ડ શિક્ષકોની ચાલુ ભરતી થયા કરે કરણઘેલાના કર્તા નંદશંકર કેળવણી ખાતામા જાણીતા તેમ અગ્રેસર હતા, તેમના ઉપર ખાતાના વડાની નજર વળી અને તેમને તે વિષે સમજ પાડી, એ યોજનાના લાભ દર્શાવ્યા, પણ નંદશંકરે સામાજિક અડચણોને વશ થઈ, પરદેશગમન કરવા પોતાની અશક્તિ બતાવી અને તેનુ કારણ, નંદશંકર ચરિત્રના કર્તાના શબ્દોમા કહીએ તો, "માત વૃદ્ધ પિતાએ રોવા માડયુ કે, 'હુ તને વિખુટો નહિ મૂકુ, સાસરીયા પણ બહુ જૂના વિચારના ઘરમા કંઈ દ્રવ્ય નહિ કઈંનુ કઈ થાય ને ભવિષ્યમા સાસરાવાળા જોડે ટંટો રાખીએ તે કેમ પરવડે? જનાનુ મન તો વણ પણ ના કહેતી પડી"[૧]

ખાતામા તેમના પછી બીજે નંબરે મહીપતરામ હતા હોપ વાચનમાળાના કામ સારૂ તે અમદાવાદ આવેલા હતા પ્રસગોપાત હોપ સાહેબે ઈંગ્લાંડની નૉરમલ સ્કુલો વિષે વાત કરતા તેમને જણાવ્યુ કે "ત્યાંનો સુધારો અત્રે આણવો જોઈએ નિશાળો ચલાવનારા મહેતાજી કેળવાયલા ન હોય ત્યા લગી કેળવણી આપવાનુ કામ સારૂં ચાલી શકે નહિ માટે તમે ત્યા જઈને ભણાવવાની યુક્તિઓ શીખી આવો તમારા ખરચનો બંદોબસ્ત હુ કરીશ"[૨]

કોઈપણ વ્યક્તિને લલચાવે એવી એ માગણી હતી, પણ તે સ્વીકારવામા તે વખતે જોખમ પણ એટલુ મ્હોટુ હતુ પરદેશગમનને જ્ઞાતિ સાખી લે એવી પરિસ્થિતિ નહોતી, અને જ્ઞાતિ બહિષ્કારનો ત્રાસ એટલો બધો હતો કે એ વિચારે ભલભલો બહાદુર પુરૂષ પણ હિંમત ખુવે કદાચ તે હા પાડે તો ઘરની પત્ની તેની સામે વાધો લે, તે જાણીને માબાપ કકળી ઉઠે અને નગી મગાવહાલા આડે આવે સુભાગ્યે મહીપતરામને એમના જેવા અડગ નિશ્ચયવાળા અને પતિપરાયણ પત્ની મળ્યા હતા, અને તેમનુ પ્રોત્સાહન એમને મળ્યુ ન હોત તો વખતે એ યોજના પડી ભાગત પાર્વતીકુંવરને ચઢાવી મહીપતરામનો પ્રવાસ અટકાવવા પ્રયત્ન સુદ્ધા થયા હતા, પણ એ ભલા બાઈ મક્કમ જ રહ્યા હતા, તેમણે કશા ભયને કે ત્રાસને ગણકાર્યો નહોતો એટલુ જ નહિ પણ મહીપતરામનું મન પિગળી જાય તેવે પ્રસંગે તેમને હિમ્મત આપનાર તેમના પ્રિય પત્ની પાર્વતીકુંવર

---

૧ મહીપતરામ ચરિત્ર પૃ ૪૧
૨ મહીપતરામ ચરિત્ર પૃ ૪૨

એકલા હતા. એ રીતે એ સમયનુ સ્ત્રી માનસ વિચારીએ તો મહીપતરામ કરતા પણ એમને વિશેષ ધન્યવાદ ઘટે છે કેમકે તેમને જે કષ્ટ વેઠવા પડેલા તે સામાન્ય પ્રતિના નહોતા. એ વિપત્તિના દિવસોનુ વર્ણન કરતા મહીપતરામે લખ્યુ હતુ કે —

"એ સતીએ પોતાની વિશેષ લાયકી તો હવે પછીના લગભગ બાર વર્ષમા દર્શાવી એ લાબી મુદત સૂધી હમારા સગાવહાલા અને નાત જોડે હમારો જમવા જમાડવાનો તથા બીજો વ્યવહારવહેવાર બધ રહ્યો તથાપિ એ સન્નારીએ તેનો ખેદ કર્યો નહિ, એમા જરાએ ગેરઆબરૂ માની નહિ એ બાબત તેણીએ કોઈ દિવસ ઘરમા કકાસ કર્યો નહિ, અને એકે આસુ પાડયુ નહિ. આ મકદમા મને મોટું સુખ એ બાઈની તરફનુ હતુ એનામા આ હિંમત એના બાપની ઉતરી હતી એ બાર વરસમા અમને ઘણી આપદા પડી. એ અડચણોની પીડાથી લોકના ઝેર જેવા વચન સાભળવાની પીડા વધારે હતી. બીજી નાતો કરતા નાગરી નાતમાં સભ્યતા વધારે હોવાથી હમારા મ્હોડે ચઢી કોઈ કહેતુ નહિ, પરન્તુ પૂઠ પાછળ હમારા ઉપર કડવા શબ્દોનો વરસાદ વરસતો. હવે એના છોકરાને કન્યા મળશે નહિ, એનો જન્મારો ખરાબ થયો, ને ફેરો અફળ ગયો વિલાયત જઈ આવેલા માણસને નાતમા કદી લેવાય નહિ, એના છોકરા રઝળશે એને દીકરીઓ અવતરશે તેને કોઈ લેશે નહિ. આવા વચનો તો મુકાબલે નરમ હતા એથી વધારે કઠણ જે સાભળતા માથાથી પગ સૂધી ઝાળ ઉઠે એવી બોલીથી, ગાળથી અને ભાણેજાદિક સગાના રડવાથી પણ આ સતીનુ ધૈર્ય ચળ્યુ નહિ "*

ઉપરોક્ત સમુદ્રપ્રયાણ એક ખાસ કર્તવ્ય હતુ અને તેમા ગુન્હાભર્યું કે હિનપતભર્યું કાઈ નહોતુ, બલ્કે તે એક સેવાકાર્ય હતુ, એક દેશહિતનુ કાર્ય હતુ અને એવી માન્યતાથી જ્ઞાતિ તરફથી જે કાઈ સજા કરવામા આવે તે સહન કરી લેવા મહીપતરામ તૈયાર હતા, અને એમની એ હિમ્મતથી પ્રસન્ન થઇને સ્વર્ગસ્થ ભોળાનાથે તેમને હિમ્મત બહાદુરનુ ઉપનામ આપ્યુ હતુ મહીપતરામ ઈંગ્લાડ જનાર છે, એ સમાચારની જાણ થતા ભોળાનાથે તેમની નિત્ય નોધમા નીચે પ્રમાણે નોધ કરી હતી —

"23rd December 1859,

"સાભળવામા આવ્યુ છે કે મહીપતરામ ઈંગ્લાડ જાય છે ધન્ય છે એમને ! ઈશ્વરકૃપા મ્હોટી કેમકે ઈંગ્લાડ જવાને એમને બુદ્ધિ આપી સારો

* પાર્વતીકુવર આખ્યાન પૃ ૧૬

યોગ મેળવ્યો. ઈશ્વર એમને સહાય થાઓ. આપણા ગુજરાતીમાં તેમાં ખસુસ કરી નાગરમાં એમનું મુખ્ય નામ લેવા ઘટારત છે. આ મત જુના વહેમી લોકના વિચારથી ઉલટો છે પણ વિચારશીલ વિદ્વાનો છે તે સાંભળી રાજી થયા વિના નહિ રહે. "*

એમના સુધારક મિત્રોએ મહીપતરામના ઈંગ્લાંડના પ્રવાસને સહર્ષ વધાવી લીધો હતો; તા. ૨૭મી માર્ચે તેઓ ઈંગ્લાંડ જવા નિકળ્યા ત્યારે પાલવા બંદરે તેમને વિદાય કરવા હાજરી આપી હતી; અને ત્યાંથી પાછા ફર્યાં બાદ પણ તેમને પડખે ઉભા રહ્યા હતા. તેઓમાં ભોળાનાથ અગ્રપદ લે છે. જ્ઞાતિ બહાર મૂકાઈને મિત્રની ખાતર અનેક સાંસારિક મુશ્કેલીઓ અને જ્ઞાતિત્રાસ લાંબા સમય સુધી તેમણે વેઠ્યો હતો પણ તેમના સિદ્ધાન્તમાંથી તેઓ લેશમાત્ર વિચલિત થયા નહોતા.

સ્ટીમર પર ખાવાપીવાની અડચણ ન પડે તે સારૂ એક માસ ચાલે એટલું ભાથું પાર્વતીકુંવરે સાથે બંધાવ્યું હતું, અને ઈંગ્લાંડના વસવાટ-દરમિયાન રસોઈ સારૂ એક ઔદિચ્ય બ્રાહ્મણને તેઓ સાથે તેડતા ગયા હતા; અને વળી વહાણમાં ઉતારૂઓ સાથે એક મેજ પર ન જમતાં પોતાના સુવા બેસવાના કેબીનમાં જ સાથે આણેલું ભાથું ખાતા હતા. એ પ્રમાણે શુદ્ધિ જાળવવા પૂરેપૂરી દરકાર કરી હતી.

વર્ષ દિવસે દેશમાં પાછા આવતાં મિત્રમંડળમાં આનંદ આનંદ થઈ રહ્યો હતો, અને તે પ્રસંગનું વિવેચન કરતાં મહીપતરામે લખ્યું છે, કે "હું વિલાયતથી પાછો આવ્યો ત્યારે મારા મિત્ર ભાઈ ગંગાદાસ કિશોરદાસે મને સત્કાર કરવાને મહેનત કરી અને ભલા માણ્જી વકીલ ધીરજલાલ મથુરાદાસે તથા સજ્જન વિદ્વાન દાક્તર ભાઉ દાજીએ મારે માટે સદ્‌ગૃહસ્થોને નોતરી ઓચ્છવ કર્યો.×

નાગર જ્ઞાતિને એમનો એ પ્રવાસ પસંદ પડયો નહોતો અને તે રોષે ભરાયા હતા એ બિનાથી મહીપતરામ પૂરેપૂરા માહિતગાર હતા, અને તેમને ઉશ્કેરણીનું કારણ નહિ આપવા ખાતર તેઓ સુરત આવી પોતીકા ઘેર નહિ ઉતરતાં, પડોશમાં જે ઘર ખાલી હતું તેમાં તેમણે વાસ કર્યો હતો. તેઓ માનતા હતા, કે "વિલાયત જવા માટે ન્યાતબહાર રહેવું એમાં

---

* ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત્ર, પૃ.
× મહીપતરામ ચરિત્ર પૃ. ૫૪.

આગર છે, ને તેથી પડતા સંકટ અને અપમાન સહન કરવા એમાં પણ સુખ અને લ્હાણુ છે "*

તોપણ એમની કમાણી થવામાં મણા રહી નહોતી. કોઈ ભારે ગુન્હેગાર કે ચેપી રોગથી પીડિત મનુષ્ય પ્રતિ જનસમુદ વર્તે તેમ પરદેશ ગમન કરવા બદલ મહીપતરામથી સૌ કોઈ દૂર રહેતુ, જ્ઞાતિ તેમને તરછોડે એ લાગણી આપણે સમજી શકીએ, પણ એક ચાકર તેમની નોકરી કરવા સુદ્ધા તૈયાર ન હોય અથવા ઘરધણી તેમને ઘર ભાડે આપવા નાખુશ હોય કે આનાકાની કરે એ અપમાનજનક જણાય એ સ્થિતિમાં મૂકાતા દિલને ભારે સંતાપ થાય, ગમે તેવો દૃઢનિશ્ચયી પુરુષ પણ હતાશ થાય મહીપતરામે એમની એ હાડમારીનુ અને વિપત્તિનુ વર્ણન વેધક શબ્દોમાં વર્ણવ્યુ છે.

"પ્રથમ કોઈ શૂદ્ર પણ ઘરધણી કરવાને અમારે ઘેર ચાકર ન રહ્યો તેથી સુરતથી અમે ચાકર વગર નિકળ્યા" અને લોકપણ તેમની ટેકડી કરવામાં પાછુ પડતું નહિ સુરતમાં બહાર નિકળતા ત્યારે લોકો પણ મહીપતરામને "જોવાને બારણે કે બારીએ દોડી જતા, અને તેમના તરફ આંગળીઓ થતી આ વિલાયત જઈ આવ્યા! વાહ! જુવોને ચીકન તો વિલાયત જવા જેવીજ છે ને! જાણે વિલાયતી વાદરૂં! આવા આવા મરકના શબ્દો મહીપતરામને કાને પડતા, પણ તેની દરકાર કર્યા વિના મહીપતરામ આડુઅવળુ જોયા વિના પોતાને કામે ગીપે ગરે આવ્યા જતા હતા '[૧]

તેઓ સ્વભાવના ક્રોધી હતા, અને આ માર્મિક વચનોનો માર કોઈ પણ શાન્ત પુરુષને ઉશ્કેરી મૂકે અને અશાન્ત બનાવે મહીપતરામ ઉપર એની અસર થતી, તે દેવ નહોતા, પણ તેમણે "તે લાગણીને સામાજિક અનેક કાર્યોમાં પોતાનુ મન પરોવી દબાવી દેવાની ટેવ પાડી હતી ને એથી જ એમનુ શરીર ટકી રહ્યુ હતુ એમને સ્થાને કોઈ નબળા પાતળા મગજનો પુરુષ હોત તો તેવા અસહ્ય આઘાતથી ક્યારનો રામ શરણ થઈ ગયો હોત "[૨]

પરન્તુ તેમની કસોટી હવે પછી થવાની હતી સુરતથી પાછા નોકરી પર ચઢ્યાને થોડો સમય વિત્યો હશે એટલામાં મહીપતરામના પિતા રૂપરામના મૃત્યુના સમાચાર તેમને મળ્યા, તે વખતે ઘરમાં પુત્ર માંદો હતો, તેમ

---

* મહીપતરામ ચરિત્ર પૃ ૫૭

૧ મહીપતરામ ચરિત્ર પૃ ૫

૨ મહીપતરામ ચરિત્ર પૃ ૬૦

હતા તેઓ તેને લઈને સુરત જઇ પહોચ્યા જ્ઞાતિરોષનો અગ્નિ અત્યાર સુધી ધુધવાયા કરતો હતો, તે આ અવસરે પ્રજ્વલિત થઇ ઉઠયો. જ્ઞાતિમાં હમેશ પક્ષસંઘ જબરૂ કાર્ય કરે છે. મહીપતરામના મિત્રોએ તેમને જ્ઞાતિબહાર મૂકવાનો ઠરાવ બહુમતિથી ઉડાડી મૂક્યો પણ નાગર બ્રાહ્મણ પક્ષમા તે લઘુમતિ વર્ગ જઈ ભળ્યો, અને એ વિરોધી પક્ષે એવો ફતવો કાઢ્યો કે મહીપતરામના ગોરે તેમના દશમા, અગીઆરમા, બારમા અને તેરમાની ક્રિયા કરાવવી નહિ અને એમ જાહેર કર્યું, કે 'જે કોઈ મહીપતરામને ઉત્તરક્રિયા કરાવશે તેને ન્યાતબહાર મૂકવામા આવશે' મહીપતરામ જબરી મુસ્કેલીમા મૂકાયા, તેનો તોડ નિકળે એમ નહોતો તેથી એમના કાકાને એ ઉત્તરક્રિયા કરવાનું સોંપી તેઓ અમદાવાદ પાછા ફર્યા હતા તે પ્રસંગ વિષે મહીપતરામે પોતે જણાવ્યુ છે કે "મ્હારા મરણનો કારણમા કઠણ આ સમય હતો "[3]

આ પિતૃઋણ પોતે ફેડી ન શક્યા તેથી મહીપતરામના દિલમા ડાઘ રહ્યો હતો, એટલે રૂપરામની સંવત્સરી આવી પહોચતા અમદાવાદમા, ધોળકાના તેમજ શહેરના વિદ્વાન બ્રાહ્મણોને નિમંત્રી, પોતે પ્રાયશ્ચિત્ત કરી, શ્રાદ્ધ કરાવ્યુ અને સંતોષ માન્યો પણ સુરતની ન્યાતનો ઝઘડો ઉભોનો જ હતો "સાત સાત વર્ષોના વહાણા વાયા ને મહીપતરામરૂપી કજીઓ ન્યાતમા ચાલ્યા કર્યો, આવા કજીઆથી ગૃહસ્થ અને ભિક્ષુકવર્ગ બન્ને કંટાળ્યા હતા મમત પણ ઓછો થયો હતો તેમ મહીપતરામ પ્રાયશ્ચિત્ત કરવાને કબૂલ હતા દરમિયાન સમાધાની માટે પ્રયાસ થતા શાસ્ત્રનો આધાર રજુ થઈ, પ્રાયશ્ચિત્ત કરે મહીપતરામને જ્ઞાતિમા લઇ શકાય એ વિષે એકમત થતા મહીપતરામે, તે પછી પોતાને જ્ઞાતિમા લેવા નીચે મુજબ પત્ર લખી મોકલ્યો હતો —

"સુરતના નાગર બ્રાહ્મણ વડનગરા સુરતી કુકણા સમસ્તને વિનતિ કે હુ કેટલાક વર્ષ ઉપર ઇંગ્લાંડ જઇ આવ્યો છુ તે બાબત મારે કુટુબ સાથે સુરતમા સ્વજ્ઞાતિ બ્રાહ્મણોની પાસે પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થવુ એવો કેટલાક નાગરોનો આગ્રહ છે અને તે મુજબ કરવુ હુ ખુશીથી કબુલ કરૂં છુ માટે કૃપા કરીને મને કુટુબ સાથે પ્રાયશ્ચિત્ત કરાવશો તો ઉપકાર થશે, ને તેનો ખર્ચ હુ ખુશીથી કરવા તૈયાર છુ સવત ૧૯૨૩ ના ભાદરવા સુદી ૧૦ વાર રવેઉ તા ૮ સપ્ટેમ્બર ૧૮૬૭

(સહી) મહીપતરામ રૂપરામ"

---

૩ મહીપતરામ ચરિત્ર પૃ ૬૨

* સત્યનિરૂપણ પૃ ૩

તે ઉપરથી મહીપતરામને દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરાવી ન્યાતમાં પંક્તિ આપી હતી; આ વખતે મહીપતરામને વેદમૂર્તિ બ્રાહ્મણોને ગૌદાનમાં રૂ. ૧૫૦૦) (૫દર્મો) આપવા પડયા હતા.

મનાતનીઓના મનનુ આ પ્રમાણે સમાધાન કરવામાં આવ્યું એટલે સુધારાવાળા મહીપતરામ ઉપર છેડાઈ પડયા; અને એમના એ કૃત્ય બદલ તેમને ઉધડે હાથે લીધા. કવિ નર્મદાશંકરે 'ડાંડીયા'માં તેમની સખ્ત ખબર લઈ નાંખી હતી, એક સુધારક તરીકે એ બનાવનો ખુલ્લા દિલે ખુલાસો કરવો એ મહીપતરામનુ કર્તવ્ય હતુ, તેથી તેનું સ્પષ્ટીકરણ કરતુ એક નિવેદન તેમણે પોતાની મહીયા 'નેટીવ ઓપીનીઅન' પત્રમાં મોકલી આપ્યુ, તેનો સારાંશ નીચે પ્રમાણે હતોઃ—

" વિલાયત જતા પહેલાં મેં મારી ન્યાતિના લોકોને કહ્યુ હતું કે શાસ્ત્રોમા પ્રાયશ્ચિત્ત નિકલશે તે કરીશ. ઇગ્લાંડ અથવા કોઈ પણ દેશમાં જવાનુ પાપ છે એ હુ માનતો નથી, મેં જે પ્રાયશ્ચિત કીધુ છે તે મારી મંડળીમા દાખલ થવા કીધુ છે. મારા અંતઃકરણને એ સાથે સંબંધ નથી અને જે લોકો એમ કહેતા હતા કે શાસ્ત્રોમાં પ્રાયશ્ચિત છે જ નહિ તેમને મેં ખોટા પાડયા છે. "[1]

મહીપતરામનુ ઉપલુ નિવેદન વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થતા, મહા મુસિબતે ભિક્ષુકવર્ગને મનાવ્યા હતા, તેમનો ક્રોધાગ્નિ વધારે જોસભેર પ્રકટી ઉઠયો, શ્રી. ભાનુસુખરામ મહેતા એ પ્રસંગને ઉલ્લેખતા લખે છે;—

" તાપીપ્રસાદ દેસાઈએ દીનમણીશંકર શાસ્ત્રીને યુક્તિપ્રયુક્તિથી સીસામાં ઉતાર્યા હતા તે કોપાયમાન થયા અને મહીપતરામનો જવાબ વાચતાની સાથે તાપીપ્રસાદને ત્યાં જઈ તેમની આગળ એમણે છાપુ ધર્યુ અને કહ્યું કે જુઓ આ તમારો મહીપતરામ. જે મહેનત કરીને કર્યું હતુ તેના ઉપર એણે ધૂળ વાળી. એવા કૃતઘ્નિ પુરુષનો પક્ષ લેવડાવી તમે અમારૂ નાક કપાવ્યુ, અમે હવે શી રીતે અમારૂ મ્હો લઈને ફરીશુ. સૌ કોઈ અમને ફિટકાર કરશે. એવા એવા અમણ શબ્દો કહી પોતાનો રોષ ઉતાર્યો. આથી તાપીપ્રસાદને પગથી માથા સુધી ઝાઝ ચઢી અને માજનુ મેળવી મહીપતરામને ફરીથી ન્યાત બહાર મૂક્યા. મિત્રોએ કરેલી મહેનત ઉપર પાણી ફરી ગયુ, એટલુ જ નહિ પણ દુરાગ્રહે જન્મ લીધો.[2]

---

૧ સત્યનિરૂપણ પૃ. ૨૦.

૨ મહીપતરામ ચરિત્ર પૃ. ૭૨.

તે ઝઘડો બીજા પાંચ વર્ષ સુધી એટલે સન ૧૮૭૭ માં તેનો નિકાલ થયો હતો. દરમિયાન જ્ઞાતિમાં તેના પરિણામે બે પક્ષો બંધાઈ ગયલા, અને એક બીજા પક્ષમાં જેઓ વહેંચાઈ ગયલા તેમની સ્થિતિ મુશ્કેલીભરી અને સુશ્કેલ થઈ પડી હતી.

"મારા માતુશ્રી કહેતા હતા કે અટલ એવો જાગ્યો હતો કે મારાથી પીયેર જવાતું નહિ. આ પ્રમાણે વહુ દીકરી સાસરા પીયેર કરી શકતી નહિ. એક બીજાના ઘરમાં જ જવાનો પ્રતિબંધ, તો પછી ખાવાપીવાની તો વાત જ શી કરવી! કદાપિ શુદ્ધ પક્ષનો સ્ત્રી કે પુરુષ વર્ગ વિલાયતી પક્ષના ઘરના દ્વાર આગળ ઉભેલો સામા પક્ષના જોવામાં આવે તો આખી ન્યાતમાં તેની વાતો ચાલે અને અનેક તુતખાનો ઉડે. આથી એક પક્ષના સ્ત્રી ને પુરુષથી સામા પક્ષના સ્ત્રીને પુરુષની સાથે હળાય ભળાય નહિ તેમ સાધારણ વાતો પણ થઈ શકે નહિ×"

એ મનોદશા એકના નાગરોમાં હતી એમ નહોતું, ઉત્તરના કાસ્મીરી બ્રાહ્મણોમાં પણ એ સ્થિતિ પ્રવર્તતી હતી તે હકીકત હમણાં જ પ્રસિદ્ધ થયના પંડિત જવાહિરલાલ નહેરૂના આત્મ વૃત્તાંતમાં વાચવામાં આવે છે વાણીઆઓમાં પણ એ જ પ્રકારનું નાસદાયક વર્તન કરસનદાસ મૂળજીના સંબંધમાં જોવામાં આવ્યું હતું. કરસનદાસ જ્ઞાતે કપોળ હતા, પરદેશગમન કર્યા બદલ એ જ્ઞાતિએ તેમને બહાર મૂકેલા એટલું જ નહિ પણ વણિક જાતિઓએ પણ તેમનો વહેવાર છોડેલો, એ વણિક જાતિઓના એકત્ર સમૂહને મહાજન કહે છે, તેનું પ્રાબલ્ય જબરૂ હોય છે. કરસનદાસના પક્ષમાં તેમના મિત્ર કરસનદાસ માધવદાસ હતા. તે જાતે નાગર વાણીઆ હતા અને તે વખતે ચઢતી સ્થિતિમાં હતા. તેમજ તેમના વહેવાઈ કલ્યાણ ખીરપારામવાળા ન્યાતમાં જથાવાળા હતા. એ બનેના વગવજનથી ન્યાત કાંઈ કરી શકી નહિ, ત્યારે કપોળના મૂઢ શેઠોએ મુંબાઈની વીસનાગર વાણીઆની આખી ન્યાતને મહાજન બહાર મૂકી તેની જોડે જમવા જમાડવાના અને હુકાપાણીના વહેવારની બંધી કરી. વહેમીઓ એમ દેશને ડુબાવે છે".

પણ સન ૧૮૬૫માં શેરસટ્ટામાં પડતી આવતા શેઠ કરસનદાસની પાયમાલી થઈ હતી, તેમની સહાયમાં જ્ઞાતિ ઉભેલી હતી તેની હિંમત ભાગી ગઈ, અને મહાજન બહાર હોવાથી વીસાનાગર જ્ઞાતિને પાછી તેમાં દાખલ કરવા

× મહીપતરામ ચરિત્ર પૃ. ૭૪
● કરસનદાસ મૂળજી ચરિત્ર પૃ. ૬૬

અરજ કરી, પણ મહાજને તે માગણી એવી શરતે સ્વીકારી હતી કે, વાલકેશ્વરના તળાવની પાસે સ્ત્રી, પુરુષ ને છોકરા, તમામ ન્યાત પ્રાયશ્ચિત્ત કરે, ભાયડા મૂછ બોડાવે વગેરે બોલી કબૂલ કરી તે પ્રમાણે કર્યું ત્યારે વીસાનાગર વાણીઆ મહાજનમા પાછા દાખલ થયા ને બીજા વાણીઆને તેમની જોડે આગળ પ્રમાણે વહેવાર કરવાની છૂટ મળી કરસનદાસ માધવદાસ પડે પણ પાછળથી લાચારીએ તેમ કરી ન્યાતની જોડે પાછા મહાજનમા દાખલ થયા "[1]

જ્ઞાતિ જોહુકમીના આ દાખલાઓ ઉપરથી જોઈ શકાશે કે એમના નિર્ણયોમાં શુદ્ધ ન્યાય કે સત્યનું પાલન નહોતુ, વસ્તુત જ્ઞાતિ ઝઘડામા વગવાળો, પૈસાદાર કે પ્રપચી પક્ષ ઘણોખરો ફાવતો હતો તેથી માટે વડોદરા નરેશ શ્રીમત સર સયાજીરાવ ગાયકવાડે જ્ઞાતિ ત્રાસ નિવારણનો ખાસ કાયદો ઘડવાનુ જરૂરનુ વિચાર્યું હતુ

ડૉ આર્નોલ્ડ તો સમુદ્રપ્રયાણના પ્રતિબધને પુરોહિત વર્ગનો એક પ્રપચ જ કહે છે· તે જણાવે છે,

"Well, indeed, might the policy of the priest-nobles of Egypt and India endeavour to divert their people from becoming familiar with the sea, and represent the occupation of a seaman as incompatiable with the purity of the highest castes. The sea deserved to be hated by the old aristocraises, in as much as it has been the mightiest instrument in the civilization of mankind "[2]

ઊચી અને સત્તાધારી કોમો, બ્રાહ્મણ અને પુરોહિતવર્ગ, જાણીબુઝીને નહિ તો તેમની એવી માન્યતાને લઇને, એ વિરોધ કરતા એ અભિપ્રાય આપણે સ્વીકારીએ, તથાપિ એમનો એ વિરોધ તદ્દન સ્વાર્થ રહિત નહોતો જ.

જે તે દોષિતને પ્રાયશ્ચિત્ત કરાવવામા તેઓ સારી રીતે અને ફાવે તેમ પૈસા પડાવતા હતા, અને તેનુ પ્રત્યક્ષ પ્રમાણ "સુરત નાગર નીચાન પ્રાયશ્ચિત્ત રહસ્ય" એ નામના ચોપાનીઆમાથી જડે છે તેમા લખ્યુ છે કે,

"હવે વર્તમાન પ્રસગ હાથ ધરતા એટલુ ધ્યાનમા રાખવાનુ અગત્યનુ છે કે પરદેશગમનનુ પ્રાયશ્ચિત્ત છે કે નહીં અને છે તો કઈ

---

૧ કરસનદાસ ચરિત્ર પૃ ૧૦૧

2 Indian Social Reform edited by C Y Chintamani, p 193

વિધિનું એ બાબતનો વિચાર કરવાનો જ નહોતો; અને કોઈને એ સંબંધમાં પૂછવા જવાનુંજ નહોતું. તેથી રા. બા. મનુભાઈ નંદશંકર તથા રા. રા. વિનાયક નંદશંકરના જ્યેષ્ઠ બન્ધુ રા. રા. માર્કંડરાવ નંદશંકરે પોતાના ગોર શુકલ રામચંદ્ર ગંગાશંકરને બોલાવીને ઉપલી વિધિએ પ્રાયશ્ચિત્ત કરાવવા કહ્યું. ગોરે પ્રાયશ્ચિત કરાવવા કબૂલ્યું પણ પોતાની જ્ઞાતિ માટે રૂ. ૨૦૦૦) માગ્યા. રા. માર્કન્ડરાવે તેમને સમજાવ્યા કે ગૃહસ્થની આખી જ્ઞાતનો અભિપ્રાય આવડી મ્હોટી રકમ આપવાની સખત વિરૂદ્ધ છે; અને તેથી એ રકમ તેમનાથી પોતાની જ્ઞાતિ વિરુદ્ધ થઇ આપી શકાય નહિ. છતાં શુકલ રામચંદ્ર ઉપર દર્શાવેલી મ્હોટી રકમને વળગી રહ્યા અને પોતાની જ્ઞાતિ મેળવી તેની સમ્મતિથી યોગ્ય પગલાં ભરવાની પોતાની ફરજથી બેદરકાર રહ્યા. "×

કારણ કે તેમાં વાંધો માત્ર નિષ્ક્રયનો હતો.

આમ બ્રાહ્મણ વર્ગનો અંગત સ્વાર્થ જ એ જ્ઞાતિ ઝગડો લંબાવવામાં જવાબદાર માલુમ પડશે; તેમ જ્ઞાતિનો જોરાવર પક્ષ પણ પ્રસંગ આવે નબળા પક્ષને દંડાવવા ને નીચે પાડવા થોડો પ્રયાસ કરતો ન હતો.

સુરતનો એ ઝગડો અમદાવાદમાં પણ ઉદ્‌ભવ્યો હતો અને તેના છાંટા છેક ભાવનગર સુધી ઉડયા હતા, એમ નીચેના પ્રસંગ ઉપરથી સમજાય છે.

"કાઠિયાવાડમાં ભાવનગરના નાગરો મહીપતરામના કૃત્ય પ્રતિ ઘણા વિરૂદ્ધ હતા. ભાવનગરમાં નાગરોનું જ પ્રાબલ્ય હતું. એ સમયે ભાવનગરના દિવાન ઉદયશંકર ઓઝા જે ગગા ઓઝાને નામે મશહૂર છે તે હતા. એ નામાંકિત પુરૂષ ધર્મચૂસ્ત, જૂના વિચારવાળા, આચાર વિચાર પાળવાવાળા હતા એટલે એ વિરુદ્ધ હોય એ સ્વાભાવિક છે. રાજ્યમા એમની સત્તા રાજાના જેવીજ, એ બીજા રાજા હતા એમ કહીએ તો કાંઈ બાધ આવે એમ નથી. એવું બન્યુ કે, ઘોઘામાં સરકારી અંગ્રેજી નિશાળના માસ્તર સુરતના રહીશ વડનગરા નાગર અને વળી મહીપતરામના સંબંધી હરદેવરામ નામે હતા. સુરતની નાગરી ન્યાતમાં સમુદ્રપ્રયાણ વિષેનો ટંટો ચાલતો હતો તે સર્વને વિદિત હતું, તે છતાં ઘોઘાબંદરના કેટલાએક નાગર યુવાનોએ એ માસ્તરને ત્યાં ચા પીધી. ભાવનગરના નાગરનું અસલ ઘોઘા બંદર ને તેથી તેમનાં ઘર પણ ત્યાંજ

× સુરત નાગર નૌયાન પ્રાયશ્ચિત રહસ્ય પૃ. ૧૧.

હતાં. એથી ભાવનગરના નાગરોના જુવાનીઆ નાગર બાળકોએ માસ્તરને ઘેર જઇ ચા પીધી એ તેમણે ઘણુ અનિષ્ટ કાર્ય કર્યું એવુ લાગ્યુ. એથી તેમને ગ્લાનિ થઈ. વિલાયત જવામા કોઈપણ પ્રકારનુ પાતક નથી એવો માસ્તર હરદેવરામનો અભિપ્રાય હતો, છતા લોકાચારને તથા ન્યાતના ધારાવોરણને માન આપી વિલાયતથી પાછા ફર્યા પછી દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરે તો ન્યાતમાં પાછા લેવાને કોઈ પણ પ્રકારનો બાધ નથી એવું તેમનું મંતવ્ય હતુ. મહીપતરામે એવુ પ્રાયશ્ચિત્ત કર્યું હતુ ને સુરતની નાગરી ન્યાતે સમાધાન કરી તેમને ન્યાતમા પાછા દાખલ કર્યા હતા તો પછી સુરતના નાગરો સાથે ખાવા પીવાનો વ્યવહાર રાખવામા કોઇપણ પ્રકારનો પ્રતિબંધ નથી એવુ માની યુવાનોએ ચા પીધી. આથી રાણા ઓઝા કોપ્યા, અને તેમણે દરબારી શાસન છોડ્યુ કે કોઇપણ નાગર હરદેવરામની નિશાળે ભણવા જશે તેને ન્યાત બહાર મૂકવામા આવશે, માટે કોઇપણ નાગર છોકરાએ તેની નિશાળે જવુ નહિ. વિશેષમા તેમણે એવુ પણ જાહેર કર્યુ કે પાદરીની નિશાળે ભણવા જવાને માટે પ્રતિબંધ નથી. દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કર્યા પછી સમસ્ત નાગર વર્ગે મહીપતરામને નાગર ન્યાતમાં દાખલ કર્યા હતા એ તો જગજાહેર હતુ. હરદેવરામ માસ્તર વિલાયત ગએલા નહોતા, એ કાંઇ ન્યાત બહાર નહોતા, પરન્તુ તે સુરતના નાગર ગૃહસ્થ હતા એટલે સુરતની નાગરી ન્યાતે જે મહાપાતકનુ પ્રાયશ્ચિત્ત કદાપિ હોઈ શકે નહિ તે પ્રાયશ્ચિત્ત કરાવ્યુ એ તેમને મન અયુક્ત થયેલુ લાગેલુ હશે તેથીજ સુરતના નાગરને પાદરી જેવી યવન જાતિના કરતા પણ હલકો માન્યો, ને પાદરીને ત્યા ચા વગેરે વગેરે શદ્રોનો સમર્ગ હોય તેને તેણે નાગરના કરતા ઉચ્ચ ગણ્યા. આનુ કારણ માત્ર મમત સિધુ નદીના કાંઠે આવેલુ અટક શહેર નાગરોને ને હિન્દુઓને વિદેશ જતા અટકાવવાનેજ સ્થપાયેલુ હોવુ જોઇએ. અટકને ઓળગીને જાય તેને માટે કટક ચઢે એવુ કટક રાણા ઓઝાએ માસ્તર હરદેવરામ સામે ચડાવ્યુ "*

છતા તાજુબીભર્યું એ છે કે સદરહુ ગૃહસ્થે કરસનદાસકૃત "ઇગ્લાંડના પ્રવાસ"ની ૨૦ પ્રતો ખરીદી હતી, તે ઉત્તમ પુસ્તક હતુ અથવા તો એક પ્રવાસનુ પુસ્તક હતુ તે નિમિત્ત એ પુસ્તક લેવાનુ નહોતુ, પણ તેને ઉત્તેજન આપવા મુબઈ ઈલાકાના ગવર્નરની ભલામણ હતી. એ ઉપરથી ગુજરાત શાળાપત્રમા ટીકા કરતા મહીપતરામે લખ્યુ હતુ કે,"

* મહીપતરામ ચરિત્ર પૃ. ૭૬, ૭૭ ૭૮.

"માત્ર ભાવનગર સંસ્થાનના કારભારીઓએ મદદ કરી છે. ગજા સાહેબ પાસે ટીપમા ૭૫ નગ ભરાયા છે એટલુજ નહિ પણ મુખ્ય દીવાન, મુખ્ય કારભારી અને તેમના કુટુંબના ૬ માણસો મળી ૩૪ નગ ભર્યા છે. આ શ્રીમંત જોરાવર ને તે વાગે કુલ અખત્યારી કામદાર વડનગરા નાગર કુટુબ, માગી આગે થવામા આગેવાન હતુ તેમ છતા મારા જેવુજ કામ કરનારને આમ ઉત્તેજન આપે તેનુ કારણ શુ હશે? એમના મનમા એમ તો નહિ હોય કે વાણીઆ વિલાયત જાય તો ચિંતા નહિ, માત્ર બ્રાહ્મણે ન જવુ? વિલાયતની મદદ કરવાથી પાપ લાગે છે એવુ તેઓ માનતા હોય તો તે પાપ કરનારને ઉત્તેજન શા માટે આપે? પાપ કરનારની મદદ કરનારને પણ પાપ લાગે છે આ વિરુદ્ધ વર્તણુકનો ખુલાસો મને સૂઝતો નથી "+

સમુદ્ર પ્રયાણ એ ભયંકર ગુન્હો છે, એ માન્યતા હજી તદ્દન નાશ પામી નથી એ આપણી દુર્દશા દર્શાવે છે સન ૧૯૧૦ મા મદ્રાસમા અગ્રગણ્ય જ્ઞાતિમા, પરદેશ ગમન નિમિત્ત જ્ઞાતિ બહિષ્કારનો પ્રશ્ન ઉદ્ભવ્યો હતો અને તે મામલો કોર્ટે ચઢયો હતો, ઘણા દિવસો સુધી તેની સુનાવણી થઇ હતી, જાણીતા ધર્મશાસ્ત્રીઓ રોકવામા આવ્યા હતા, છેવટમા વિદ્વાન ન્યાયાધિશે પરદેશ ગમનની તરફેણમા ચુકાદો આપ્યો હતો, તેના સમર્થનમા નીચેના મુદ્દાઓ નોધ્યા હતા —

"(૧) આ કલિયુગમા પણ વૈશ્યને સમુદ્ર સફરનો પ્રતિબંધ નથી (૨) મ્લેચ્છનુ અન્ન ખાવુ એ પ્રાયશ્ચિત્ત થઈ શકે એવો દોષ છે અને જે માણસ એવુ ભોજન કરે તે જરૂરી પ્રાયશ્ચિત્ત કર્યા પછી પણ અસંવ્યવહાર્ય રહેતો નથી. (૩) પતિતની સાથે સંસર્ગ રાખનારને જ્ઞાતિ બહાર કરવો તે આ કલિયુગમા સંપૂર્ણ કાયદા વિરુદ્ધ છે (૪) હિન્દુ કાયદા પ્રમાણે કાયદા વિરુદ્ધ કોઈ માણસને જ્ઞાતિ બહાર કરવો એ સજાથી શિક્ષા થઈ શકે એવો ગુન્હો છે

(જુઓ ધર્મસ્મૃતિ સમુચ્ચય પાનુ ૧૧૩)

त्यजन्तो पतित वधन दद्या उत्तम साहसम्

"પતિત ન હોય એવા પોતાના સગાને જે તજી દે તેને રાજાએ બારેમા ભારે દંડની શિક્ષા કરવી" પ્રતિવાદીએ પોતાના જ્ઞાતિબંધુ

+ મહીપતરામ ચરિત્ર પૃ ૭૮, ૭૯

એટલે વાદીને કોઈપણ સબળ કારણ વિના તજી દીધો છે કારણ કે વાદી પ્રાચીન અથવા અર્વાચીન એકે હિન્દુ કાયદાથી પતિત નથી. તેથી પ્રતિવાદી દંડ અથવા શિક્ષા કરવી જોઈએ એવો માલુમ છે. તે દેશી રાજ્યમા રહેતો હોત તો વાદી જે જ્ઞાતિ બહાર મૂકાવાને લાયક નહોતો તેને જ્ઞાતિ બહાર કરવામા જે ગેરકાયદે કામ તેણે કર્યું છે તે માટે તેને શિક્ષા થાત એ નક્કી છે. તે ભારેમાં ભારે દંડ સજાને લાયક ઠર્યો છે ×"

વર્તમાન પ્રજા હવે સમજી છે કે દેશને આબાદ ને સમૃદ્ધ કરવો હોય, તેણે ઉન્નત અને સુખી સ્થિતિએ પહોચવુ હોય, નવીન જ્ઞાન અને સસ્કાર મેળવવા હોય, જગતભરની બીજી પ્રજાઓની હરોળમા સમાન અને પ્રગતિમાન રહેવુ હોય, તો દેશાટણ અને સમુદ્રપ્રયાણ એ તેનો અકસીર ઈલાજ છે સઘળા સુધરેલા રાષ્ટ્રોએ તો દેશપરદેશના પ્રવાસને કેળવણીની પરિપૂર્ણતાનુ એક આવશ્યક અને મહત્વનુ અગ ગણેલુ છે

## (૨) મહારાજ લાઇબલ કેસ (સન ૧૮૬૦)

શ્રીવલ્લભાચાર્ય સ્થાપિત વૈષ્ણવ સંપ્રદાયનુ પ્રાબલ્ય અને વિસ્તાર, લાગવગ અને કાબુ, જેટલો ગુજરાતમાં છે તેટલો હિન્દના અન્ય કોઈ વિભાગમાં માલુમ નહિ પડે. એ સંપ્રદાયના અનુયાયીઓની સંખ્યા આશરે સાત લાખની છે, અને તેઓ મુખ્યત્વે વૈશ્ય, ભાટીઆ, લોહાણા, કાયસ્થ, પાટીદાર વગેરે જાતિના લોક ઘણા છે, વળી તેમાના ઘણાખરા જો કે મધ્યમ વર્ગના અને વેપારી વર્ગના છે તો પણ સાધનસંપન્ન સ્થિતિના અને સુખી જોવામા આવશે

શ્રીમત્ આચાર્યનો જન્મ ઈ સ. ના ૫ દરમા સૈકાના છેલા પાદમાં (સન ૧૪૭૮) ચપારણ્યમા થયો હતો. તેઓ મૂળ વતની દક્ષિણના, આંધ્ર પ્રાતના હતા. તેઓશ્રી, વિદ્યાભ્યાસ પૂર્ણ થતા, આદ્યશંકરાચાર્યની પેઠે, ભૂપરિક્રમા કરવા નિકળ્યા હતા અને માર્ગમા આવતી વિદ્યાપીઠોમા જુદા જુદા ધર્મો, જેવા કે શૈવ, તાન્ત્રિક, પાશુપત, શાક્ત વગેરે વિષે વાદવિવાદ કરી, માયાવાદ અસગત છે એમ દર્શાવી, શ્રુતિના આધારે શુદ્ધ બ્રહ્મવાદનુ પ્રતિપાદન કરી, મુક્તિ માટે ઈશ્વરનો અનુગ્રહ "પુષ્ટ" આવશ્યક છે,—જે પરથી તે પુષ્ટિમાર્ગ કહેવાયો,—અને એ વૈષ્ણવ ધર્મમા ભક્તિની ઉત્તમતા સિદ્ધ કરી બતાવી, પોતે આચાર્ય પદનુ મ્હોટું માન મેળવ્યુ હતુ. તે કાળે શાકર

× પરદેશગમન પૃ ૧૫૯.

મતનું પ્રાબલ્ય વિશેષ હતું, અને વેદાન્ત જ્ઞાનના પરિણામ તરીકે જગત મિથ્યા છે, જીવન ક્ષણિક છે, સંસાર અસાર છે, ઐહિક સુખ અને ભોગ જીવનને બંધનકર્તા છે, તપ અને વૈરાગ્ય મોક્ષદાતા છે, એકાંતમાં, સંસારથી અલિપ્ત, ઈશ્વર નામનું સ્મરણ અને ભજન અને જ્ઞાન જ કલ્યાણકારી છે, તેટલા માટે સંસારનો ત્યાગ એજ કલ્યાણકારી અને અગત્યનો છે, એ વિચાર અને ભાવના પ્રધાનપણે પ્રવર્તતા હતા. આ પ્રમાણે એક પક્ષી રસ્તે ચઢી ગયલાઓને યોગ્ય માર્ગે વાળવા શ્રીવલ્લભાચાર્યે પુષ્ટિમાર્ગ સ્થાપ્યો, તેનો ઉપદેશ એ હતો કે ઈશ્વરના અનુગ્રહથી જીવ બ્રહ્મને પ્રાપ્ત કરી શકે છે, પણ તે સ્થિતિએ પહોંચવા ભક્તે પ્રભુમાં દૃઢ વિશ્વાસ સ્થાપી, અનન્ય ભાવે તેને ભજવો જોઈએ, એટલું જ નહિ પણ તેનું તન, મન અને ધન સર્વસ્વ, પ્રભુના ચરણે સમર્પણ કરવું જોઈએ, પ્રભુને ધર્યા વિનાની કોઈ પણ વસ્તુનો પોતે ઉપયોગ કરવો જોઈએ નહિ, આપણા કવિ દયારામે 'રસિક વલ્લભ'માં પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનો સાર ભાગ નીચે પ્રમાણે તારવ્યો છે —

"સર્વાત્મ ભાવે શરણ ગ્રહી સેવવા સુંદર શ્યામ,
વિશ્વાસ દૃઢ હરિ સત ગુરુ, નહિ અવર સાધન કામ
અસમર્પિ વસ્તુ લે નહિ, આશ્રય અનન્ય અખંડ,
તદર્થ સાધન સકળ, શ્રી ગુરુ કરે હતી સહુ દંડ
શુભ કૃતિ સહુ સહજે બને, બાલકૃષ્ણ કરુણા દૃષ્ટિ,
નિજ બજે લીના નિત્ય આપે, વદ સુર સુર સૃષ્ટિ
એ શ્રીવલ્લભકૃત પુષ્ટિપથ, શિવ બ્રહ્માનો ન પ્રવેશ,
વણ શ્રમ મળે જન દયા પ્રિતમ, શ્રીકૃષ્ણ રાધેશ"*

તેથી આચાર્યશ્રીએ જગત મિથ્યા નહિ પણ સાચું છે એ બતાવી, જીવનનો સદુપયોગ કરવાનો બોધ આપ્યો, દેહ દમે, શરીરને કષ્ટ આપે, તપશ્ચર્યા કરે, દુઃખ ભોગવે, અંતર શુદ્ધિ થતી નથી, અને જ્યાં સુધી અંતર શુદ્ધિનો અભાવ છે, ત્યાં સુધી જીવનનું કલ્યાણ થતું નથી અને મોક્ષ પણ સંભવતો નથી પણ તેની સિદ્ધિ સારૂ જીવ જે બ્રહ્મથી જુદો પડી ગયો છે, તેને ફરી જોડવા પ્રયત્ન કરવો જોઈએ પણ તે સારૂ સંસાર ત્યાગ અગત્યનો નથી જે કાંઈ જરૂરનું છે તે એ કે મનુષ્ય, ધર્મ વિમુખ ન થાય, એ હેતુ પડેલા જીવ અને બ્રહ્મને પાછા એકત્ર કરવા

* જુઓ રસિકવલ્લભ, પૃ ૮૨, લે. જેશાલાલ શાહ સંપાદિત.

પુષ્ટિમાર્ગમા "બ્રહ્મસંબંધ" નો વિધિ નોખો રાખેલો છે, અને તે માટે ગુરુની આવશ્યકતા વૈષ્ણવ સમ્પ્રદાયે ખાસ માનેલી છે. વળી તે ઈશ્વરના બાળસ્વરૂપને પ્રાધાન્ય આપે છે, વ્રજમાનો શ્રીકૃષ્ણદેવ તેમનો ઈષ્ટદેવ છે, અને રાધા ભક્તિ–ગોપી ભાવના એ સમ્પ્રદાયની વિશિષ્ટતા છે, તેથી એક વૈષ્ણવ, સતી સ્ત્રી જેવી પતિપરાયણ હોય તેવી રીતે, શ્રીકૃષ્ણની ભક્તિ કરે છે, અને એ ભક્તિમાં વિશેષતા એ છે કે તે વૈષ્ણવ મુક્તિને –નિર્વાણને ઇચ્છતો નથી, પણ જન્મોજન્મ શ્રીકૃષ્ણ ચરણ સેવાનો લાભ મળે એજ તેની ઉત્કંઠા, અંતરની ભાવના હોય છે, એટલેથી એની ભક્તિ અટકતી નથી, એ તો અહોનિશ શ્રીકૃષ્ણની સેવામાં નિમગ્ન રહે છે. શ્રીકૃષ્ણ સેવા જ એનું સર્વસ્વ થઈ પડે છે ધાતુ કે પાષાણની શ્રીકૃષ્ણની મૂર્તિ તેને મન જીવન્ત અને ચેતનવતી હોય છે, એટલે તેની આરાધના તે ભિન્ન ભિન્ન પ્રકારે અને જુદા જુદા સમયે, ભારે લાડ, વૈભવ અને શ્રદ્ધાથી કરે છે, અને એ ભક્તિ પાછળ રહેલી તીવ્ર લાગણી અને ભાવનાનું પૃથક્કરણ કરતા મી. શુથી તેનું નીચે મુજબ શબ્દચિત્ર દોરે છે:

"He is talked of as the darling of the family; he is respected as the keeper of the conscience of the household, he is considered so sacred, he is made so much of that one sometimes really wonders how at all it can be possible for wise, aged and balanced men and women to join in the games of the Divine Babe Krishna and take a genuine living interest in the many comforts he desires of them and the many discomforts he wants them to remove Of course the image is not supposed to have been made by human hands and ingenuity; it is self-born It may actually be of any shape and make up But the devotee pours out his adoring soul in song, chant and supplication, in dance and rhythmic motion, conceived in all the beauty and majesty and splendour which his yearning soul aroused to poetry and artistry for the nonce, can suggest, invent and

execute. The strange ecstatic imagination of the devotee weaves an atmosphere of concreteness and reality around the object of worship out of elements—his overwhelming love and self-surrender—which to the outsider may seem insubstantial, illusory and unworthy of consideration."*

શાંકર વેદાન્તે જીવનને રસવિહોણું, તપસ્યાભર્યું, કષ્ટમય અને કઠિન કરી નાંખ્યું હતું તેમાં વૈષ્ણવ સંપ્રદાયે ક્રાંતિ આણી તે રસિક, વૈભવભર્યું અને કલાયુક્ત કર્યું, અને શૂદ્ર, સ્ત્રીઓ અને વિધર્મી જાતિ પ્રતિના બંધનો કાઢી નાંખ્યાં અને સમાન ભાવ દાખવ્યો તેની અસર ઝાઝી થઈ, અને તેની પ્રિયતા તેથી વધી પડી હતી.

મૂળ પુરુષ લીલા કરી ગયા પછી ધીમે ધીમે એ સંપ્રદાયના વંશજો ગાદીએ બેસતાં તેમાં સડો પેઠો હતો અને તેનો પ્રથમ ઉલ્લેખ ત્રણસેં વર્ષ પૂર્વે લખેલાં દામોદર સંન્યાસીકૃત 'પાખંડ ધર્મ ખંડન' નામક નાટકમાં આવે છે. તે પછી સમાજ અજ્ઞાની અને વહેમી, જડ અને રૂઢિચુસ્ત થઈ પડયો હતો, એ આપણે અગાઉના પ્રકરણોમાં જોયું છે; અને તે સ્થિતિમાંથી વૈષ્ણવ કુળના મહારાજો પણ વંચિત રહ્યા નહોતા; બધી સંસ્થાઓમાં બને છે તેમ તેઓ પણ મનુષ્ય નબળાઇને વશ થયા હતા; અને નવો યુગ બેસતાં દેશમાં જે જાગૃતિ આવી અને નવશિક્ષિત વર્ગ તૈયાર થયો તેણે વૈષ્ણવ મહારાજોની વર્તણુકમાં અને રીતિનીતિમાં ઘણું વાંધાભર્યું અને અક્ષમ્ય માલુમ પડયું, તેની સુધારણા અર્થે બીડું ઝડપ્યું, અને તેનો મોવડી એજ વૈષ્ણવ સંપ્રદાયનો અનુયાયી કરસનદાસ મૂળજી હતો.

આપણામાં એક કહેવત છે કે મનુષ્યનું કાંઈ ખોટું થવાનું હોય ત્યારે તેને ઉંધુંજ સુઝે છે, એવી મતિ વૈષ્ણવ મહારાજોને સાંપડી હતી; એક નજીવા પ્રસંગમાંથી ગંભીર પરિણામ ઉદ્ભવ્યું હતું; મહારાજો ગયા તો બ્રાહ્મણ સેવકોને દબાવવા પણ ઉલટી તેમની સ્થિતિ કફોડી અને ચિંતાજનક થઈ પડી હતી તે નીચેની હકીકત ઉપરથી જણાશે.

સન ૧૮૫૫ માં ભુલેશ્વરના ગુજરાતી બ્રાહ્મણોએ છપ્પનભોગ કર્યો, તે પરથી વૈષ્ણવ અને શૈવમાર્ગીઓ વચ્ચે તકરાર ઉઠી. તેની વિગત મહીપતરામે નીચે પ્રમાણે આપી છેઃ—

* The Vishnavas of Gujarat, Page 93.

"એ વખત સુધી વૈષ્ણવ મંદિરોમાં છપ્પન ભોગ થતા અને તેથી તેમના મહારાજો ધન કમાતા એ જોઈ બ્રાહ્મણોને તેમ કરવાનું મન થયું પૈસા નહિ તો જમવાનું મળશે એ તો નક્કી હતું એ માટે આગેવાન બ્રાહ્મણોએ ઉઘરાણું કર્યું એમાં શૈવ અને વૈષ્ણવ બન્ને માર્ગી ગૃહસ્થોએ મદદ કરી, ને ભૂલેશ્વરમાં છપ્પન ભોગ થયો બધા પંથના હજારો લોક દર્શન કરવા ગયા સ્ત્રીઓ અને પુરુષો, ગુજરાતી અને દક્ષણી, ભવે આ થા અને ભૂલેશ્વરમાં મોટો મેળો ભરાયો મહાદેવને ધરાવેલો ભોગ બ્રાહ્મણો જમ્યા, અને પ્રસાદ વાણીઆ, ભાટીઆ વગેરે લોકોમાં વેહેંચાયો આ બનાવ મુંબાઈના વલ્લભાચાર્યોને ગમ્યો નહિ તેમને અદેખાઈ આવી તથા ભય લાગ્યો કે એથી શિવમાર્ગને ઉત્તેજન મળશે, માટે ફરીને એવું ન થાય એવા ઉપાય કરવાનો વિચાર તેમણે કર્યો એ માટે બ્રાહ્મણોને સજા થાય તો બીજે મોટો લાભ થાય તે એ કે વલ્લભ કુળના મહારાજો બ્રાહ્મણના ઉપરી ગણાય, અને શ્રદ્ધો ઉપર બ્રાહ્મણની જે સત્તા હતી તે ઓછી થાય, અને શિવમાર્ગને તોડવાનું બળ વધે એ છપ્પન ભોગની વિરૂદ્ધ મહારાજોએ જે કર્યું તે પરથી સામાવાળીઆ એ પ્રમાણે બોલવા લાગ્યા ઝઘડો ઉઠાવવાનો હેતુ કદાપિ એવો હશે પણ આપણે વિચાર કરવો જોઇએ કે તેમની તકરાર વાજબી હતી કે ગેરવાજબી મહારાજોએ વાંધો ઉઠાવ્યો કે બ્રાહ્મણોએ શાસ્ત્ર વિરૂદ્ધ કર્યું જે ભોગ શિવને ધરાવવામાં આવે છે તે શિવ નિર્માલ્ય કહેવાય છે, ને શિવ નિર્માલ્ય જમવાની શાસ્ત્રમાં મના છે જે શિવને આરોગાવામાં આવે છે તે ભરડા ખાય છે તથી તેઓ બ્રાહ્મણમાં ગણાતા નથી, માટે જેમણે શિવનિર્માળ ખાધું તેઓ દૂષિત થયા છે પ્રાયશ્ચિત્ત કરી એ દોષથી છૂટે ત્યાં સુધી યજમાનોએ તેમનો સત્કાર ન કરવો જોઇએ ×

મહારાજોનો આશય એ બ્હાને બ્રાહ્મણોએ તેમના એકલાના હક્ક પર હાથ નાખ્યા માટે, ફરી તેમ ન કરે તે માટે તેમને રોકવાનો ને બ્રાહ્મણો પર માન મેળવી પોતાની લાગવગ વધારવાનો અને તે દ્વારા શૈવ ધર્મનું જોર ઘટાડવાનો હતો પણ તેમની યુક્તિ પ્રયુક્તિઓ ફાવી નહિ અને છેવટે તેમની હાસી થવા પામી હતી એ મહારાજોએ તેમના સેવકોને આજ્ઞા કરી કે બ્રાહ્મણો પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થાય નહિ ત્યાં સુધી તમારે કોઈએ તેમને દાન દક્ષિણા, પંચ ભાગ વગેરે કંઈ

× કરસનદાસ મૂળજી ચરિત્ર પૃ૦ ૧૪

આપવું નહિ અને જમાડવા પણ નહિ આથી બ્રાહ્મણો કોપ્યા કારણ કે તેમનો મોટો આધાર વૈષ્ણવો પર હતો, તે નફરમાંથી વર્તમાનપત્રોમા સખ્ત ચર્ચા આવવા માંડી, અને શાસ્ત્રાર્થ કરવા માગણી સુદ્ધાન થઈ, અને બીજી કોઈ રીતે વિજય મળે એમ નથી એવી પ્રતીતિ થતા એ મહારાજોએ પ્રપંચ કર્યો, એવો કે "પોતાને મંદિરે પોતાના પક્ષના વાણીઓની સભા ભરી, ત્યાં એક ગરીબ ભીખારી બ્રાહ્મણે આવી નમ્રતાપૂર્વક બ્રાહ્મણોની વતી અપરાધ કબુલ કરી મહારાજોની માફી માગી. મહારાજોએ કૃપા કરી ક્ષમા બક્ષી; પણ એ પ્રપંચ પકડાઈ ગયો. એવુ માલમ પડ્યુ કે તે નબળા બ્રાહ્મણને લાચ આપી પ્રથમથી ફોડ્યો હતો; અમને એ પ્રમાણે કરવાને શિખવીને સભામા આણ્યો હતો.* "

આ પશ્ચાત પૂરી પતી નહિ એવામાં એક નવો તણખો ઉડ્યો, જેણે મહારાજોને દઝાડ્યા. સન ૧૮૫૮ માં દયારામ મોતીરામ નામના એક સખ્સે મુબાઇના જીવણલાલજી મહારાજ સામે દિવાની કોર્ટમા દાવો માડ્યો, એ દાવામા પોતાને હાજર થવુ ન પડે એવો છૂટકારો મેળવવા ખૂબ પ્રયત્ન થયો, પણ તે નિષ્ફળ ગયો અને તેનો તોડ ઘરમેળે પતાવત કરી આણ્યો હતો. પણ એ કેસથી વર્તમાનપત્રોમા રોજ બરોજ વધારેને વધારે સખત લખાણ પ્રગટ થવા માડ્યા 'સત્યપ્રકાશે' આગેવાની લીધી હતી. "કરસનદાસ તે દ્વેષ બુદ્ધિથી લખતા નહિ તેનો હેતુ લાચ લઇને પૈસાદાર થવાનો નહોતો. વલ્લભકુળના ગુરુઓને અને તેમના સેવકોને સુધારવા એ જ તેમની ભલી મતલબ હતી,"[1] તેથી તેમણે ઇનામો આપી મંદિરો અને મહારાજોની સુધારણા અર્થે લેખો મગાવ્યા, મહારાજોએ પણ ઉઘાડા પડી લડાય એવુ ન જોયુ ત્યારે એક ભાડુતી પત્રકારને રાખી "ચાબુક" વર્તમાનપત્ર દ્વારા સુધારાવાળાની વિરુદ્ધ લખાણ કરાવવા માડ્યુ, એટલુજ નહિ પણ તેમની ખોટી નિન્દા પુષ્કળ છાપી, પણ એવી નાલેશી કરવા જતા તેનો લેખક કાયદાની સુંગાલમા સપડાઈ ગયો તેની પાસે પૈસા નહિ કે અદાલતમા લડી શકે, "ચાબુક" નો તંત્રી પારકી શિખવણીએ કામ કરવા જતા ભારે સંકટમા આવી પડ્યો, એવામા કોઈએ સલાહ આપી કે મહારાજ સામે સમન્સ કઢાવ કે જેથી તારૂં કામ થાય

---

* કરસનદાસ મૂળજી ચરિત્ર પૃ ૧૯,

1 કરસનદાસ મૂળજી ચરિત્ર પૃ ૧૭.

મહારાજો અદાલતના બારણે ચઢવા ઇચ્છતા નહોતા એ આપણે પૂર્વે જોયુ છે. આ વખતે ફરી મામલો ગંભીર થઇ પડતાં તેમણે એ મુશ્કેલીમાંથી છૂટવા તેમના સેવકો પર દબાણ કરવા માડ્યુ. આ વૈષ્ણવોનો નિયમ સામાન્ય રીતે એવો કે દર્શન કર્યા વિના ભોજન કરે નહિ; અને એ વૈષ્ણવ મંદિરો મહારાજોની ખાનગી મિલ્કત ગણાય છે, એટલે તેમા કાયદેસર રીતે પેશી શકાય નહિ. એટલે તે મુઝવણનો લાભ લઇ, મહારાજોએ એક ખત એવું તૈયાર કર્યું કે જેઓ તે પર મહી કરે તેમનેજ દેવદર્શનની રજા મળે, સુધારાવાળાઓએ તે ખતને ગુલામી ખત જણાવી, તેની સખ્ત ઝાટકણી કાઢી હતી એ લેખનો ભાવાર્થ નીચે મુજબ હતો.—

"સવત ૧૯૧૫ ના પોષ સુદ ૧૨ વાર રવેઉ (૧૬ મી જાન્યુઆરી ૧૮૫૯), મુબાઈ, જત, અમે ભાટીઆ તથા વાણીઆ, તથા લુવાણા તથા ભનશાળી, તથા મારવાડી, તથા મુલતાની, વગેરે સરવે વૈષ્ણવોએ મળી આ કબૂલતનામુ કર્યું છે. એનો હેતુ એ છે કે શ્રી ગુસાઇજી મહારાજના તમામ બાળકો એટલે વશજો જે બધા અમારા ગુરુ છે તેમને સરકારની તરફથી કે કોઈ બીજાએ કઢાવેલી સમન પરથી, કે હરકોઇ બીજી રીતે કોરટમા હાજર થવુ ન પડે એવો બદોબસ્ત સરકારમા અરજી કરીને કરવો. આ કામમા ખરચ કરવાને નાણુ આ ખત પર મતાં કરનાર પાસેથી ઉઘરાવી સારે ઠેકાણે રાખવુ. સર્વ વૈષ્ણવોએ એક મતે અને એક જથે સરકાર પાસે એ માગવુ, અને એ માગણી પાર પડે ત્યા સુધી મડ્યા રહેવુ, એ કરવામા કમર કરવી નહિ, બની શકે તેટલી મહેનત કરવામા ચૂકવુ નહિ.

હવેથી જે વૈષ્ણવ આપણા ધર્મની નિન્દા છાપે કે છપાવે તેને તેની જ્ઞાતિએ નક્કી સજા કર્યા કરવી હરકોઈ વૈષ્ણવે વલ્લભકુળના હરકોઈ મહારાજા પર સમન કાઢવો નહિ, અને કોઈ બીજી વાત કે જાતનો આદમી સમન કઢાવે તો આપણે બધાએ મળી તે કામ વરમેગ ખચીત પતાવવુ આ કરાર અમે રાજીખુશીથી, અને શુદ્ધ બુદ્ધિથી કર્યો છે. એ પ્રમાણે આપણામાના દરેકે ખચીત ચાલવુ આ વાતમા જે જે કબૂલ મજુર કર્યું છે તેથી જે ઉલટો ચાલે તે પોતાના ધર્મથી ફરે અને નાતનો ગુનેગાર થાય "*

---

* કરસનદાસ મૂળજી ચરિત્ર પૃ ૨૦

કવિ નર્મદાશંકરે 'વિદ્યાથી ગુરુ અને ગુરુની મત્તા' વિષેના નિબંધોમાં મહારાજોની વર્તણુંક બાબતમાં કડક ટીકા કરેલી છે; અને ઉપરોક્ત ગુલામી ખતના વિષે સવિસ્તર ચર્ચા કર્યા પછી તે લખે છે, કેઃ—

* * "મહારાજોને, વૈષ્ણવો પાસે લેખ શા માટે લખાવી લેવો પડયો, તે સાને માલુમ્ છેજ. સુધારો મહારાજની સામે થયો છે ને તે હરેક રીતે મહારાજની નઠારી ચાલ છોડાવવાની તજવીજ કરે છે. મહારાજોને દુર્વ્યસન છોડવા ગમતાં નથી ને બહારથી માન તો જોઇયેછે. મહારાજોને અંદરખાનેથી એવી તો દહેશત લાગી છે કે બેસુમાર. તેઓનો જોરો માત્ર પોતાના ભોળા સેવકોના ઉપર ચાલે છે. એ બચારા, મહારાજ બોલ્યા તે શ્રીકૃષ્ણ પ્રભુ બોલ્યા, એમ સમજી તેઓનાં રૂપ વાણીથી મોહિત થઈ તેઓ જે કહે છે તેની હાજી હા કરે છે. મહારાજોએ પોતાના મનમાં વિચારો કીધેલા કે કોરટના સમનો તો ઉપરા ઉપરી આવવા માંડયા છે ને કોઈ દહાડો કોઇપણું રીતે કોઇપણ શખસ આપણને કોરટમાં ઘસેડી લઇ જશે, માટે આ ટાણે આપણા ભોળા સેવકો પાસે લેખ કરાવી લઇ તેઓને આપણી તરફના કરી રાખીએ. તેઓ નાણાં કહાડશે એટલે તેઓને કાળજી રહેશે ને કાયદો થયો એટલે સરકારમાં જવાને આપણે ભો નહી રેહે. કદાપિ કાએદો ન થયો તો વારુ, એ મસે નાણું તો ભેગું થશે અને આપણા નિમિત્ત કહાડેલું નાણું આખરે પણ આપણીજ પાસે આવશે. આવી સમજણ ઉપરથી જેમ અક્કરમી વર વહુ ઉપર શૂરો, તેમ અક્કરમી મહારાજો સેવકો ઉપર શૂરા છે. એ ભ્રષ્ટ મહારાજોએ વાણીઆ ભાટીઆઓનાં હલકા પેટના પણ દેખાઇતા મોટા પેટના મોટા મોટા શેઠોને (રે ગરીઓની વેઠોને) ને બોલાવી તેમને ગટર પટર સમજાવી ચાર કલમ લખાવી લીધી છે.–

એવી રીતે કરમનદાસે પણ "સત્યપ્રકાશ" માં તેનો ઘાણ વાળ્યો હતો. એ ભુંડા લેખને ચુંથવાની જરૂર અને પોતાની ફરજ જણાવી, એમાંની દરેક બાબત ઉપર છૂટથી અને છટાથી ચરચા કરી; અને મહારાજોને ઉપદેશ કર્યો કે બીજાનાં કજીઆમાં હાથ ન ઘાલતાં; પારકાંની ભાંજગડમાં ન પડતાં મહારાજો સુનીતિએ વર્તી પોતાનો ગુરૂ ધર્મ યથાર્થ બજાવે તો તેમના સઘળા સેવકોનો અને મિત્રોનો પ્રેમ તેમના ઉપર રહે; નાણાં ધીરનારનું કામ કે બીજા દુનીઆદારીના ધંધા ન

* * જુઓ નર્મગદ્ય પૃ. ૧૭૫

* કરસનદાસ ચરિત્ર, પૃ. ૨૨-૨૩

કરે; બીજાની મિલ્કત લેવાનો લોભ ન રાખે; મીલકત સંબંધી અદાલતમાં ચઢવું પડે તેવું ન કરે તો પછી તેમને કોર્ટના સમનની ધાસ્તી રહે નહિ; નિત્ય સુનીતિ ઉપદેશ કરી પોતે તે પ્રમાણે ચાલે, અને ધનવાન અને નિર્ધન બધા સેવકોને સમાન ગણે તો પછી કોર્ટમાં ઘસડાવવાનો દિવસ કદી ન આવે. પ્રપંચમાં પડે તેને પ્રપંચની પીડા પડે."*

એ બદનક્ષી કેસમા 'સત્યપ્રકાશ'ના અધિપતિ સામે ખર્ચ સાથે હુકમનામુ થયુ હતુ, તેમાં તે ખુવાર થઈ ગયો; અને તેને ચલાવનાર મહારાજ જીવણલાલજીને મુબાઇ છોડી બહારગામ નાશી જવું પડયુ હતુ.

હવે એ દ્રશ્ય બદલાય છે, માત્ર પાત્રમાં ફેરફાર થાય છે, મુબાઇના મહારાજને બદલે સુરતના મહારાજ દેખા દે છે, તેમનુ નામ જદુનાથજી હતું, તેઓ વિદ્વાન તેમજ વ્યવહારકુશળ હતા, તેઓએ સમયને પિછાન્યો; તદનુસાર ઉપરથી દેખાવ કરી સુધારાવાળાઓની પ્રીતિ સંપાદન કરી, પોતે સ્ત્રી કેળવણીના પક્ષમાં છે એટલુજ નહિ પણ શાસ્ત્રમા પુનર્લગ્ન કરવાની રજા હોય તો તેની તરફેણમા છે એવો અભિપ્રાય સુદ્ધાંત વ્યક્ત કર્યો હતો. તે સાંભળીને કરસનદાસે તેમની પ્રસંશા કરી હતી અને "મંગળદાસ નથુભાઇ કન્યાશાળાને ઈનામ આપવાને મીજલસ ભરાઈ ત્યા મોટા શેઠ શાહુકારો ભાટીઆ, ઠકરો, સરકારી હોદ્દેદારો અને સુધારાવાળા જુવાનોની વચ્ચે ઉંચે આસને બેસી જદુનાથજીએ સ્વહસ્તે છોડીઓને ઈનામ આપ્યા તે વારે સ્ત્રી કેળવણીનો અને સુધારાનો જેજેકાર થયલો" જણાયો હતો. *

ઉપર જણાવ્યું તેમ જદુનાથજી મહારાજ સુધારાનો ડોળ જ કરતા હતા, તે કવિ નર્મદાશંકરના નીચેના કથન પરથી સ્પષ્ટ થાય છે, અને તે દેખાવ સારૂ તેઓ સમુદાય બહારના વિદ્વાનો અને સુધારકોની મૈત્રી ઇચ્છતા હતાઃ—

"જદુનાથ સાથે પ્રસંગ પડેલો તે આ રીતે—સદર અદાલતના ડિપુટી શિરસ્તેદાર લલ્લુભાઇ ગોપાળદાસને જદુનાથજીએ જુલાઇમાં મુબાઈ આવ્યા ત્યારે કહ્યુ હતુ કે 'નર્મદાશંકર મ્હને મળે તો સારૂ.' હુ એક દહાડો ભાયખળે તેઓને મળવા ગયો હતો—એઓ મ્હને ઓળખતા ન્હોતા ને હું તેમને ઓળખતો ન્હોતો હુ દરવાજામા પેસતો હતો ને તેઓ બ્હાર નિકળવાની તૈયારીમા હતા, એટલામા તેઓએ જાણેલુ કે કોઈ વૈષ્ણવ મ્હને મળવા આવેછ એ ઉપરથી તેઓ પાછા ઘરમા જઈ કોચ પર બેસી

* કરસનદાસ ચરિત્ર, પૃ ૨૮

ગયા હું કાચ આગળ નમસ્કાર કરી ઉભો રહી બોલ્યો કે 'જે નર્મદાશંકરને મળવાની તમે ઈચ્છા દેખાડી હતી તે હું છઉ' ને પછી તેઓની પાસે બેસવા જતો હતો એટલામાં પાછું મ્હેં વિચાર્યું કે, એમ કરવું ઠીક નહીં ને પછી હુ ગાદી પાસે નીચે બેઠો અને કહ્યું કે તમે "ચાતુર્માસ અહિં રહેવાના છો?" ત્યારે જદુનાથજીએ કહ્યુ કે, હા પછી થોડીક વાત થઈ જે મને સાંભરતી નથી પછી મ્હેં કહ્યું કે "હમણા તમારે બ્હાર જવાની તાકીદ છે માટે બોલાવશો ત્યારે મળીશ." પછી હમે ઉઠયા.

જુનાઈમાં મગનલાલવાળી છોકરીઓની નિશાળમા જદુનાથજી આવ્યા ને બતાવ્યુ કે હું છોકરીઓને શિખવવાના કામમા ઉત્તેજન આપુ છઉં. કોઈપણ મહારાજે એમ ન કરેલુ તે જદુનાથજીએ કીધુ, તેથી સઘળા સુધારાવાળાને વિશ્વાસ બેશી ગયો કે જદુનાથજી મારા છે. લખમીદાસ ખીમજીએ એને કાંઈ ખાનગી વાતચીત કરતા પૂછ્યું હશે કે 'પુનર્વિવાહ કરવો કે નહિ' ત્યારે તેઓ બોલ્યા હશે કે, કાંઈ ચિંતા નહિ—મને લખમીદાસ ખીમજી વગેરેએ જદુનાથજીની તારીફ કરવાનુ કહ્યું—પણ મારા મનમા એમ કે જ્યા સુધી જદુનાથજીને મળી તેના અંતઃકરણના વિચાર સુધારા સબંધી જાણુ નહિ ત્યા સુધી એની તારીફ હું નહિ કરૂં—પણ પછીથી શિઘ્ર કવિતાની જુક્તિ સાથે મારે કાંઈ તારીફ કરવી પડી હતી ખરી

એક દાહાડો હું એને મંદિરમા મળવા ગયો હતો—ત્યહા થોડીક ઉપર ઉપરની વાતચિત થયા પછી તેઓએ મ્હને કહ્યું કે 'બપોરે આવજો—આપણે વાત કરીશું' પછી હું અને ધીરજલાલ બને પાછલે પહોરે ગતા—જોઈયે છે તો મહારાજ પ્લંગ પર સુતેલા ને ત્હાના એક ભટને કહ્યું કે 'મહારાજને કહો કે નર્મદાશંકર આવ્યા છ' તારે હમારા દેખતાજ મહારાજે કરોડ મરડીને કહ્યું કે "પછી આવજો" એ બોલવું મ્હને તીર જેવુ લાગ્યુ અને પછી હું ચ્હીડાઇ ગયો

પછી તો કેટલાક સુધરેલાઓને એમ જણાવવા લાગ્યુ કે મહારાજ સુધારાવાળાઓને જુદુ સમજાવે છ અને પોતાના હરડતા વૈષ્ણવોને જુદું સમજાવે છ મહારાજની સામા મારા લખેલા નિબંધો વાચીને જદુનાથજી મ્હારા પર પણ ચ્હીડાયા હતા ને મારૂં ભુડું બોલતા હતા—ભક્તિના ભાષણથી મે તેમને પણ પછી ચિહડવ્યા હતા ને એમ સામસામી થઈ ગઈ

---

* મારી હકીકત પૃ. ૭૦

તેના પરિણામે સામસામા હેન્ડબીલો છપાવી એક બીજા પર આક્ષેપો કરવા લાગ્યા; તે પછી પુનર્વિવાહ વિશે શાસ્ત્રાર્થ કરવા સભા મળી હતી, તેનો વૃત્તાંત કરસનદાસ ચરિત્રમાંથી ઉદ્ધત કરીશું:—

"કવિ નર્મદાશંકર લાલશંકર દવે એ બાબતમાં ઝુંડો ઝાલી આગળ પડયા. શાસ્ત્રમાં રજા હોય તો વિધવા પુનર્લગ્ન એ ઠીક છે. એમ જદુનાથ છચોક કહેતા, પણ શાસ્ત્રમાં રજા છે એમ કહેવાને મુંબાપ્રમાં અચકાયા. સુધારાવાળાની સંખ્યા થોડી, તેમનું જોર કમ, અને તેમના સામાવાળીઆનો વગ ભારે અને સંખ્યા મોટી, તથા બીજા મહારાજો ઉલટા વિચારના તેથી ભય પામીને જદુનાયજી પાછા હઠયા. પણ શૂરવીર નર્મદાશંકરે તેમને છોડયા નહિ. ૧૮૬૦ ના અગસ્ટ માસની ૨૫ મી તારીખે તેણે જદુનાથજીને પત્ર લખી માગ્યું કે શાસ્ત્રાર્થ કરવાને સભા ભરો, અને મારી જોડે વાદ કરો. શાસ્ત્રમાં વિધવા પુનર્લગ્ન કરવાની મંજુરી છે એ હું ભરી સભામાં સિદ્ધ કરી આપીશ. એ આમંત્રણનાં હેંડબીલો છાપી લોકમાં વહેંચ્યાં. જદુનાયજીએ નોંતરૂં કબૂલ રાખ્યું, અને ૬ દિવસ પછી સભા બોલાવી. સુધારાનો પહેલવાન અંગબળમાં કુધારાના મલની જોડે બરાબરી કરી શકે તેવું ન હતું, પણ જ્ઞાનબળમાં તે તેનાથી સરસ હતો. કરસનદાસ મુળજી, કરસનદાસ માધવદાસ, ડાક્તર ધીરજલાલ દલપતરામ, મથુરાંદાસ લવજી, રામદાસ ભાણજી વિગેરે સુધારા નાયકોને અને સુધારાના પણાક સિપાઇઓને તથા શાસ્ત્રના પુસ્તકોને જોડે લઈ કોડીલા કવિરાજ એ દિવસે સેનાપતિ થઈ સંગ્રામે ચડયા. એમને જોઇ કુધારાનો સેનાપતિ ધ્રુજ્યો અને ડર્યો, તથા તેની ફોજ દાઝે બળી. ધર્મ યુદ્ધમાં જીતવાનો ભરોસો ન પડવાથી જદુનાથજીએ કપટથી લડવા માંડયું. વિધવા પુનર્વિવાહ વિશે વાદ ન કરતાં તે આડા ઉતર્યા. જે બાબત નિર્ણય કરવાને મળ્યા હતા તે કોરે મૂકીને કેવળ જૂઠી તકરાર ઉઠાવી. હિન્દુ પ્રજાના મનમાં સુધારાવાળા વિશે તિરસ્કાર ઉત્પન્ન કરવાને તેણે નર્મદાશંકરને પૂછ્યુ કે તમે વેદશાસ્ત્રોને ઇશ્વરકૃત માનો છો કે નહિં ! ભોળા કવિ અને તેમના તરૂણ મિત્રો આ ફાંદામાં ફસાયા, અને જદુનાયજી વધારે પાછા હતા એમ સાબિત થયું. વિધવા પુનર્લગ્ન વિશે નિર્ણય કરવાને સભા મળી છે અને અમે તે કારણસર આવ્યા છીએ માટે જે બાગત તેને લાગતી નથી તેનો ઉત્તર હાલ નહિ દઇએ, અમે શાસ્ત્રને ઇશ્વરકૃત માનીએ છીએ કે નહિ તે જણાવવાને અત્રે આવ્યા નથી, પણ હિંદુ શાસ્ત્રમાં વિધવા પુનર્વિવાહની રજા છે તે સિદ્ધ

કરી આપવા આવ્યા છીએ, માટે તેજ બાબત બોલીશું એવી હઠ ન પકડતા જદુનાથજીએ આડે રસ્તે દોર્યા તેમ જઈ જૂદા પડયા સુધારાવાળા આપણાં ધર્મશાસ્ત્રોને અને ધર્મને માનતા નથી એવુ લોકને દેખાડવાની જદુનાથની ધારણા પાર પડી. વિધવા પુનર્લગ્ન સબંધી શાસ્ત્રાર્થમા હાર ખાવાના સંબધથી આ યુક્તિ વડે બચી મહારાજે કવિના હુમલાને પાછો વાળ્યો. પરન્તુ કવિની પડખે તેનો મિત્ર કરસનદાસ વીરો ઉભો હતો તેણે જદુનાથને વિજય ભોગવવા દીધો નહિ; ખમ ઠોકી સામા આવી તેને એવો આંતર્યો કે મહારાજ છટકી જવા પામ્યા નહીં.

પૂછેના પ્રશ્નના ઉત્તર 'સત્ય પ્રકાશ'મા આપી જદુનાથજીની પાસે પ્રતિઉત્તર માગ્યા, અને નવા સવાલ પૂછયા. ક્રિયા શાસ્ત્રોને અનાદિ અને ઈશ્વરકૃત માનવાં અને ક્રિયાને મનુષ્યકૃત તે નક્કી કરવાનાં સાધન પ્રજાને જણાવી વાંચનારને નિર્ણય કરવાને શક્તિમાન કરવાનો મનસુબો કરસનદાસ, નર્મદાશંકર, મથુરાદાસ લવજી અને તેમના સાથીઓએ કર્યો. જદુનાથજી પણ હિંમતવાન હતા. બીજા મહારાજોની ગોડે ગડી શડ ડોશીનો ઉપાય ન કરતાં મરદાની જુદ્ધ કરવાને મેદાનમા ઉતર્યા, સત્ય પ્રકાશમા પ્રગટ કરવાને જવાબ લખી મોકલ્યા એટલુંજ નહિ, પણ પોતાની તરફથી 'સ્વધર્મ વર્ધક અને સંશય છેદક' નામે માસિક પુસ્તક છપાવવા માંડયુ. જગ જબરો મચ્યો. વિધવા પુનર્વિવાહને નામે જે ઝઘડો ઉઠ્યો તેનુ રૂપ બદનાઈ મૂળ હિંદુ ધર્મ અને હાલના નવા પથો વિષે સવાદ ચાલ્યો. મુબાઇમા વાચી શકે તેવા હજારો વૈષ્ણવ છતા સ્વધર્મ વર્ધકને માત્ર સુમારે સવાબસે ઘરાકજ થયા હતા પરન્તુ વિષ્ણુપચ ચાબુક વગેરે બીજા પત્રોમા જદુનાથજી વિષયો લખી મોકલતા. કરસનદાસને અને તેને સુધારાવાળા સોબતીઓને નાસ્તિક, પાખંડી, મૂર્ખાદિક વિશેષણો લગાડવાના કસર રાખતા નહિ, કળીયુગમા ઉત્પન્ન થયેલા પથો શાસ્ત્ર પ્રમાણે પાખડી છે, તે પથોના ગ્રંથો ખોટા છે, અને તેના આચાર્યો ધૂતારા છે, જે માર્ગના લક્ષણ તથા જે ગુરૂના આચરણ સુનીતિ વિરૂદ્ધ હોય તે સાચા નહિ અને માનવાજોગ નહિ એ દેખાડવાનો પ્રયત્ન સુધારાવાળાએ કર્યો."*

કરસનદાસે પણ એ પ્રસગે "સત્યપ્રકાશ" મા "પ્રાચીન હિન્દુ ધર્મ" એ શિર્ષક હેઠળ એક લેખ કવિ નર્મદાશકરના વાદનું સમર્થન કરતો છાપ્યો હતો; અને તે લેખ જ લાઇબલ કેસનુ કારણભૂત થયો હતો.

* કરસનદાસ ચરિત્ર પૃ. ૨૯, ૩૦.

જદુનાથજી મહારાજે તે લેખ એમની બદનક્ષી કરનારો છે એવો આરોપ મૂકી હાઈકોર્ટમાં કરસનદાસ સામે દાવો નોંધ્યો; એમણે એમ ધારી લીધેલું કે કરસનદાસ નમતુ આપશે પણ કોર્ટમાં તેમના બારિસ્ટર ઍન્સ્ટીએ એવો રદીઓ આપ્યો કે એ લખાણમાં વાદીની ખોટી નિંદા નથી અને એમાં જે કહ્યું છે તે ખરૂ છે, એવું સાબિત કરવાને અમે તૈયાર છીએ.

એટલે એ કોકડું ગુંચાયુ, પણ મહારાજ પક્ષે સીધો અને ન્યાયયુક્ત માર્ગ ગ્રહણ ન કરતાં, કરસનદાસના પક્ષમાં કોઈ સાક્ષી ન આપે એવી પેરવી કરવામાં ગુંથાયા. તે પરથી ભાટીઆ મહાજને એકત્ર થઈ, એવો ઠરાવ કર્યો કે જે કોઇ મહારાજ વિરૂદ્ધ સાક્ષી આપે તેમને નાતબહાર મૂકવા અને તે ઠરાવ ઉપર જ્ઞાતિજનોની સહીઓ લેવા માંડી.

આ કૃત્ય દેખીતુ ન્યાય વિરૂદ્ધ હતુ; તેથી કોર્ટમાં તે પગલાં સામે કામ ચાલ્યુ, તેમાં કરસનદાસનો વિજય થયો હતો.

ત્યારબાદ મહારાજની બદનક્ષીનો કેશ ૨૪ દિવસ સુધી ચાલ્યો હતો. ઉભય પક્ષ તરફથી સખ્યાબધ સાક્ષીઓ રજુ થયા હતા; એ આખો કેશ પુસ્તકાકારે પ્રકટ થયેલો મળી આવે છે, તેથી તેની વિગતોમાં નહિ જતાં, તે કેશના હુકમનામામાંનો છેવટનો એક ફકરો છાપીશું, જે ટુંકાણમાં તેનું તાત્પર્ય રજુ કરે છે—

"આ કામમાં વણો કાળ મિથ્યા રોકાયો નથી. પશ્ચિમ હિન્દુસ્તાનના ચતુર લોકની રૂબરૂ જાહેરમાં આ મોટી બાબતની ચરચા થઇ તેના પરિણામ લાભકારી થવા જ જોઈએ. કેટલાક એથી વિચાર કરતા શિખ્યા હશે; કેટલાકે તજવીજ કરવા માંડી હશે. ધર્મ સબધી નિવેડો કરવાનું કામ અમારી આગળ નથી, સુનીતિ સબધી તકરારનો ફેસલો કરવાનું કામ છે. વાદી અને તેના સાક્ષીઓ એમ કહે છે કે જે અનીતિ છે તે ધર્મ ન હોય; જે આચરણથી અનીતિનો પાયો ખોદાય તેથી અનાદિ અને અચળ સત્યનો ભગ થાય તે ધર્મને નામે અને ધર્મની મજુરીથી સ્થાપના થાય તો સસારના સુખને અર્થે અને માણસ જાતના લાભને માટે તેનો જાહેર ધિક્કાર કરવો જોઇએ, તેની જાહેર ફજેતી કરવી જોઇએ. એ પ્રમાણે તેમણે કર્યું જે ભય અને નુકશાનનો હિસાબ આપણથી નિકળી શકે નહિ તે તજી પોતાનું શિર મૂકી આ પુરૂષોએ સિમત્મ ગંદી અને બળવાન ઠગાઈની સામે દૃઢતાથી જુદ્ધ કર્યું છે એમણે જુના ચાલ અને જુસ્સાની સામે ટક્કર લીધી, અને તેમના માનનારાઓને છચોક

જણાવ્યુ કે તેમના ભુંડા કર્મ હોય તે રૂડા કર્મ ન થાય, જુઠું હોય તે સાચુ ન થાય આ લડત તેઓ હિમતથી અને યોગ્ય રીતે લડયા, આશા રાખવામા આવે છે કે એમની મહેનત નિષ્ફળ જશે નહિ, જે બીજ તેમણે વાવ્યુ છે તે ઉગી નીકળશે, અને ફળશે. એમના બોધથી અને એમના દાખનાથી જેઓના વિચાર જાગરૂત થયા છે, જેમને સામા થવાનો ઉમગ છૂટયો છે, તેમના ધર્મમાથી કપારી છૂટે તેવા દુરાચારને ઝાડી કહાડવાને તેમણે મદદ કરી, અને જેમના આત્માને તેમણે નીચ દશાને પમાડે તેવી બેડીમાથી છોડાવ્યા છે તેઓની સખ્યામા વધારો થઈ એમની હામ અને દઢતાનો બદલો વળશે. "×

હમણા જ પ્રસિદ્ધ થયલા "ગુજરાતના વૈષ્ણવો" નામનાં પુસ્તકમાં એ લાઈબલ કેસ, વૈષ્ણવ સપ્રદાય, તેના સિદ્ધાત અને ઇતિહાસનુ નહિ જેવુ જ્ઞાન હતુ, અને તે જાણવાને એથી પણ ઓછી દરકાર હતી, એવા ગૃહસ્થોએ પ્રાર્થના સમાજ કે ખ્રિસ્તિ ધર્મ કે સ્વામીનારાયણ સંપ્રદાય કે નવા સુધારાના વિચારોથી પ્રેરાઇને ઉપસ્થિત કર્યો હતો, અને વૈષ્ણવ સપ્રદાયમા જે કાઈ સુધારો કરવા તેઓ શક્તિમાન થયા તેથી અદકુ નુકશાન સુધારકોએ તેને પહોચાડયુ હતુ, એવો આક્ષેપ કરેલો છે. પણ નીચેની હકીકત ઉપરથી જોઈ શકાશે કે તે આક્ષેપ વજુદ વિનાનો, સત્યથી દૂર છે. ××

સ્વામીનારાયણ સપ્રદાય જે ઓગણીસમા સકામા નવો સ્થપાયો હતો, તેમા સ્ત્રી પુરૂષાની દર્શન સારૂ અલગ વ્યવસ્થા રાખવાનું પ્રયોજન, એમ કહેવાય છે કે, વૈષ્ણવ મદિરોની પેઠે તેમા અનીતિ ન પેસે તે સાચવવાનુ હતુ, અને તે તદ્દન ખોટુ નહોતું એમ આપણે કવિ નર્મદાશકરના લખાણ પરથી જોઇએ છીએ "વિષયી ગુરૂ" નામના નિબધમાં તેઓ કહે છે,

' સ્ત્રી પુરૂષોને દર્શન સમય જુદો રાખવો અથવા, સ્ત્રી પુરૂષોના દર્શન કરવા જવાના માર્ગ જુદા જુદા રાખવા. ઝાપટીઆઓ ઉપર તાકીદ રાખવી જોઇએ મદિરમા દર્શન વેળા જે ભૈરા ઉપર જુલમ ગુજરે છે તે બે હદ છે. પુરૂષ સ્ત્રીની ભીડાભીડમાં નઠારા પુરુષો સ્ત્રીના ઉપર હાથ નાખતા જાય છે. ઝાપટીઆનુ મન ન મનાવે તો સ્ત્રીઓ ઝપાટા ખાય છે, ઘરેણા ખોય છે વગેરે, તેમ જ્યારે સ્ત્રીઓ વહુજીના દર્શન લેવા

× કરસનદાસ મુળજી પૃ ૮૮-૯

×× જુઓ The Vaishnavas of Gujarat p 42

જાય છે, ત્યારે મગાલકારે ત્યાથી પોતાની તરફ ખેચી લેવાય એવી જુકતીઓ કરી રાખેલી હોય છે, તેથી તે સ્ત્રીઓને મહારાજની ઓરડીમા જવુ પડે છે આવા અનાચાર થતા બધ થાય, તેને માટે ઉપલી વાતો વૈષ્ણવ સેવકોએ બરાબર ધ્યાનમા લેવી અને તે પ્રમાણે અમલમા આણવુ"*

વૈષ્ણવ સંપ્રદાયના ૮૪ એક જાણીતા અગ્રેસર લખમનદાસ ખીમજીએ મહારાજ નાથમલ કેશમા મહારાજાના અપકૃત્યો વિષે છનોક પૂરાવો * જાતમાહિતી ઉપરથી આપ્યો હતો, એટલુ જ નહિ પણ સ્વર્ગસ્થ મહેરામજી મલબારી, જેઓ ગુજરાતી હિન્દુ સમાજથી પૂરા વાકેફગાર હતા તેમણે એ વર્ગની સામે કડક ટીકા કરેલી છે, અને કરાણીને લખ્યુ હતુ કે—

'The highest tribunal in the land and the entire Indian press pronounced Maharajism a sink of iniquities But Karsandas Mulji died, and with him died that spirit of patient heroism which alone could cope with and triumph over bigotry, hypocrisy and sin Our friend the Vaishnava Maharaj is again relapsing into his old ways" [1]

અને દેવે હસા દામોદરલાલજીના પ્રકરણે પૂરવાર કર્યુ છે કે વૈષ્ણવ મહારાજોની રીતિનીતિમા સુધારાને હજી પુષ્કળ અવકાશ છે

કરસનદાસે પ્રસ્તુત કાર્ય શુભનિષ્ઠાથી ઉપાડ્યુ હતુ અને તેમા અગત રાગદ્વેષ કે વેરની વૃત્તિ નહોતી એ તેમના શબ્દો અને વર્તન ઉપરથી જોઈ શકાય છે

"કરસનદાસ ગુસાઈ મહારાજની હવેલીમા ઘણીવાર જતા હતા એકવાર પોતે ગયા ત્યારે દરશન બધ હતા પુજારીઓએ ગાદી નાખી બેસવા વિનતિ કીધી, ત્યારે કરસનદાસે તેમ કરવાને ના પાડી અને દરશન કરી પાછા વળ્યા સાભળ્યા પ્રમાણે અત્રેની મહારાજોની હવેલીના એક લીસ્ટમા કરસનદાસે એક રકમ ભરી હતી, ને તે વખતે કહ્યુ કે, મહારાજોની સાથે મારે કાઇ પણ વેર નથી હુ તો તેમનો શુભેચ્છક છુ"[2]

* નર્મગદ્ય પૃ ૧૫૫

1 Gujarat & the Gujaratis, page 127

૨ કરસનદાસ મુળજી પૃ ૧૩૦-૩૧

વળી મી. ચુથીએ ઉપલા આક્ષેપમાં સુધારકોનું સંપ્રદાય વિષે અજ્ઞાન હતું અને તે જાણવા સમજવાને તેમણે પૂરી દરકાર કરી નહોતી એમ જણાવ્યું છે; પણ વૈષ્ણવ સાંપ્રદાયિક સાહિત્ય પ્રવૃત્તિથી જેઓ વાકેફ છે તેઓ કહી શકશે કે વીસમી સદીના આરંભ સુધી તે સારૂં કશાં સાધનો ઉપલબ્ધ નહોતાં. "અણુભાષ્ય" જેવા સંપ્રદાયના અગત્યના પુસ્તકની લખેલી પ્રત મેળવવી એ પણ મુશ્કેલ હતું; સ્વર્ગસ્થ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસે તે દિશામાં પ્રથમ શરૂઆત કરી હતી અને ગુજરાતી જનતાને સંપ્રદાય વિષે જાણવાને ઉપયોગી થઈ પડે એવાં પુસ્તકો રચી પ્રસિદ્ધ કર્યાં હતાં. તે પછી શ્રીયુત રણછોડદાસ પટવારી, પ્રો. જેઠાલાલ શાહ, શ્રી. ન્હાનુભાઈ ગાંધી, શાસ્ત્રી વસંતરામ અને શાસ્ત્રી કેશવરામે સાંપ્રદાયિક સાહિત્ય લખી છપાવીને તેની કિંમતી સેવા બજાવેલી છે, તદુપરાંત સ્વર્ગસ્થ તેલીવાળા અને પ્રો. મગનલાલ શાસ્ત્રીએ સંપ્રદાયનું મૂળ સંસ્કૃત સાહિત્ય પ્રકાશમાં આણીને ઘણું સ્તુત્ય કાર્ય કરેલું છે; પણ લાઇબલ કેસના દિવસોમાં એમાંનું કાંઈ મળે એવું નહતું; મંદિરોમાં સુદ્ધાંત એ વિષે કેટલું જ્ઞાન હશે એ એક પ્રશ્ન છે; પણ મુદ્દાની વાત એ છે કે જે ઝગડો જાગ્યો હતો અને મચી રહ્યો હતો તે વૈષ્ણવ સંપ્રદાયના સિદ્ધાંતો વિષે કે તેની શ્રેષ્ઠતા વિષે નહોતો. અન્ય કોઈ હિન્દુ તત્વજ્ઞાનની સ્કુલની સરખામણીમાં ઉંચે સ્થાને ઉભી રહી શકે એવું વિદ્વત્તાભર્યું વૈષ્ણવ સંપ્રદાયનું સાહિત્ય છે; તે વિષે મતભેદ નથી. જે કાંઇ ચર્ચા થવા પામી હતી, જેની સામે વાંધો લેવાયો હતો, તે મહારાજોની કુટિલ નીતિરીતિ અને ગેરવર્તણુક હતાં; અને એ મામલો વિષમ થઈ પડ્યો હતો તે પણ એ મહારાજોના અવિચારી, અન્યાયી અને ઘોર દુષ્કૃત્યોને આભારી હતો. નહિ તો એ ઝઘડામાં કરસનદાસ એક નિમિત્ત માત્ર હતા; અને શુદ્ધ બુદ્ધિથી, સેવાભાવથી, સુધારો કરવાની લાગણીથી તેમાં તેમણે ઝંપલાવ્યું હતું અને એક પત્રકાર તરીકે તેમનું તે કર્તવ્ય થઈ પડ્યું હતું.

કરસનદાસ સાહસિક અને હિંમતવાન પુરુષ હતા તે એમની કારકીર્દિ જોતાં માલુમ પડશે.



કરસનદાસ મૂળજી.

ન્હાનપણમા મા ગુજરી જતા માની કાકીએ કરમનદાસને મ્હોટા કર્યા હતા, સન ૧૮૫૦ મા વિધવા વિવાહ વિષે એક ઇનામી નિબધની જાહેરખબર છપાઈ હતી તેની હરિફાઇમા ઉતરવાનો નિર્ણય કરી, તે લેખ કરમનદાસ લખતા હતા, પણ કોઇ વિઘ્નસતોષીએ અટકચાળુ કરવા તેમના કાકીને, એમના એ મહાગુન્હાની વાત કરી, તેમના પેટીમાથી એ લેખના પાના કાઢીને બતાવ્યા કાકીને ગુસ્સો ચડે એ સમજી શકાય એમ છે, પણ એમણે તો કરમનદાસને તે કારણે ઘરનાર કાઢયા, અને તેનુ

પરિણામ એ આવ્યુ કે તેમનુ આગળ અભ્યાસ કરવાનુ બંધ પડ્યુ, અને તેમણે એક શિક્ષક તરીકે જીવન શરૂ કર્યું તે કારકીર્દિ કેવી યશસ્વી નિવડી હતી, તે નીચેના ઉતારા પરથી જણાશે —

"મોટા દિલના પરોપકારી શેઠ ગોકળદાસ તેજપાળે મુંબાઈના માડવી બંદરે રહેનારા લોકના છોકરાને માટે ધર્માદા નિશાળ સ્થાપી, તેના મુખ્ય ગુરુનુ કામ તેને સોપ્યુ જે કામ હાથમા લે તે ઉપર મન મૂકીને મડે એવી કરસનદાસની ખાસીયત હતી એના ઉમંગથી ઉપશિક્ષકના હૃદય ઉમંગી થયા નિશાળીઆની સંખ્યા અને અભ્યાસ બેઉમા શાળા વખણાઈ, અને તેના સ્થાપનારના અંતઃકરણને સંતોષ થયો."

એ અરસામા બુદ્ધિવર્ધક સભા સ્થાપી તેમા એક આગેવાન કાર્યકર્તા તરીકે કરસનદાસ ભાગ લેતા થયા અને રાસ્તગોફતાર નામના સાપ્તાહિકમા લેખો લખી મોકલતા પણ એટલેથી તેમને સંતોષ થયતો નહિ, અને છૂટથી લખી શકાય તે માટે નવુ અઠવાડીક કાઢવાનો નિશ્ચય કર્યો પૈસા કમાવાની આશા ન રાખતા માત્ર સ્વદેશ હિતને માટે તેમણે સને ૧૮૫૫ મા 'સત્યપ્રકાશ'નો આરંભ કર્યો અને તેમને મદદકર્તા હિન્દુ શેઠીઆઓમા મંગળદાસ નથુભાઈ મુખ્ય હતા, અને આ પત્રમાનુ લખાણ તોપમાથી છૂટતા ગોળાની પેઠે વહેમગઢ અને અનીતિના કોટને અસર કરવા લાગ્યુ, તેથી જેઓ મૂર્ખ ને દુષ્ટ હતા તેઓ રાયા "એનુ લખાણ ઝુસ્સા ભરેલુ હતુ કારણ બતાવીને, હાસી કરીને, અને ડોક પાડીને એમને શિખામણ દીધી. દેવા કરીને નાતો જમાડવાની અને મોટા વરઘોડા કાઢવાની મૂર્ખાઈ, ગદામા અર્ધાં નાગા જમવા બેસવાની રીત, હોળીના દુષ્ટ તહેવાર, વષ્ણવ મંદિરોમા થતો બિગાડ વગેરે ઘણી બાબતો પર એણે લખાણ કર્યું લગ્નને પ્રસંગે હિન્દુ સ્ત્રીઓ લાજ તજી જગતની સની ફટાણા ગાય છે, તે અટકાવવાને એણે બહુ ઉપદેશ કર્યો, પણ

उपदेशोहि मूर्खाणाम् प्रकोपाय न शांतये ।
पयः पानं भुजंगानाम्, केवलं विषवर्धनम् ॥

જેમ સાપને દૂધ પાવાથી તેનામા ઝેર વધે છે, તેમ મૂર્ખને શિખામણ દેતા તે રીસ કરે છે શિખામણથી એ ગીતો અટક્યા નહિ ત્યારે કરસનદાસે કેટલીક ફટાણા ગાનારી નફટ કપોળ નારીઓના નામ છાપી પ્રસિદ્ધ કર્યાં, એથી એની નાતમા એને નાત બહાર મૂકવાને કેટલાક મહેનત કરી, પણ તે પાર પડી નહિ"×

---

* કરસનદાસ ચરિત્ર પૃ ૬ × કરસનદાસ ચરિત્ર પૃ ૮

મહારાજ લાઇબલ કેસમા એ સુધારક વૃત્તિએ જ તેમને પ્રેર્યા હતા એ આપણે ઉપર જોયુ છે, અને એ લાગણીથી પ્રેરાઇને તેમણે પુનર્વિવાહ અને દેશાટનના પ્રશ્નો, જે હિન્દુ સમાજ તે સમયે ત્યાજ્ય અને વિષ સમાન ગણતો, તેની ચર્ચા ઉપાડી લીધી હતી, એટલુ જ નહિ પણ તેના ઉકેલ અર્થે સક્રિય પગલા ભર્યા હતા, પોતે ઇંગ્લેન્ડ વેપાર અર્થે બે વાર ગયા હતા, અને ગુજરાતમા પહેલવહેલુ પુનર્લગ્ન કરનાર એમની જ્ઞાતિમાં યુગલ ધનકોરબા અને માધવદાસની પડખે ઉભા રહીને એમને કિમતી સહાયતા આપી હતી એ વિષય વિષે આગળ કહેવાનુ છે એટલે તેની વધુ વિગતો નહિ આપતા કરસનદાસે એમના પ્રવાસનો વૃત્તાત લખ્યો હતો તે પુસ્તકની સમાલોચના કરતા મહીપતરામે જે પ્રશંસાના ઉદ્‌ગાર કાઢ્યા છે તે માત્ર નોધીશુ:—

"આ પ્રવાસ પુસ્તકના બધાં પ્રકરણ મનોરંજક અને બોધદાયક છે. દરેકને એના બુદ્ધિમાન કર્તાએ રસ ક્રમ અને શિખામણથી ભર્યું છે, તથાપિ ૯મા અને ૧૦મા પ્રકરણોને હુ વધારે કિમતી ગણુ છે, ને તે ચીપી ચીપીને વાચવાની ભલામણ કરૂ છુ. એમાથી સાર અસાર જૂદા પાડી સાર ગ્રહણ કરવાની જરૂર છે. વાચનાર પૂછે છે કે શા વાસ્તે જરૂર છે? તો જવાબ એ છે કે આપણા દેશની ઉન્નતિને માટે જરૂર છે, જે ગુણોએ ઈંગ્રેજને આબાદ અને મ્હોટા કર્યા છે, જે લક્ષણોએ તેમને ઉંચે દરજ્જે ચઢાવ્યા છે, જે ગુણો ઉપર મોહી લક્ષ્મીજી તેમને ઘેર પધાર્યાં છે, જે લક્ષણોથી ઇંગ્રેજ મહા બળવાન થઈ ન્હયાલ થયા છે અને રાજકાજમા વડાઇ પામ્યા છે તે ગુણો અને તે લક્ષણો બતાવવાની કરસનદાસે સારી કોશિષ કરી છે. એ ગુણો અને એ લક્ષણો આ દેશના લોકોએ જાણવા અને ગ્રહણ કરવા જોઇએ. આ ગ્રથ અને આ બે પ્રકરણો વાચી જેનુ મન નહિ ઉશ્કેરાય, જેને યુરોપ જવાનુ મન નહિ થાય તેનામા પુરૂષાતનનો અંશ રહ્યો નહિ હોય!"*

પત્રકારિત્વમા તેમણે જેમ સુંદર છાપ પાડી હતી તેમ સાહિત્ય ક્ષેત્રમા તેમની સેવા સ્તુતિપાત્ર જણાશે કરસનદાસ ચરિત્રના અંતે તેમની કૃતિઓની સંખ્યા મહિપતરામે ૨૨ નોધી છે, તેમા કુટુબમિત્ર, નીતિવચન, સંસારસુખ, મહારાજ લાઇબલ કેશ, ગુજરાતી ઇંગ્રેજી કોશ વધારે જાણીતા છે, પણ તેમની કીર્તિ એક પ્રખર સુધારક તરીકે વધારે પ્રસરેલી છે, અને

* કરસનદાસ ચરિત્ર પૃ ૧૦૭

એક લોકનેતાને શોભે તેમ નોકરી અર્થે તેમને કાઠીઆવાડમા જવાનુ થયતુ યા પણ કરસનદાસે સુધારા અને સાહિત્યને ગતિમાન કરવા કાઇને કાઈ નવિન પ્રવૃત્તિઓ ઉપાડી લીધી હતી અને તે પ્રશસાપાત્ર નિવડી હતી વિજ્ઞાન વિલાસ નામનુ એક માસિક કાઢેલુ, તેની ફાઇલોનુ વાચન આજે પણ ઉપયોગી જણાશે અને રાજકોટ વિદ્યાગુણ ભુપણ સભાનુ કાર્ય પણ એવુ ઉપકારક હતુ

તેઓ લાબુ આયુષ્ય જીવેના નહિ ચાળીસમે વર્ષે તેમનો દેહ પડેલો પણ યુવાવસ્થામાથી જે સુધારાનુ કાર્ય હાથ ધરેલુ તે જીવનપર્યંત ચાલુ રાખ્યુ હતુ અને તે સફળ નિવડેલુ કારણ કે તેમની સર્વ શક્તિ તેઓ તેમા ખર્ચતા આવા સમાજસેવક લોકપ્રિય નિવડે તેમા શુ આશ્ચર્ય !

સન ૧૮૭૧ મા અકાળે એમનુ મૃત્યુ થતા કાઠિયાવાડમા તેમણે જે સગીન સેવાકાર્ય કરેલુ તેની નોધ પોલીટીકલ એજન્ટ એન્ડર્સને ખાસ જાહેરનામુ પ્રસિદ્ધ કરી નીચે પ્રમાણે લીધી હતી

" લીંમડીના સ્પેશીયલ આસીસ્ટટ સાહેબ આજમ કરસનદાસ મુળજી આજ સવારના નવ વાગતા સ્વર્ગવાસ થયા એવી ખબર તાર મારફતે આવતા અમે ઘણા દીલગીર થયા છીએ

આ બહાદુર અમલદાર આ પ્રાતમા આવ્યા પછી તેમને જે જે કામો સોપવામા આવેલા તે એવી ખબરદારીથી તથા દીલસોજનપણાથી તેમણે બજાવ્યા છે કે તેમના ઉપરીઓની તેમણે પ્રશસા મેળવી છે સસારી બાબતમા તેમના મલતાવડા ગુણ તથા કાઠીયાવાડમા તમામ જાતના દેશી લોકો જે વખાણ તથા પ્રીતી તેમના તરફ બતાવતા તે વાતથી તેમની યાદગીરી ચીરકાળ રહેવાની

સુધારાના સાથી તરીકે તેમણે કરેલા કામ પ્રખ્યાત છે તેમના ગુજરવાથી સરકારને એક હોશીલા અમલદારની ખામી પડી છે નાની ઉમરમા તેમનુ મૃત્યુ થવાથી તેમના દોસ્તો તથા અમે અફસોસી કરીયે છીએ "

ત્યાર બાદ લાબે ગાળે ગુજરાત મેનેજ લિટરરી એન્ડ મિટીંગ સોસાયટી સમક્ષ ઉત્તર વિભાગના કમિશ્નર સ્વર્ગસ્થ એફ એસ પી લેલીએ કરસનદાસ મૂળજી વિષે વ્યાખ્યાન આપતા, તેમને રાષ્ટ્રના એક વીર નર તરીકે (A National Hero) ઓળખાવી ક્યુ હતુ

• કરસનદાસ મુળજી ચરિત્ર પૃ ૧૪૧

"Gentlemen, it will be a bad sign if India ever willingly lets die the name of such a man as Karsandas So rapidly do events pass in these days that his books are already out of date I have tried to get in Bombay a copy of his travels in English, but failed That, however, means nothing "The letter of his work dies as of all men's, but the spirit of it never " So said Carlyle of John Knox, and so say I of Karsandas Mulji "×

(સદ્‌ગૃહસ્થો, કરસનદાસ જેવા દેશના વીર નરનું નામ પ્રજા વિસ્મરણ થવા દે તો તે એક કમનસીબી સમજવી, જમાનો એટલી ઝડપે કૂચ કરી રહ્યો છે કે તેમની કૃતિઓ વિસારે પડી છે, તેમના 'ઇંગ્લાંડના પ્રવાસ'ની પ્રત (અંગ્રેજી) મેળવવા મુંબાઈમાં મેં તજવીજ કરી હતી પણ તે મળી નહિ એ બીના ખાસ મહત્વની નથી પણ જૉન નોક્ષ વિષે કાર્લાઇલે કહ્યું હતું કે તેનું લખાણ ભલે ભુંસાઈ જાય, પણ તે શબ્દોની પાછળ રહેલો અક્ષરદેહ અમર છે, તેમ કરસનદાસ મૂળજી વિષે હું કહીશ)

## (૩) શેરમેનિયા (સન ૧૮૬૪–૬૫)

"In 1862 began the period of extraordinary prosperity, caused by the rise in the price of cotton, which followed the American blocade In those years the ryots would under ordinary circumstances have suffered severely from the constant deficiency in rainfall during five successive seasons But the abnormal value of the produce made the scanty crop of a year of drought to the full crop of a good season

But the real importance in the economic sphere to India, lay not so much in raising the price of cotton and thus bringing about a temporary period of prosperity, but rather in bringing

× A National Hero, by Lely, Page 14

home to the cultivator the fact that causes other than local needs were beginning to govern the nature and extent of the crops he sowed Briefly, it was the event that most clearly and dramatically revealed a break in the economic isolation of India "*

*Prof Gadgil*

શેરસટ્ટાથી આજે કોણ અજાણ્યું છે? આબાળવૃદ્ધ, ગરીબ ને શ્રીમંત, સ્ત્રી ને પુરુષ, એ સઘળા થોડી મહેનતે ને ટુંક મુદતમા એકદમ તાલેવંત થવાના લોભે, તેના મોહપાશમા ખેંચાઈ સપડાઈને ખુવાર થયાના સેંકડો દાખલા મળી આવશે એ પ્રલોભન એવું મોહક છે કે સહજ નફો મળતા કે થોડી ખોટ જતા, જેમ કોઈ માદક પદાર્થની પેઠે, તેનો નિશો ચઢી, તેમા વધુ ને વધુ ગુંચવાય છે, ગજા ઉપરાંતનો અને ગાંડો સટ્ટો ખેલે છે અને પરિણામે તેનું સર્વસ્વ ખુવે છે, એ સામાન્ય અનુભવની બીના છે.

છેલ્લા યુરોપીય યુદ્ધ પછી આપણે અહિં શેરસટ્ટાનો વાયરો એટલો જોશબંધ અને સખ્ત ફુંકાયો હતો કે તેના સપાટાની અસર હજી તદ્દન નાશ પામી નથી અને તેથી એ સટ્ટાના માનસને લઈને વેપારી કાંઈક વર્ગની અફવા સાંભળતા, જે તે માલના, શેરના ભાવ ઉંચા વધારી દઈને, પૂર્વવત્ તેજીના સ્વપ્ના સેવે છે, પણ વાસ્તવિક પરિસ્થિતિ સમજવામા આવતા, તેના હાથ પાછા પડે છે એ વિસરાવું જોઈએ નહિ કે જગતના આર્થિક બળો હવે જુદી જુદી રીતે કાર્ય કરી રહ્યા હોય છે, તેની અસરમાંથી હિન્દુસ્તાન અલગ વા મુક્ત રહી શકે નહિ, વળી વ્યવહારના અને માલની આવજાના સાધનો વધતા અને વિકાસ પામતા, આપણી પરિસ્થિતિ સાવ બદલાઈ ગઈ છે, તેમજ દેશપરદેશની હરિફાઈ એટલી બધી તીવ્ર બનેલી છે કે એકાદ ઉતાવળું પગલું ભરતા કે ગણત્રીમા સહેજ ગફલતી થતા, તેના માઠા પરિણામ ભોગવવા પડે છે, તેથી વેપાર ધંધામા સાવચેતીની અને સાવધતાની વિશેષ જરૂર રહે છે.

લાંબા સમયથી હિન્દુસ્તાન સુલેહ શાન્તિ ભોગવે છે લડાઈથી ઉદ્ભવતી હાડમારી અને ત્રાસનો નવી ઉછરતી પ્રજાને બરાબર ખ્યાલ નહિ

* Industrial Evolution of India, p 19

આવે, પણ સન ૧૯૧૪મા યુરોપમાં જંગી યુદ્ધ જાગતા લડાઈના ક્ષેત્રથી હજારો માઈલ દૂર વસતા હોવા છતા, આપણે જોયુ અને અનુભવ્યુ હતું કે તેના પરિણામે આપણુ આર્થિક જીવન તંગ અને કઠિન થઈ પડયું હતુ. સૌ ચીજોના ભાવ ઘણા વધી જઈ, ભારે મોંઘવારી થઈ હતી. કાચા તૈયાર માલનો એટલો બધો ઉપાડ થતો અને તેના મ્હો માગ્યા દામ મળતા કે તેના ઉત્પાદકો, વેપારીઓ, આડતીઆઓ અને કામદાર વર્ગ જોતજોતામા મોટો નફો મેળવતા થઈ ગયા હતા. લડાઇના સમયમા જીવનને જરૂરી ચીજોના ભાવ, વેપારી આલમ વધારીને આકરા કરી ન મૂકે તે માટ, સરકારે જે તે માલના ભાવ પ્રથમથી બાધ્યા હતા તેમ કેટલીક ચીજો પર અંકુશ મૂક્યા હતા જેથી મોઘવારીના કારણે ઉશ્કેરણી થઈ, જનતા બંડ ન ઉઠાવે, પણ સુલેહ થતાજ એ બાપનો અને ભાવબધી નિકળી જતા, રોટ બજારમા અને બજાર ભાવમા મ્હોટી તેજી આવી, ન્હાનુ મ્હોટુ, નોકરચાકર, સ્ત્રી પુરુષ સૌ, આગ લાભની આશાએ, તેના મઠામા ઝપલાવતા અને રેલના પાણીની પેઠે આવતો નફો મેળવી, પોતાને ભાગ્યશાળી માનતા હતા.

નવી માગને પહોચી વળવા તેમજ દેશમા નવા નવા હુનર ઉદ્યોગોના કારખાના સ્થાપવા આપણે અહિં મખ્યાબંધ નવી કપનીઓ, જેવી કે, ગીમરની, સીમેન્ટની, ખાંડની, વિમાની, ઔદ્યોગિક બેંકની, ફિલ્મની, કાપડની વિગેરે, ઉભી કરવામા આવી હતી, અને તે કપનીના શેરો, લોકો તેનુ માટ પ્રિમિયમ મળવાની લાલચે, તેનુ પ્રોસ્પેક્ટસ પણ પ્રસિદ્ધ થવા પામે તે પૂર્વે, આમટા ખરીદી લેતા, અને તે શેરોનું પછીથી અવાય, કેટુ કે એથી પણ વધારે પ્રિમિયમ મળતુ હતુ, વળી એ કપનીઓ ઉચા અને મોઘવારીના સમયે દાટેલી તેથી તેનો ખર્ચ પણ વધારે થયો હતો.

તે પછી શાન્તિ પ્રસરતા, બધા રોજગાર લડાઈવાળા સમેમા ઠેકાણે પડતા, જે થોડાઘ માલ અગાઉ નિકળતો હતો તેની માગ ઓછી થવા પામી અને તેના ભાવ પણ નીચા પડવા માડયા, એ રીતે નવી કંપનીઓને અણધારી મુશ્કેલીઓ નડવા લાગી અને પામે પુન્તુ ભાગ્ય લેવુ નહોતું એ સજોગોમા, એમાની ઘણીખરી કપનીઓ, કાંઈક પાભાગ થવા પામે તે પહેલા ફડચામા મુકાઈ હતી. પન્તુ એ સર્વ હકીકત એટની બધી તાજી અને જાણીતી છે કે તેનો વિસ્તાર કરવો અનાવશ્યક છે. તેનો ઉલ્લેખ કરવાનુ પ્રયોજન માત્ર એ છે કે એવી ગભીર અને કઠિન

પરિસ્થિતિ મુબાઈ ઇનાકામા સિત્તેર વર્ષ ઉપર ઉદ્ભવી હતી, અને તેમા સેકડો કુટુબો પાયમાલ અને બેહાલ થવા પામ્યા હતા એ બનાવ અને ઉપરોક્ત વર્ણવેલા લડાઈ પછીના ગેરસદ્દાની હકીકત વચ્ચે ઘણુ સામ્ય માલુમ પડશે અને તે, ઇતિહાસ અમુક અમુક આતરે પુનરાવર્તન પામે છે, તેનું એક સબળ દૃષ્ટાંત પૂરૂ પાડે છે

અગ્રેજ પ્રજા હિન્દુસ્તાનમા વેપાર ધધા અર્થે આવી હતી, અને વૈશ્યવૃત્તિ જ એ તેમનુ પ્રધાન જાતિ લક્ષણ છે ઈસ્ટ ઇન્ડિયા કંપનીના કાર્યવાહકોએ હિન્દુસ્તાનનો કાપડનો વેપાર ઇરાદાપૂર્વક નાબુદ કરવા પ્રયત્ન કર્યા હતા અને હિન્દના વહાણવટાને પણ એજ રીતે એની સામા પ્રતિબધો મૂકીને જબરો ફટકો પહોચાડયો હતો, એ ઐતિહાસિક હકીકત છે

એ તો સુપ્રસિદ્ધ છે કે ઈગ્લાડ લાખોનાર કાપડ તૈયાર કરે છે, તેના રૂ સારૂ તેને અમેરિકા અને હિન્દુસ્થાન ઉપર બહુધા આધાર રાખવો પડે છે, કેમકે ઇંગ્લાડમા રૂ ઉગી શકે એમ નથી હિન્દુસ્તાન ઉપર કંપની સરકારની સત્તા અને ગણુ મજબુત થતા આપણે અહિં રૂનુ વાવેતર વધે અને તેની જાત સુધરે તે મારૂ ઇગ્લાન્ડના કાપડના કારખાનાવાળાઓ તરફથી ચાનુ તજવીજ થતી રહેતી હતી, અને સન ૧૮૬૨ મા ઉત્તર અને દક્ષિણ અમેરિકા વચ્ચે માહોમાહે યુદ્ધ શરૂ થતા હિન્દુસ્તાનના રૂની માગણી ખૂબ જ વધી પડી હતી હિન્દુસ્તાનના રૂના ઉપાડ વિષે નોંધ કરતા મી પ્રિચર્ડ લખે છે, કે સન ૧૭૮૫ થી ૧૮૪૫ સુધીના સાઠ વર્ષના ગાળામા દર પદર વર્ષે, ૧૭૮૫ મા હતો તેથી ત્રણ ગણો સન ૧૮૦૦મા અને ૧૮૦૦ મા હતો તેથી ત્રણ ગણો ખપ સન ૧૮૧૫ મા વધ્યો હતો, અને તે પછીના પદર વર્ષમા સન ૧૮૪૫ થી ૧૮૬૦, જો કે તેનુ પ્રમાણ ઉપર પ્રમાણે નહોતું વધ્યુ + પણ તેની સાથે રૂના ભાવ ઉપજ કરતા માગણી વધારે હોવાથી આગ પ્રમાણમા ઉચા ગયા હતા લોકો પણ આપણે જેને નાણાપાક ( money crop ) કહીએ છીએ તે રૂનુ વાવેતર, ધાન્ય ઉગાડવાને બદલે, કરવાનુ પસદ કરતા હતા અને સરકાર પણ એ કાર્યને ઉત્તેજન આપતી હતી

અમેરિકાનુ સિવિલ યુદ્ધ જાગતા, ઇગ્લાડને ત્યાનુ રૂ મળતુ બધ પડયુ, અને હિન્દુસ્તાનના રૂ ઉપર તેની મિલોએ આધાર રાખવો રહ્યો, પણ હિન્દુસ્તાન તેની માગણીને પૂરી રીતે પહોચી શકે તેમ નહોતું

+ Administration of Indian Vol I p 89

અને રૂની અછત જ રહેતી; અને તે કારણે રૂના ભાવ એકદમ ટોચે જતા ગયા; કેવી રીતે તેની વિગતો આપણને નીચેના ફકરામાંથી જાણવાને મળે છેઃ—

"હીનદોશયાનનો રૂઈ, જે આગલ ઈગલંડમાં દર રતલે ૩) થી ૫) પેનીએ વેચાતો હતો તે વધી શને ૧૮૬૩ ની આખરીએ ૨૦ થી ૨૪ પેનીએ રતલ વેચાવા લાગેઓ; એ ઉપરથી અતરે રૂઉના ભાવ જે ખાંડી એ રૂપીઆ ૬૦ થી રૂપીઆ ૧૦૦) સુધીનો હતો તે એકદમ વધી ખાંડીના રૂપીઆ ૬૦૦) થી રૂ. ૭૦૦) સુધી થાએઓ અને વેપારીઓને એવી* આશા હતી કે, જો લડાઈ વધારે દીવસ જારી રહી (જે જારી રેહે એવી તેઓ અંતઃકરણથી દોઆ માંગતા હતા) તો રૂઉનો ભાવ એથી પણ વધી અતરે ખાંડીના રૂપીઆ ૧૦૦૦ સુધી થાએ."

એવા ઉંચા ભાવમાં સૌ કોઈ રૂના વેપાર તરફ ખેંચાતું; એટલે સુધી કે ગરીબ ગુરબાઓએ પણ તેમનાં ફાટાંતુટાં ગોદડાં ફાડી તોડીને તેમાંનું રૂ વેચીને કમાઈ કરી હતી; અને એવી અટકલ કરવામાં આવી હતી કે "એ અરસામાં શુમારે પચાસ કરોડ રૂપીઆ વેલાત ખાતેથી અતરે આવેઆ હશે." અને પૈસો આવતા લોકની રહેણીકરણીમાં પણ મ્હોટો ફેરફાર થવા પામ્યો હતો. "ખેડુતો જેઓને માંટીનાં વાસણો મવશર થાતાં નહી હતાં તેઓ રૂપાની થાલોમાં જમવા લાગેઆ. તેમનાં બાએડી છોકરાંનાં શરીર ઉપર સુતરાઉ કપડાં કદાચજ શોભ્યાં મળી શકતાં હતાં તેઓને રેશમીજ નહી પણ કશબી કપડાંથી શણગાર મલેઓ. જેઓને રૂપાનાં ઘરેણાં મલવાં કઠણ હતાં, તેઓને સોનાની છુણશોમાં આભુખણો મલેઆં. ટુંકામાં ખેડુતોને જે લોહોડાને પાએની પનોતી બેઠી હતી તે ઉતરીને તરાંબાને પાએની બેઠી. તેમજ વેપારી આલમમાં કાંઈ થોડો ફેરફાર થાએઓ નહી હતો. કછ તરફથી આવેલા કછી વાંણીઆઓમાં લાખો રૂપીઆની દોલત થાઈ ગઈ હતી. પાણી ભરનાગ ભટો અને શીક મારનાર તથા કાંટા ઊપર ઉભા રહેનાર હલકી પદવીનાં માણસોએ પોતાની ગુન્જાશ પરમાણે થોડાઘણો વેપલો કરેઓ અને તેઓ પણ ફાવી ગએઆ. તેમજ ઇહિરાપીઆંન, પારશી, હીનદુ અને બીજી શરવ વરણના વેપારીઓ જર-દાર અને માલેતુજાર થઈ પડેઆ. વાડી, ગાડી અને લાડીની લુટાલુટ

* મુંબઈના શેર સટાની તવારીખ પૃ. ૬.

થાવા લાગી. ચારે તરફથી નાણુ ઊછળવા લાગેલુ. શખાવતના કામોનો પણ કાંઈ શુમાર રહેલો નહી "×

મુબાઈ એકલુ નહિ પણ ખેતીપ્રધાન રૂના વાવેતરવાળો ગુજરાતનો સઘળો પ્રદેશ ખાતબર થયો હતો, ખેડુતોની જેમ રૂના વેપારી અને તેમના દલાલો અને આડતીઆઓને પણ સારો તડાકો પડયો હતો,* અને વેપારીઓ અને દલાલોએ નવા ઘરો કરી તેમ દાગીના કરાવી તેમના બ ળબચ્ચાઓને ખોનેરૂપે મઢયા હતા, એ જનસ્થિતિનુ વર્ણન 'ભરૂચ શહેરનો ઇતિહાસ' લખનારે નીચે મુજબ કર્યું છે—

"આ કમાણીનો શો ઉપયોગ કરવો, નાણા કયા નાખવા, એ વિચારમા તેઓએ બેંક કાઢી બેંકના શેરો લોકોએ ભરવા માડયા. રાડીરાડોએ પણ પોતાની એકઠી કરેલી પુજી, જે નાણાવટીઓને ત્યા મૂકેલી, ને ખપ ન હોવાથી પાછી અપાયલી, તે પણ બેંકમા કાલાવાલા કરી મૂકી પાવડીઆ નહાનાભાઈની બેંક સૌથી શ્રેષ્ઠ અને લાભદાયી ગણાયાથી ત્યા તો શેરોના ભાવ વધી ગયા, છતા લોકોએ નાણા આજીજી કરીને મૂકયા કેટલાએક ડાહ્યા, નિર્લોભી અને સમજુ વહેપારીઓ, દલાલો, તથા નાણાવટીઓ જેઓ સારૂ કમાયા હતા, તેઓએ તો નાણા મળ્યા એટલે બેંકો તરફ નજર કરી નહિ અને છાનામાના જોયા કર્યું તેઓ જ પાછળથી સુખી રહ્યા. નવાઇ જેવુ એ લાગ્યુ કે ખેડાવાળો પણ લોભાયા. તેઓના નાણા દાટેલા ભોય સાચવતી હતી, તે તેઓએ બહાર કાઢયા, અને તેમણે દશાલાડની વાડીના મકાનમા એક બેંક ઉઘાડી તેનુ નામ તેઓએ "ધી દવેજી જોઇટ સ્ટોક કંપની" આપ્યુ હતું તેમા તેઓએ શેરો ભર્યાં હતા, તેમ લોકોના નાણા જમે પણ રાખવા લાગ્યા હતા. સરકારી નોકરો જેને વગ હોય, તેઓ નોકરીથી રજા લઇ, અથવા રજા નહિ મળી, તો રાજીનામા આપી બેંકમા દાખલ થયા, તેઓ તો પાછળથી ઘણાજ પસ્તાયા હતા. અધિકારીઓના પગાર જે અને ૧૮૭૩–

---

× મુબઈના શેરસટ્ટાની તવારીખ પૃ ૬, ૭

*( and the agricultural population of the cotton producing districts amassed so much wealth, that the Zamindars, it was said, not knowing how to employ their surplus silver, used it for tries for their cart-wheels " Administration of India Vol I Pr ' - ' 90 )

૭૪ યા વધ્યા છ, તવા પગાર વધેલા નહિ. મુનસફ, મામલતદારને રૂ. ૧૦૦) બલકે તેથી પણ ઓછા રૂ. ૮૫) ની મામલતદારની છેલ્લી જગ્યા હતી, તેવાઓની પણ તે વખતે ગણત્રી નહિ, તો બીજા હલકા નોકરોને કોણ ગણે ? આવા રીતની વેપારી વર્ગની સ્થિતિ થવાથી મકાનો પણ ભવ્ય બંધાયાં. ગાડી તો તે પહેલાં કોઇને ત્યાંજ જોવામાં આવતી, તે તેઓએ રાખવા માંડી. બળદની જોડની કિમ્મત, તેમજ ડોળદાર ગાડીઓ કરાવવાની જે કિમ્મત માગે તે આપતા હતા. આવી બાબતમાં પણ ચડસાચડસી ચાલતી હતી; લાડી, વાડી, ને ગાડીનું સુખ વહેપારી વર્ગમાં આવ્યું. લગ્ન પ્રસંગે રામજણીના નાચ કરાવવા લાગ્યા. સારા સારા વરાં વાજન થવા લાગ્યાં. મંદિરોમાં પણ ધર્મ દાન સારાં અપાવાં લાગ્યાં. મહારાજોનાં સ્વરૂપ પણ ઘણાં આવવા માંડયા. તેઓને પણ સારી કમાણી થઈ. ઘેરઘેર પધરામણી થતી હતી. "દેખાદેખ ને શિખ, શિખ," એ મુજબ ગાડરીઓ પ્રવાહ ચાલતો હતો. એક કરતાં એક ચઢીઆતો થવા પ્રયત્ન કરતો હતો. સોનાંબાઈ તથા રૂપાંબાઈ જ્યાં ત્યાં ઉછાળા મારી રહ્યાં હતાં. ખરચ કરવામાં પાછી પાની કોઈ કવચિતજ કાઢતું. ઉજાણી તથા ઓચ્છવોના ભાત ભાતના વરાઓ થતા હતા. ટહેલીઆઓ ટહેલ નાખવા ઘણા આવવા લાગ્યા. તેમને પણ તેમનું જોઈતું મળતું હતું. ચોકસી બજારમાં સોનાં રૂપાં ઘણાં ખરીદ થવા માંડયાં. સોનીઓને પણ જરા ફુરસદ નહિ. મ્હોં માગી મજુરી પામતા હતા. ગામડેથી પણ કેટલાએક આવી ચડેલા તેઓને સારી કમાણી થઈ હતી. મજુરી ઘણીજ મોંઘી થઈ પડી હતી, કેમકે નવાં મકાનો બંધાવા માંડયાં હતાં. આથી મજુર વર્ગ પણ તાજો થઈ પડયો હતો. શાહુકારોનાં નાણાં જે પરગણામાં ધીરેલાં, તે પણ ખેડુતો માતબર થવાથી મુદત ગયા છતાં આપી ગયા હતા, તેથી તેઓ પણ તાજા બન્યા હતા. હલકા સરકારી નોકરો સિવાય દરેક ધંધાવાળા જાહોજલાલી ભોગવતા હતા. શેઠની જાહોજલાલી સાથે ગુમાસ્તાઓ પણ તાજા થયા હતા.

દરેક ગામની જમીનમાં રૂ શિવાય બીજો પાક કરતાજ નહિ, તેથી બહારગામથી અનાજ જે આવતું તે વપરાતું હતું, પણ મોઘું વેચાતું હતું. હાલ જેવી દરેક ચીજની મોંઘવારી છે, તેવીજ મોંઘવારી બલ્કે કાંઈ વધારે હતી. એટલું સુગમ હતું કે તેલ દીવેલ આઠ શેર દશ શેર મળતાં હતાં. દુધ જે પૈસાનું કે ચાર પઈનું શેર મળતું હતું, તે તો ભાઈઆ ચાર પૈસા શિવાય હાથ મૂકવા દેતાજ નહિ.

આવી મોઘવારી છતા નાણાની છત અને તે વખતની સારી કમાણીને લીધે લોકો મોજ કરતા હતા ધીરધાર પણ સારી હતી, તેથી ગરીબ ગરબા નભ્યા જતા હતા ધર્માદા ટીપો ઘણી નીકળતી હતી, તેમા આજે જે એક રૂપિયો ભરવા આનાકાની કરે તે પાચ દશ રૂપિયા ભરવા જરા પણ આખમા ખાતા નહિ

કારીગર, સુથાર, લુહાર તથા મજુરની મજુરીના ભાવ વધી ગયા, કડીઆને ચારથી છ આના મળતા હતા તેના બમણા થયા, સુથારના પાચ છ આનાના ચૌદ આનાથી રૂપીઓ થયો, મજુરના દમ પૈસા, બૈરીના છ પૈસા, ને છોકરાને એક આનો તેના પણ આ વખતે બમણા થયા *"

આવી રીતે નાણાની રેલમછેલ થઈ રહી હતી, તો પછી લગ્ન પ્રસગમા વરઘોડાની શોભાનો પાર હોયજ નહિ ઘણા ખરા રાત્રે રોશની સાથે સરગસો નીકળતા હતા લોકોની ઠઠ જોવા મળતી હતી જેટલા શહેરમા વાહનો મળી શકતા, તેમાના ઘણાખરા સરગસોમા જોવામા આવતા ઘણા જણ પોતાના છોકરાને સજોડે પાલખીમા કે પછી બીજા વાહનોમા બેસાડતા હતા તેઓને સારા પોષાક સાથે આભુષણોથી મઢી મઢતા હતા દરેક એવા સજોડા આગળ રોશનીનો બદોબસ્ત બેસાડનારે કરી મૂકેલો જ હોય છે, જેથી તેમના પોષાક સાથે જોડ દીપી નીકળતુ હતુ માબેનાઓ પણ જે ઘોડા ઉપર બેઠેલા જોવામા આવતા, તેઓ પણ તેઓના પોષાક અને પોષાક ઉપર મઢી આવી રહેલા આભુષણોથી શોભી નીકળતા હતા તેમની આગળ પણ રોશનીની ખોટ હતીજ નહિ કોઈ ખુધો બેમે, તો તેનો બાપ કે કોઈ સગો તેને કહે ટટાર બેસની, ગાડો છે કે શુ? એવા શબ્દો વાપરતા હતા અમુક મુકરર કરેલી જગ્યાએ આતસબાજીના ઝાડો પણ ફુટતા હતા આ જોવાને લોકોની ભીડ વિશેષ થતી હતી માજની આઓએ પણ અસ્ત્રીદાર અગરખા ઉપર કસ્બી શાલો ઓઢેલી જણાતી હતી કેટલાએક જામા પહેરેલા, તેમના શરીર ઉપર શાલ સાથે જણાતા હતા. તેવા ઘણાખરા ધોળી મૂછોવાળા હતા ચાર પાચ આગળની રેશમી કોરના ધોતી જોડા શિવાયનો કોઈકજ હશે કેટલાએક તો કાને વાળા અડાવી દીધા હતા આથી એમ જણાતું હતુ, કે આ ગેરો કાઈ વિશેષ નિહાળ્યા હશે! જે સ્ત્રીઓ સરગસોમા મહાલતી હતી, તેમના

* ભરૂચનો ઇતિહાસ પૃ ૨૯૮-૯૯

વદનની શોભાનો શો પાર ! જે દરેક સ્ત્રી જોવામા આવતી તે તેના ઉંચામા ઉંચા અને મનગમતા વસ્ત્રથી તથા કાને, કોટે, હાથે, પગે આવી રહેલા આભૂષણો સાથે ઉલ્લાસમા વરના ઘોડા પાછળ ગીતો ગાતી જોવામા આવતી, તે વખતે દરેક સ્ત્રી કિંવા પુરૂષ, તેમના સામુ જોયાજ કરતું હતુ વરની માએ જો કપાળે પિયળ કાઢી નહિ હોય, અથવા ટપકીથી મ્હોનો ચેરો શણગારી દીધો નહિ હોય, તો વરની મા કોણ હશે તે જાણવુ મુશ્કેલ પડતુ હતુ આવી રીતરીતની સરઘસોની શોભા આ પ્રસગે જોવામા આવતી હતી "×

"લગ્ન પત્યા પછી ન્યાતિ ભોજન શરૂ થયા એક કરતા એક ચઢીઆતા થવા લાગ્યા દશા લાડની વાડીમા ઘણાખરા જમણવાર થતા હતા જેને ત્યા જમનારના ભાણામાથી તેલના રેલા નિકળે, તેને વધારે જશ મળતો હતો એક વેપારીને ત્યા આ વાડીમા વરો હતો, તેનો દિકરો અમારો નિશાળનો મિત્ર હોવાથી, અમને તેણે પાટે બેસવા આમન્ત્રણ કર્યું હતુ, તેથી અમો ત્રણ ચાર મિત્રો ત્યાં ગયા હતા અમે પગત ભરાયા પહેલા ગયેલા, તેથી દરેક ખુબી અમારા જોવામા આવી હતી સ્ત્રી વર્ગને મરદ કરતા પહેલા બેસાડવાનું હતુ, તેથી તે વર્ગ પહેલો આવવા માડયો દરેક નહાની મોટી સ્ત્રીને કાને, કોટે, હાથે, પગે જે આભૂષણો પહેરેલા તે જોઈ અમે તો દીંગ થઈ ગયા કોઇએ મોતીના કટા, કોઇએ ભાતભાતના સુવર્ણના દાગીના કોટે પહેરી દીધા હતા કાન તો મોતીથી જ ભરાવ માલુમ પડતો હતો હાથે કોઇએ ઘુઘરીવાળી ચુડીઓ, કોઈએ સુવર્ણની બગડીઓ કડા ગુજરી સાથે પહેરી લીધેલા, તે સાથે મણી ઉપર છાગલીઆવાળો, કોઇએ સાદો, કોઇએ ગુદણના છાગલીઆવાળો વાક પહેરેલો, તેથી હાથની શોભા અનુપમ ભાસતી હતી. પગે પણ કોઇએ ચાદીના સાકળા, કોઇએ મુસાફગિરા ઝીણા બાજરીઆ, કે ગઉ ભાતના કલ્લા અડાવી દીધા હતા આ આભૂષણ સાથે સ્ત્રીઓએ જે વસ્ત્ર પહેરેલા ઉંચા પ્રકારના હોવાથી તેમના વદનનુ તેજ વિશેષ માલુમ હત '[1] આ અને એના બીજા અનેક વૈભવના અને શોભાના દૃશ્યો જોવામા આવેના તે લક્ષમા લઇને ભરૂચનુ ગેઝીટીયર પુ ૨ મા તેના લેખકે લખ્યુ હતુ, કે In 1861 comfort, wealth and extravaganco had spread to almost all classes [2]

---

× ભરૂચ શહેરનો ઇતિહાસ પૃ ૩૦૪ ૩૦૫

1 ભરૂચ શહેરનો ઇતિહાસ, પૃષ્ઠ ૩૦૫ ૬ ૨ ભરૂચ શહેરનો ઇતિહાસ, પૃષ્ઠ ૩૨૨

ઉપર જણાવ્યા પ્રમાણે રૂના પાકની મબલક કિંમત મળતી હોવાથી સૌ રૂ નું વાવેતર કરતા, તેના પરિણામે અનાજની ખેતી થોડી થતી, તેમ વરસાદની અછતને લઇને તે પાક ઓછો ઉછરતો; એ સર્વ કારણોને લઇને તેના ભાવ વધ્યા હતા અને સઘળી ચીજોમા મોંઘવારી થઇ હતી; જાણે કે દુકાળ પડયો ન હોય, અને એ પરિસ્થિતિમાં ખાસ ખોરાકની ચીજોમાં વધુ ખર્ચ થતો હોવાથી બીજી ચીજોની ખરીદી ઘટી હતી, અને સરકારી નોકરોની દશા માઠી થઈ હતી. તેઓ બીજાઓને,-વેપારી અને આડતીઆઓને,-શ્રીમંત થતા જોઇને, પોતાના બાંધેલા નસીબ ઉપર નિશ્વાસ નાખતા હતા; અને કેટલાક તો સરકારી નોકરીનાં રાજીનામા સુદ્ધાં આપીને, ધંધામાં અને નવી કંપનીઓમા વધુ લાભની આશાએ, ને સારા પગારે જોડાયા હતા. અને સરકારને પણ એ અડચણને ટાળવા તેમના નોકરોના પગાર વધારવા જરૂર પડી હતી.*

એક તરફ રૂના વેપારમાથી સારી કમાણી થતી હતી તેમ બીજી તરફ નવી નવી કંપનીઓ નિકળી, તેના શેરોનો સટ્ટો પણ મ્હોટા પ્રમાણમાં થવા માંડયો હતો, અને સઘળા તે પાછળ ગાડા બન્યા હતા, રખેને એ નફો મેળવતા તેઓ રહી જાય. સ્વર્ગસ્થ મર દિનશાહે મુબાઈના શેર સટ્ટાના પુસ્તકમાં જણાવ્યુ છે કે ત્રીસ કરોડની મૂડી ઉપર સાડત્રીસ કરોડ રૂપિયા પ્રિમિયમ અપાયુ હતુ, અને એ કામકાજ શેરબઝારમાં કેવી રીતે થતુ તેનો મહેજ ખ્યાલ આવવા શેરસટ્ટાની તવારીખમાથી એક ફકરો ઉતારીશુ —

"એ પછે એજ વરસમાં આપણા પરખીઆત શટોરીઆ પરેમચંદ રૂટચંદે એક પહેલે વાધેમાં નાંમ ધનવનાગ વેપારીઓને તાહમજાની તેઓના નામથી" ધી બોમબે જાંઈટ ઈશટાક બેંક" ઊભી કરી, (જેને પાછળથી ચારટર મલેઆથી તેનું નામ ફેરવી "ધી એશીઆટીક બેકીંગ કોરપોરેશન" કરી રાખેલ હતુ.) આ બેંક ઊભી કરનારાઓમા નામીચા નાંમ, તેમાં

* The most serious symptom of all, however is that the Government of India has been called upon to sanction a general increase in the pay of the public establishments of the Bombay Presidency, with the certainty that if the same causes continue, a similar necessity must soon arise for a further augmentation" The Administration of India, by Prichard p 96.

પરેમચંદ જેહવા એક મશહુર શટારીઆનો હાથ જોઈ, લોકો દીવાનાઓની મીશાને એ શેરો લેના લાગેઆ જેથી તેનો શટો ચાલેઓ. બેકનુ કામ-કાજ યાને આ આગનજ, તેહના કામનો કાઈપણ શુમાર કાહાડેઆ અગાઉ, તેના શેરોના ભાવ વધારી દર શેર ઉપર ૬૫ થી ૭૦ ટકા અથવા દર શેરે રૂપીઆ ૧૩૦ થી ૧૪૦ નો નફો બોનાવેઓ અને જો ખરુ બોલીએ તો શટાનુ ખરેખરૂ મનડાણુ આ "બોમબે જાઈંટ ઇશટાક બેંક" અથવા "ધી એશીઆટીક બેંકીંગ કારપોરેશન" થી થાએલુ જાણવુ (કે જે બેંક મુમબઈના મોહટા ભાગને પાએમાલીમા નાખી શેઠ પોતે પણ ગુજરી ગએલાઓની હારમા વાશો કરેઓ છે )

આ શટો હજુરતો બચગીમા હતો હેનામા મુમબઈના નાણાવટીઓ, જેઓને દોલત મલેઆથી વધુ મેનવવાનો લોભ અતીશે વધેઓ હતો, તેઓએ પણ બેંકો ઉભી કરવા માટી, એક માશની ટુંક મુદતમા તરણ ચીઆર નવી કમપેનીઓ ઉભી કરવાની મહેરહનજર બાહેર પડી અને તેમા ઘણાજ આમરૂવાલાઓમા ખપતાઓના નામો શામેલ રહેના જેનામા આવેઆ આ સઘલી કમપેનીઓના શેરો ઉપર લુટાલુટ ચાલી, અને પછી જેમ પારધી બીચારા નીરદોશ પરાણીઓને ફશાવાને દાણા છાટે, એ પ્રમાણે ગોએઆ ગરીબોને આ શટાના લોભમા ફસાવાના માટે તેમને થોડા થોડા શેરો દરએક કમપેનીના મલેઆ હતા વલી આ હીંગામમા આગમા તેલ પડે હેવો બીજો એક બનાવ બનેઓ હતો—તે એટ ઉપલી જાઈંટ ઇશટાક બેંકને પાદશાહી ચારટર મલેઓ હેવા શમાચાર શને ૧૮૬૪ ના મારચ માશમા શી વેનાત ખાતેથી અતરે આવેઆ, અને તેજ વખતે અતરેની પુરાણી કમરશીઅલ બેંકને પણ ચારટર મલેઓ હતો આ બવે બેંકોને ચારટર મલેઆથી ગોએઆ તેહમા કેટલોએક મોગ વધારો થાઈ ગએઓ હોએ, અથવા તે માહેલા રૂપીઆવો ગોએઆ શુનાની મોહરો થાઈ ગએઓ હોએ, એ પરમાણે તેહનો શટો એકદમ ફેનાએઓ સને ૧૮૬૪ ના મારચ માશમા તેનો ભાવ સેકડે ૫૦ થી ૬૦ ટકાનો, એટલે દર શેરે રૂ. ૧૦૦ થી ૧૨૦ નો હતો, તે વલી એજ વરસના મેએ માશમા, એટલે બેએ માશની ટુંક મુદતમા ૨૦૦ ટકા ઉપર, એટલે દર શેરે રૂ ૪૦૦) નફાના થાએઆ અને એજ પરમાણે કમરશીઅલ વીગેરે તે વખતે ચાલતી શરવે બેંકોના ભાવો ભેફાર થાવા લાગેઆ, હેવા અરસામા વલી વાલકેશ્વર અને કોલાબા વચેના સમુદરનો એક

ભાગ પુરવાનો પરવાનો, ઊપર જણાવેલી જાંઈટ ઇશટાક બેંક ઉભી કરનારાઓ માહેલા કેટલાએક મળતા આપણા શટાબાજ પરેમચંદને પણ મલેઓ. એ કારણને માટે તેઓએ "ધી બોમબે રેકલેમેશન કમપેની" ઉભી કરી અને તેના દર રૂપીઆ ૧૦૦૦૦) નાં ૨૦૦૦)–શેરો કરી, બે કરોડ રૂપીઆની થાપણ કરી, પહેલા હપ્તા દાખલ શેર દીઠ રૂપીઆ ૫૦૦૦) લીધા. આથી તોફાનમા તોફાન વધેઉં. આ શેરો નીકલવાની આગમજ શોએ શો ટકા નફો બોલાવા લાગેઓ, ઇઆને દર શેરે રૂપીઆ ૧૦૦૦૦) નો નફો થાએઓ. એ પછે તેના ૪૦૦) શેરો સરકારને માટે હેલાએદા રાખેઆ હતા તે શરકારે લેવા ના પાડેઆથી તેમનુ જાહેર લીલાઉ થાએગાં, જેમા શટો વધારવાની મતનબથી, અને ભોળા તથા લોભી લોકોને ઉશકેરવાને મી. પરેમચંદે રૂપીઆ ૩૬૦૦૦) શુધી નફો આપી શેરો ખરીદ કરેઆ. એથી આ શેરોનો ભાવ એકદમ વધેઓ. શટાનુ પજરણુ શલગવા માડેઉં. બપતાંની જહાલ ધીમે ધીમે દીશવા માડી, જેને બુજાવાને બદલે તેમાં મોટા લોકો પખા લઈ વીજણવા લાગેઆ. શેરબજારમા મોટી ધામધુમ ચાલી દલાલોની શખીઆ આગલ જે ૨૦ ૨૫ માણશોની હતી તે વધી શેકડો માણશોની થાઇ ગઈ."*

એ ફકરો વાચતા વાચકને જણાઈ આવગે કે એ સટ્ટાના વેપારમાં અગ્રણી પ્રેમચદ રાયચંદ હતા, તેની બાહોશી અને બુદ્ધિ ચાપલ્યને લઈને તે જેમા પડતા, તેમા તેજી આવતી અને સૌ કોઈ શેઠ પ્રેમચંદની રૂખને અનુસરતુ, તેમના વચન પર વિશ્વાસ રાખતુ હતુ, અને તેમની એવી પ્રતિષ્ટા જામી હતી કે ન્હાનું મોટુ, ગરીબગરબુ, નોકર ચાકર, યુવાન અને વૃદ્ધ, અમલદાર અને ગૃહસ્થ સૌ પ્રેમચદને એક સરખું માન આપતા અને તે એક દિવ્ય પુરુષ હોય તેમ તેના પ્રત્યે શ્રદ્ધા ધરાવતા; દિનશા વાચ્છા લખે છે, કે—

"To the vulgar in search of sordid silver he was the very incarnation of a hundred Mammons rolled into one He was the one chemigar (Master Alchemist) who could turn dust into the yellow metal, the one unrivalled magician who could by his magic wand transmute the sands of

* શેરસટ્ટાની તવારીખ પૃ ૪૦–૪૧

Back Bay into solid gold wherewith to have the way to paradise "+

એવુ બીજુ રસિક વર્ણન શ્રીયુત વિનાયક મહેતાએ, શેઠ રાયચંદ સુરત પધાર્યા તે વખતનુ કર્યું છે, તે સમકાલીન સ્થિતિનુ તાદૃશ્ય ચિત્ર રજુ કરે છે–



શેઠ પ્રેમચંદ રાયચંદ

+ A financial chapter in the history of Bombay city p 47

"પ્રેમચંદ એક વીરલો પુરુષ હતો. એક ગરીબ રાંડીરાંડનો સાહસિક પુત્ર, વ્યાપારાર્થે સુરત છોડી મુંબાઇ ગયેલો. ત્યાં ધંધામાં એની તો પ્રવીણતા પ્રાપ્ત કરી, લેવડદેવડ, માલની આવક જાવક, અને સૃષ્ટિની હીલચાલ તેના તીક્ષ્ણ મગજ રૂપી દૂરબીન વડે એવી તો નિહાળી કે ભવિષ્યનો નાણાં સંબંધી વર્તારો કરનાર તો એજ નીવડયો. મુંબઇનો સાગર ક્ષુબ્ધ થશે, પાણીની ભરતી થતાં તેમાં સંગમ પામતાં નવાં સરોવર વિગેરે પણ ઉભરાઈ જશે એ સઘળી આગાહી તેણે કરેલી. તેજ પ્રમાણે હિંદમાં દ્રવ્ય રેલાયું. સૌ તવંગર થઈ ગયા. જેની પાસ પુરા હજારે નહોતા તે પણ સાત આઠ લાખના ધણી થઈ બેઠા. જ્યારે સમુદ્રમાં મોજાં ખરેખર ઉંચાં ઉડવા લાગ્યાં ત્યારે શાંત, સાદો, તીક્ષ્ણ બુદ્ધિનો પ્રેમચંદ કાળી નાગનું મંથન કરતો હોય તેમ ઉછળતા તરંગોનાં શિખરે નાચતો જણાયો. તેની મુરલીના નાદથી મુંબાપુરીના ગવર્નરથી માંડીને 'ગંગા' તેલી સર્વે ગોપી માફક થૈ થૈ નૃત્ય કરી રહ્યા. આવી તેની જાહોજલાલીના વખતમાં "સ્પેશીયલ ટ્રેનમાં બેસી એકવાર પ્રેમચંદ શેઠ સુરત આવ્યા. માતૃભૂમિમાં પધારતા એ દ્રવ્ય યોદ્ધાને આવકાર આપવા કલેકટરથી માંડીને સર્વે અમલદારો તથા નગરશેઠથી માંડી સર્વે નાગરિકો 'સ્ટેશન' પર હાજર રહ્યા હતા. મારા માતામહ કહેતા કે "જ્યાં આગગાડી અટકી ત્યારે પ્રેમચંદ એકલા ઉતર્યા; લોકોએ તો શું ને શું ધારેલું! ગવર્નર જોડે ઘુમનાર પ્રેમચંદ તે કેવો રોફીલો હશે? પણ તેમ નહતું. સાદી ટપકી ટપકીની પાઘડી ને ધોળું અંગરખું પહેરેલું; તથા રૂપેરી ફીતરૂપી ઘડીઆળનો છેડો આગળ અર્ધા ચન્દ્ર માફક લટકતો. પગે વાર્નિશના ચાંચીયા જોડા. સાદું ધોતિયું પહેરેલું "[1]

શેઠ પ્રેમચંદે એમના એ જાહોજલાલીના દિવસોમાં, છુટે હાથે અને ઉદર દિલથી પુષ્કળ પૈસો સખાવતમાં અને કેળવણીનાં કાર્યોમાં આપ્યો હતો; અને અનેક સેકાનાં દૈયાને બનતી મદદ કરીને ઠાર્યાં હતાં; અને એ શેરસટ્ટામાં પાયમાલ થયલાંઓ પણ શેઠ પ્રેમચંદની "તરફ પીઆરથી જોઇ હજુ પણ તેને એક દેવતાના જેટલું માન આપે છે."* એવી ઉત્તમ અને સુંદર છાપ તેમણે પાડી હતી, જેથી સૌ કોઇ વિસ્મય પામતું હતું.

પણ એ શેરસટ્ટાની આબાદી અને સાહેબી બેઘડીના ચાંદરણા જેવી સુખકર જણાઈ હતી. ચોમાસાની રેલનું પાણી જેમ એકાએક આવી

---

૧ નંદશંકર ચરિત્ર પૃ. ૧૧૪ થી ૧૧૬.

પુષ્કળ નુકશાન પહોચાડે છે, તેમ  આ શેરમદ્દારૂપી રેલે ગેહડો કુટુમ્બોની ખુવારી કરી હતી. અનેકને રઝળતા કરી મૂક્યા હતા, એ પૈસો ક્યા જતો રહ્યો તે જણાયુજ નહિ  તે એક સ્વપ્નુજ થઈ ગયુ હતુ

સન ૧૮૬૫ મા અમેરિકન યુદ્ધ બધ પડતા મુબાઇના નાણા બજારમા મન્ધ્ત આચકો લાગ્યો હતો, રૂના ભાવ નીચે પડવા માડ્યા, તેની સાથે શેરના ભાવો પણ ગગડવા લાગ્યા, અને કામા  નામના એક રૂની નિકાસ કરનાર ગૃહસ્થની દુકાન નીકાગનામા મુશ્કેલી ઉભી થતા નાણા બજારમા ગભરાટ ફૂટ્યો, કેમકે ત્રણ કરોડથી વધુ રકમની જવાબદારી તેને શિર ઉભેલી હતી, અને એ ગભરાટને લઇને સૌ કોઇ પોતાનો માલ અને શેર વેચવા નિકળી પડ્યા, એટલે વધારે મદી આવી અને બજારમા નાણા વટાવવાનુ અટકી થઈ પડ્યુ  અને એ લેણદારોનુ ભેડુ  એટલુ ગુચવાઈ ગયુ હતુ  કે  તેનો ઝટ ઉકેલ થાય એમ નહોતુ, તેથી તેનો ઝટ નિકાલ કાઢવા  સન ૧૮૬૫ મા સરકારને  નાદારીનો  કાયદો  પસાર કરવાની ફરજ પડી હતી

એ મદ્દામા ઘણા જાણીતા પુરુષો સપડાયા હતા, અને તેમની સ્થિતિ કફોડી અને દયાપાત્ર થઇ પડી હતી, કવિ નર્મદાશકર  એમાથી સલામત રહેવા પામ્યા હતા પણ તેનુ ખરાબ પરિણામ જોઈને સન ૧૮૬૫  ના બનાવને એમણે એક ઇશ્વરી કોપજ લેખ્યો હતો  અને તે વિષે  લખ્યુ હતુ, કે " મદ્દા કળજુગથી એટલુ તો  પાપ  વધી  ગયુ હતુ  કે, ઇશ્વરે કોઇને આગળથી સ્વપ્નમા પણ ન સુઝ્યુ  તેવી રીતે એકાએક  સટ્ટાની અવતાર શક્તિથી બહુ સટોરિયાઓના સહાર કરી નાખ્યો કે  પાછુ ધર્મ સ્થાપન થાય ખરો ઉદ્યોગ ચાલવા માટે  અમેરીકામા લાખો માણસ કપાઇ જતા તે પાપનો ભય વિચાર કરતુ નોહોતુ  પણ તે થાય છે  તે સારુ થાય છે કે આપણુ ઘર ભરાય છે  એવુ જે  સમજતા તે  પાપી ચંડાળોને શિક્ષા થઈ છે તે ઠીકજ થઈ છે  કેમલાક ખરા ઉદ્યોગી,  ખરા ભક્ત, ખરા પરોપકારી અને ખરા દેશાભિમાની ખરા મરદો મનને મારી મારીને સટ્ટામા પડ્યા નથી ને ઇશ્વરની પ્રાર્થના કર્યા કરતા હતા કે  પ્રભુ લડાઇનો અત  વહેલો આણ, સટોરિયાઓના મદને તોડી ભુમીભાર ઉતાર "  તે મરદોની પ્રાર્થનાથી હજી પણ આ વખતે સપાટાના  સટોરિયા  થોડા ઘણા ઈશ્વરના કોપથી બચશે

* શેરમદ્દાની તવારીખ પૃ  ૨૬

તદુપરાંત 'ડાંડીઆ'માં નોંધ લખી લેખકોને સૂચવ્યું હતું, કે-

ગ્રંથકારો બેસી શું રહ્યાછ! આ વખત બેસી રહેવાનો નથી. આ વખત નોંધ રાખવાનો અને ગ્રંથો લખવાનો છે. હાલમાં નીચે લખેલી બાબતો ઉપર ઘણાએક ગ્રંથો થવા જોઇયે.

(૧) સટ્ટાથી થયલી મુંબાઈની ચડતી પડતી.
(૨) સટ્ટાનાં પરિણામો.
(૩) મોટી મોટી પેહેડીઓ અને બેંકો શી શી રીતે ભાગી, તેની વિગતવાર હકીકતો.
(૪) સટ્ટા દલાલોનાં કાવતરાં.
(૫) પ્રેમચંદભાઇનું જન્મચરિત્ર.
(૬) લોકની ચડતી ને પડતી (કવિતામાં)
(૭) સુધારાની હાલત.
(૮) સટ્ટાથી થએલી સરકાર ઉપર અસર સરકારની અને સરકારી કામદારોની વર્તણુક.
(૯) મુંબઈની હવે થવાની વેપાર સંબંધી તથા રાજસંબંધી (સ્થિતિ)*

કવિ દલપતરામે પણ આ બનાવને સંક્ષેપમાં પણ લાગણીપૂર્વક કવિતામાં વર્ણવ્યો હતો. સત્વગુણ પ્રધાન વૃત્તિવાળા એ મહાપુરુષ, મિત્રોએ વાર્યા છતાં તે પ્રલોભનને વશ થયા હતા. આંખની વ્યથાથી તે પીડાતા હતા, તેમાં આ આફતે તેમની સ્થિતિ બહુ કપરી કરી મૂકી હતી; પણ પ્રભુએ તેમની આબરૂ સાચવી હતી; એ પ્રસંગમાંથી જનતાને બોધક થઈ પડે, એવાં પદો, જાત અનુભવ પરથી, એમણે રચ્યાં હતાં, તેમાંનું એક અત્રે આપવામાં આવે છેઃ—

**"શેર બજારે આ શું કર્યું, વાળ્યો દુનિયાનો દાટ,
લાજ લીધી લાખો લોકની, ઉપજાવ્યા ઉચાટ. (૧)
પ્રથમ તો પૈસા પમાડીઆ, લલચાવીઆ લોક;
મૂડી વગર કીધા માનવી, ઠાંઠા મારતા ફોક. (૨)
બાગમાં બહુ સારો શોભતો, જેવો ફૂલનો ફાલ;
જેવો તમાસો જાદુ તણો, તેવો થઈ ગયો તાલ. (૩)

---

* નર્મગદ્ય પૃ. ૪૨૨-૨૫-૨૬.
** ગુ વ. સોસાઇટીનો ઈતિહાસ ભા. ૧. પૃ. ૨૫૬.

મુંબઈની મોટી સાહેબી, સુખ સ્વરગ સમાન;
દિલગિરિવાળી દેખાય છે, જેવું મોટું મશાણ. (૪)
નૂર ગયું નરનારીનું, મુખ ઝાંખાં જણાય;
શત્રુને લશકરે લૂંટિઆં, એવાં ડોળ દમામ. (૫)
કઈ કે વાસણ ઘર વેચિયાં, વેચ્યાં બંગલા બાગ;
કઈક કઈક દરિયે પડ્યા, તેનો ન જણાય તાગ. (૬)
ભલારે ભલાને ભૂલાવિયા, ભુલ્યા ડાહ્યા દિવાન;
હાણુ અને હસવું થયું, ખોઈ શુદ્ધ ને શાન. (૭)
એક સંકટ આ જુગારનું, બીજો રૂતણો રોળ;
ત્રીજું કાગળીયું તુટી પડ્યું, ઘરા થઈ ઘરબોળ. (૮)
કરી ચતુરાઈ ચાલે નહિ, દિસે દૈવનો કોપ;
ક્યાંથિ આવ્યું નાણું ક્યાં ગયું, એમ થયું અલોપ. (૯)
સ્વપનામાં સમૃદ્ધિ જે સાંપડી, ગઇ સ્વપનાની સાથ;
અંગે પીડા ઉલટી વધી, વાગ્યા છાતિયે હાથ. (૧૦)
કઇકિ રામા મેલી રખડતી, મેલ્યાં રખડતાં બાળ;
નાશિ છૂટયા નર એકલા, આવ્યો કઠણ આ કાળ. (૧૧)
ક્રોડપતી હતા કઈક તે, થયા કોડીના આજ;
અતિશે વધારેલી આબરૂ, તેનિ લૂટાણિ લાજ. (૧૨)
જ્યારે જવા બેઠિ લક્ષ્મી, જુઓ દૈવનો ખેલ;
દરિયો પૂરાવાનું દિલ થયું, ભૂલ્યા અધિક ભણેલ. (૧૩)
નાણું નાંખ્યું ખારા નીરમાં, જાણ્યું ઊગશે ઝાડ;
લક્ષ્મી તણાં ફળ લાગશે, થાશે સોનાના પહાડ. (૧૪)
વાંક નથી એમાં વિશ્વનો, કીધો કર્તારે કોપ;
આંખો અંજાઈ અજ્ઞાનથી, થઈ અકલ અલોપ. (૧૫)
ઓગણિસેં એકવીશમું, વિક્રમાજિત વર્ષ;
સાંભરશે આ તો સર્વને, ઉતર્યો સહુનો અમર્ષ. (૧૬)
ચતુર ઘણાએ ચેતાવતા, ભાખિ લખતા ભવિષ્ય;
ચેતિ શકે કેમ ચિત્તમાં, જ્યાં રૂઠ્યા જગદિશ. (૧૭)
ઘાયલ કઈકિ ઘણા થયા, જોતાં એવાં જણાય;
આખિ ઉમર લગિ એહના, નહી ઘાવ રૂઝાય. (૧૮)
ફુંકી ફુંકી પગ માંડતા, બિહિતા માંખિથી મંન;
ફાંદામાં આવિ ફરી પડ્યા તેનાં તરફડે તંન. (૧૯)

દેશી આખે દન લાગિયો, એ તો કમ ઓલાય,
શુ જાણીયે હવે શુ થશે, કશુ કશીએ નવ જાય (૨૦)

કઈક હબક વ્યાધિ કારમી, થયા ચિતભ્રમ રોગ,
નાણુ જતા લાજ નવ રહી, જોજો દૈવના જોગ (૨૧)

સત્ય તજ્યા સત્યવાદિયે, તજ્યા બોલેના બોલ,
ભડનર જે ભારે ખમ હતા, તેનો પણ તૂટ્યો તોલ (૨૨)

ઘરમા સતાઈ ઘણા રહે, લાગે લોકમા લાજ,
મરણ ઇછે કંઈક માનવી, દેખિ ન ખમાય દાઝ (૨૩)

પ્રભૂને જાસુ કરિ પ્રાર્થના, એજ છેલો ઉપાય,
દલપતરામના દેવ તુ, સહુની કરજે સહાય (૨૪)

## (૪) ગુજરાતમાં પહેલું પુનર્લગ્ન (સન ૧૮૬૭)

"સભ્ય દેશને તો વિચારીરે,
સરવ શાસ્ત્રના ગ્રંથ ધારિરે
સરસ પુણ્ય તે લાભ કારિરે,
સમજીને કરો કામ જારિરે,
× × × ×
વિધવા લગ્નની વાતથી ડરો,
અમલમા હવે આણતી કરો,
શુભ ઉપાય તે ઝટ આદરો,
જય જયો કરી સ્વર્ગ સંચરો

*વૈધવ્ય ચિત્ર-કવિ નર્મદાશંકર.

'હિન્દુ સમાજમા ઘણા લાંબા સમયથી વિધવાઓની સ્થિતિ પરાધીન અને દયાજનક, પશુવત્ અને સતાપભરી થઈ પડેલી હતી અને જે કોઇ એક વિધવાના પ્રારબ્ધને દોષ દઈ, પોતાના મનથી આશ્વાસન લઈ, તે પ્રશ્ન પ્રતિ ઉદાસિનતા સેવતુ હતુ પહેલા ખડમા આપણે જોયુ હતું કે પુનર્લગ્નનો પ્રશ્ન ઉપસ્થિત થતા સ્ત્રીઓજ, તેમની શિવની ભાવનાને લઇને તેમજ સતીત્વના આદર્શથી પ્રેરાઈને તે વિચારની વિરુદ્ધ પડતી અને કોઈ પણ સજોગમા પુનર્લગ્નને પસદ કરતી નહોતી માતૃહૃદય સામાન્યત કોમળ અને પ્રેમાળ હોય છે, પણ લગ્નના આદર્શને તે

એટલો બધો પવિત્ર અને ઉંચો માનતી કે ભોગજોગે પોતાની દીકરી બાળવયે વૈધવ્ય પ્રાપ્ત કરે, તો તેનું જીંદગીભરનું દુખ જોવા ને સહી લેવા એક મા તૈયાર રહેતી પણ તેનું પુનર્લગ્ન કરવાની સંમતિ આપતી નહોતી. તે કાળે રૂઢિનું પ્રાબલ્ય વિશેષ હતું, અને રૂઢિથી જકડાયલો સમાજ એવો બુદ્ધિહીન અને નિરુત્સાહી થઈ પડ્યો હતો કે તે સારાસારનો વિવેક કરી શકતો નહિ, એટલુંજ નહિ પણ વિધવાઓના દુઃખ અને નામોશી જોવા જાણવા છતાં તેના નિવારણ માટે તે કાંઈ આગળ પગલું ભરી શકતો નહોતો એવો તે સમાજ ભિરૂ અને નાહિમ્મત થઈ પડ્યો હતો.'

પણ દેશમાં અંગ્રેજ રાજ્ય અમલ સ્થાપિત થયા બાદ નવજીવનનો સંચાર થતાં, ને જ્ઞાનકિરણો પ્રકટતાં, પ્રજાની બુદ્ધિ વિકસવા માંડી, અને રૂઢિના બંધનો જે નડતાં તે તોડવાને સમાજમાં એક સુધારક વર્ગ ઉભો થયો હતો.

વિધવા વિવાહનો કાયદો લોકમાગણીને વશ થઇને અંગ્રેજ સરકારે સન ૧૮૫૬ માં ઘડ્યો, પણ તે અગાઉ સન ૧૮૪૯ માં એક વિધવાએ બાળકને જન્મ આપી તે તજી દીધું છે, એ હકીકત સાંભળીને આપણા એક સુપ્રસિદ્ધ સુધારક સ્વર્ગસ્થ ભોળાનાથે તેમની નિત્ય નોંધમાં* નીચે મુજબ લખ્યું હતું, કે—

એમ લાગે છે કે કોઈ વિધવાએ જ્ઞાતિભયે આ ક્રૂર કર્મ કર્યું છે પરમાત્મા જ્ઞાતિ બંધુઓને સદ્બુદ્ધિ આપે કે વિધવાઓ પુનર્લગ્ન કરવા ઇચ્છે તો તેમને પરવાનગી આપે

વિધવાઓનો પ્રશ્ન સમાજને એ સમયે એટલો ઉગ્ર રીતે સતાવી રહ્યો હતો કે નવી ઉદ્ભવેલી જ્ઞાનપ્રચાર કે સુધારાની સંસ્થાઓએ વિધવા વિવાહના પ્રશ્નને પહેલી પસંદગી આપી હતી સન ૧૮૫૬ માં પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરના શુભ પ્રયાસથી વિધવા વિવાહનો કાયદો પસાર થવા પામ્યો હતો, એ આપણે પ્રથમ ખંડમાં જોયું છે, તે પૂર્વે

---

* ભોળાનાથ ચરિત્ર પૃ ૭૮

"It seems some widow has committed this cruel act for fear of caste-people God Almighty may have the caste-people to allow widows to re-marry if they please"

મુંબાઈની જ્ઞાનપ્રચારક મંડળીને એક શુભેચ્છકે રૂ ૧૫૦) નું ઈનામ આપવાની ઈચ્છા દર્શાવી વિધવાવિવાહ વિષે હરીફાઈથી નિબંધો મગાવવાનું સૂચવ્યું હતું, અને એ ઈનામી હરિફાઈમાં જેમના નિબંધો મળેલા તેમાં કવિ દલપતરામનો નિબંધ ઉત્તમ અને ઈનામને પાત્ર જણાયો હતો તેમણે એ નિબંધમાં વિધવાવિવાહને જુદી જુદી દૃષ્ટિએ વિચારી ચર્ચીને, છેવટે પ્રભુપ્રાર્થના કરી હતી :—

"ઓ પ્રભુ ! ઓ દીનદયાળ જગતકર્તા, ઓ સર્વ શક્તિમાન પરમેશ્વર, તું મારી દેશી વિધવાઓની દુખી હાલત ઉપર જો તેઓના દુખ ટાળ, મારા દેશિયોને બુદ્ધિ આપ્ય કે તેઓ તારી આજ્ઞા પ્રમાણે વિધવાઓને પુનરવિવાહ કરાવે કે જેથી દેશની આબરૂ રેહે અને સેકડો પ્રાણી નરકમાં જતા બચે; તથાઅસ્તુ "*

વિધવાવિવાહનું સમર્થન કરતું એક પુસ્તક પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે લખ્યું હતું, અને તેનો મરાઠી અનુવાદ થયો હતો અમદાવાદમાં વિધવાવિવાહને ઉત્તેજન આપવા એક સંસ્થા સ્થાપવામાં આવી હતી, તેના મુખ્ય કાર્યકર્તા સ્વર્ગસ્થ લાલશંકરે એ વિચારનો પ્રચાર થવા અને લોકમત કેળવવા સંબંધી પુસ્તક (મરાઠી)નો ગુજરાતીમાં અનુવાદ કરી પ્રકટ કર્યું હતું, એક સુધારક તરીકે તેમની કારકિર્દી તે દિવસથી શરૂ થઈ એમ કહી શકાય, એક જડજ તરીકે જ્યાં જ્યાં તેમની બદલી થયલી ત્યાં તેમણે જ્ઞાન પ્રચારના અને સુધારાના કામને કંઈ કાર્ય કરેલા, મળી આવશે, અમદાવાદ પ્રાર્થના સમાજ સ્થાપવામાં પણ તેમનો હાથ હતો, પણ તે સૌમાં તેમનું નામ આજે પણ આભારપૂર્વક યાદ કરાય છે તે પંઢરપુરનું બાળહત્યા પ્રતિબંધક ગૃહ (foundling home) છે, જેની ઉત્પત્તિનો વૃત્તાંત રોમાંચક છે, અને તેના ધોરણે તે પછી આપણા પ્રાંતમાં એવી અનેક સંસ્થાઓ અને અનાથઆશ્રમો ઉભા થયલા છે,× જે એમની કીર્તિને ઉજ્જવળ કરે છે, તેમના ઉપરોક્ત પુસ્તકમાંથી ઉપસંહારનો ભાગ, જે વિધવાઓની સ્થિતિનું તાદૃશ્ય ચિત્ર રજુ કરે છે, તે ઉતારીશું

* પુનરવિવાહ પ્રબંધ પૃ ૧૨૭

× એમની કારકિર્દી માટે જુઓ બુદ્ધિપ્રકાશ, ઓક્ટોબર સન ૧૯૧૮.



લાલશંકર ઉમિયાશંકર

"અરે ભાઈઓ! અરે મિત્રો! હવે તમે આ ખોટી જાળમાં ક્યાં સુધી રહેશો? એક વખત આંખો ઉઘાડો. અને સદાચરણ તથા પાતિવ્રત્ય એ સદ્‌ગુણોમાં મુખ્ય એવો જે તમારો પ્રિય હિંદુસ્તાન દેશ તેમાં વ્યભિચાર, ભ્રુણહત્યા, બાળહત્યા, વગેરે દુરાચરણોની નદીનો મોટો પ્રવાહ કેવો છે તે જુઓ. આ બાબતમાં તમારી કનિષ્ટ હાલતની પરાકાષ્ટા થઈ રહેલી છે. હું તમને કાંઈ આડું અવળું કરવાનું કહેતો નથી. તમે ફક્ત પોતાના શાસ્ત્ર ઉપર ધ્યાન આપી તેનો માર્ગ સમજો, એટલે આ તમારા નામાંકિત દેશને લાગેલો બટ્ટો તમે તરત દૂર કરી શકશો. પણ અરે! અંધપરંપરાથી ચાલતા આવેલા ખોટા ચાલનો દુષ્ટ અમલ તમારા ઉપર હમણાં ઘણો ચાલે છે. ફક્ત લોકના રિવાજ અને રીતભાતના તમે કેવળ દાસ જ બની ગયા છો, માટે તમે જલદી સારે માર્ગે લાગશો કે નહિં, અને તમારી ગુમાવેલી આબરૂ તમે ફરીને જલદીથી મેળવશો કે નહીં, તે વિશે મોટો સંશય રહે છે, અને અંતઃકરણમાં ઘણુંજ દુઃખ ઉત્પન્ન થાય છે. અનાથ વિધવાઓને દુઃખના દરીઆમાં ફેંકી દઈને તમને રાત દિવસ તેમની નઠારી હાલત જોવાનો ચાલ પડી ગયો છે. માટે તમારી

કુશાગ્રબુદ્ધિ અને દયા વગેરે ઉત્તમ મનોવિકાર એટલા તો મંદ પડયા છે, કે તેથી તે બિચારીઓના દુઃખ વિશે તમારા મનમાં વિચાર ઉપજાવવાનુંજ તમને ઘણું કરીને અસંભાવ્ય થયું છે, તે બીચારીઓના માથા ઉપર કામદેવનો માર પડે છે, તેથી તે સેહેજ પોતાના બ્રહ્મચર્યનો ભંગ કરીને કામદેવે દેખાડેલો માર્ગ પકડે છે, અને પછી તમારા મનમાંથી તમારી નીતિ તથા ધર્મ નાશ પામે છે. ફક્ત લોકમાં ગેરઆબરૂ ન થાય માટે તમે તેમના ગર્ભપાત અથવા બાળહત્યાના કામમાં આગેવાની કરી બહુ મહેનત કરો છો. વારૂ તમે વિચાર કરો કે આપણાં શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે ચાલીને તેમના પુનર્લગ્ન કરવાં, તેમના અસહ્ય દુઃખમાંથી તેમને બહાર કાઢવી, અને આપણ પોતાને પણ અનેક પ્રકારના દુઃખમાંથી તથા પાપમાંથી દૂર રાખવા, એમાં તમે આટલા નાખુશ છો એ કેવું મોટું આશ્ચર્ય!!! તમને કદાપિ એવું લાગતું હશે કે, માણસ જાતને હોઈ શકે તેવા કામાદિ વિકાર પતિના મરણ સાથેજ સ્ત્રીના મનમાંથી નાશ પામે છે. પણ એવું હોય તો દરરોજ તમારી નજર આગળ જે અસંખ્ય ઉલટાં ઉદાહરણો થાય છે તે ઉપરથી પણ તમારી ચૂક છે એવું તમને સેહેજ સમજવું જોઇએ. અરેરે!! કલ્પવૃક્ષની પાસે બેશી, ફક્ત આંખો ઉઘાડીને વિચાર ન કરવાથી, તેનાં અમૃતફળ નથી તોળતા, અને પ્રત્યક્ષ વિષવૃક્ષનાં ફળ તોડો છો. સારે હવે તમને શું કહેવું? અને આ તમારા અવિચારને બદલે ખેદ પણ કેટલો કરવો? જે ઠેકાણે પુરૂષોને દયા કરૂણા નહીં; તે ઠેકાણે ખરૂ ખોટું કયુ, અને સારૂ નઠારૂ કયુ, એ કંઈ તેમને સમજાતું નથી. જે ઠેકાણે પુરુષો એવું સમજે છે કે, લોકાચાર અને લોકની રીતભાત રાખવી એજ પોતાનુ ઉત્તમ કામ, એજ પોતાનો માર્ગ ધર્મ, અને એજ પોતાની સુનીતિ તે ઠેકાણે સ્ત્રીઓનો જન્મજ ન થાય એ ઘણુંજ ઉત્તમ, પણ એમ કેમ બને!

અરે અબળાઓ! અનાથ સ્ત્રીઓ! હિન્દુસ્તાનમાં તમારા દુઃખોની જરાએ હદ નથી.*

કવિ નર્મદાશંકરે તો વિધવાના પ્રશ્નને પોતીકો કર્યો હતો; અને તેમનું "વૈધવ્ય ચિત્ર" નામક કાવ્ય, જેમાંથી થોડીક પંક્તિઓ પ્રકરણના મથાળે આવી છે, તે, બહુ પ્રસિદ્ધિ પામ્યું હતું; તે વિષે તેમના પુનર્વિવાહ વિષેના નિબંધમાં કવિએ લખ્યું છે, કે—

*વિધવાવિવાહ પૃ. ૧૧૨-૧૩.

"સન ૧૮૫૯ ના ચોમાસામાં જ્યારથી મેં એ વિશે કવિતામાં લખી છપાવી પ્રગટ કરી ગાયું, ત્યારથી, અને પછી જદુનાથજી મહારાજ સાથે વાદ કર્યો ત્યાંથી, અને પછી ગેવટે ઉપલું ભાષણ કર્યું ત્યારથી, એ વિષય આખા ગુજરાતમાં ચર્ચાઈ રહ્યો છે, આજકાલ પુરુષ અને સ્ત્રી, મોટા અને નાહાના, પંડિત અને મૂરખ, સર્વેજણ ખાની ચર્ચાથી કહે છે કે પુનર્વિવાહ થાય તો સારું*

આદિ સુધારક દુર્ગારામ મહેતાજીએ ભુત અને જાદુના વિચારોને જનતામાંથી હાંકી કાઢવા જે પ્રચારકાર્ય આરંભ્યું હતું, તેની સાથે વિધવાઓનું દુઃખ ટાળવા અને વિધવા વિવાહને ઉત્તેજન આપવા ઓછો શ્રમ લીધો નહોતો, જોકે પ્રસંગ ઉપસ્થિત થયે એક વિધવા બાઈ સાથે પુનર્લગ્ન નહિ કરવા બદલ તેમના ઉપર થોડી ટીકા થઈ નહોતી પણ એ પ્રશ્નને જનતાનો વિરોધ છતા મોખરે આણવાનો યશ એ વ્યક્તિને ઘટે છે, અને તે કાર્યને ત્યારબાદ આગળ ધપાવવા દુર્ગારામચરિત્રના લેખક મહીપતરામે મુખ્ય ભાગ લીધો હતો અને એ કાર્ય પરંપરાને તેમના સુપુત્ર સ્વર્ગસ્થ રમણભાઈ અને પુત્રવધુ લેડી વિદ્યાબ્હેને ચાલુ રાખી, તેને પોતાનું એક જીવનકાર્ય ગણેલું છે. અને તે રીતે સેંકડો વિધવાઓના જીવન સુખી કરી, તેમના આશીર્વાદ પામ્યાં છે

એવું સ્તુતિપાત્ર પગલું સુધારાના અગ્રણી કરસનદાસ મૂળજીએ, સ્વજ્ઞાતિના અને પોતાના એક મિત્ર માધવદાસ રૂગનાથદાસ અને ધનકોર બાઈનું પહેલવહેલું ગુજરાતી પુનર્લગ્ન કરાવી આપીને, ભર્યું હતું.

કેવા સંજોગોમાં તે પુનર્લગ્ન થયું તેની વિગતો આપીએ તે પૂર્વે તત્કાલીન પરિસ્થિતિનો કાંઈક પરિચય આપણે કરી લઈશું

વિધવા વિવાહનો પ્રશ્ન એકલા ગુજરાતને નહિ પણ દેશ સમસ્તને મુઝવતો હતો, બંગાળમાં ઈશ્વરચંદ્રે તેનો તોડ કાઢવામાં આગેવાની લીધી હતી તેવી રીતે મહારાષ્ટ્રમાં વિષ્ણુશાસ્ત્રી પંડિત વિધવા વિવાહ પક્ષના મુખ્ય વકીલ હતા આપણા સામાજિક રિતરિવાજો સાથે ધર્મ ભાવના

* નર્મગદ્ય પૃ ૨૨૨

● છેલ્લાં સાઠ વર્ષમાં વિધવાવિવાહે કેટલી પ્રગતિ કરેલી છે, તે વિષે એક માહિતીપૂર્ણ અને વિવેચનાત્મક લેખ ગુજરાત સંસાર સુધારા સમાજના મંત્રી શ્રીયુત ગટુલાલ ધ્રુવે 'લેડી વિદ્યાબ્હેન મણિમહોત્સવ ગ્રંથ'માં આલેખેલો છે તે વાચવા જેવો છે

ઘણીખરી સંકળાયલી હોય છે; અને તેથી ધર્મ ભંગ થવાની બીકે જનતા કોઈ નવું સામાજિક પગલું ભરતાં ખંચકાય છે; અને જનતાની એ બીતિ દૂર કરવાને, શાસ્ત્રોમાં વિધવા વિવાહની મનાઇ નથી, પણ તેમ કરવાની છૂટ છે, એ વિષે પુષ્કળ વાદવિવાદ થવા પામ્યો હતો) તે વૃત્તાંત વાંચીને આપણને આજે હાસ્ય ઉપજશે, પણ તે વખતે લોકને મન તે એક મહત્વનો પ્રશ્ન હતો; તેથી તે વિષય પર કરવીરના શંકરાચાર્યના પ્રમુખપદ હેઠળ સન ૧૮૭૦ માં શાસ્ત્રાર્થ ગોઠવવામાં આવ્યો હતો, તેમાં સુધારક અને સનાતની બંને પક્ષોએ પોતપોતાનો કેસ રજુ કર્યો હતો; પણ આવા કેસોમાં સામાન્ય રીતે બને છે તેમ, તે વિષે છેવટ નિર્ણય પર આવવાનું બની શક્યું નહોતું. જોકે શંકરાચાર્યે મોટી વયની વિધવાના વિવાહના પ્રશ્ન વિષે સુધારકો નમતું આપે તો બાળ વિધવાનાં પુનર્લગ્ન કરવાની સંમતિ આપવા ખુશી દર્શાવી હતી. વાદવિવાદમાં સુધારકો ફાવ્યા નહિ પણ તેઓ પોતાના અભિપ્રાયને વળગી રહ્યા હતા; પણ એ ચર્ચામાંથી વર્તમાનપત્રોમા પત્રો પ્રકટ થતાં, બદનક્ષીનો કેસ ઉભો થયો, તેમાં સુધારક પક્ષનો વિજય થયો હતો; તથાપિ લોકમત વિરૂદ્ધ ચાલુ રહી સુધારકોની સતામણી કરવામાં પાછો પડતો નહોતો; અને એ સતામણી કેટલી હદે પહોંચતી તેનુ એક ઉદાહરણ નોધીશું. ઉપરોક્ત સુધારક પક્ષના સાત મનુષ્યોને વિધવા વિવાહના પ્રશ્ન પરત્વે જ્ઞાતિ બહાર મૂકવામાં આવ્યા હતા, તેમાં ગોપાળરાવ હરિ દેશમુખ પણ એક હતા. તેમની પુત્રીની સાસુએ ગોપાળરાવને કહેણુ મોકલ્યુ કે પ્રાયશ્ચિત્ત કરી, તમે જ્ઞાતિમાં આવી જાઓ, નહિં તો મારા પુત્રને હું ફરી પરણાવીશ. પુત્રીના સુખની ખાતર ગોપાળરાવે પ્રાયશ્ચિત્ત કર્યું હતુ, જો કે તેમના વિચારમાં તેથી કાંઇ ફેર પડયો નહોતો; અને તે વિષેની ખાત્રી તેમણે વિષ્ણુશાસ્ત્રીને પત્ર લખીને આપી હતી. આ પ્રકારની વિષમ પરિસ્થિતિ મહારાષ્ટ્રીય જનસમાજમાં પ્રવર્તતી હતી; અને ગુજરાતી જનસમાજ પણ એ મુશ્કેલીમાંથી મુક્ત નહોતો. અને તે પરિસ્થિતિ સમજવામાં કરસનદાસ મૂળજી ચરિત્રમાંનો નીચેનો ઉતારો આપણને મદદગાર થઈ પડશે.—

"બ્રાહ્મણ, વાણીઆ વગેરે જ્ઞાતિઓમાં વિધવાને ફરી પરણવાની મના છે તે ગેરવાજબી છે, એથી ગર્ભપાત અને બાળહત્યા થાય છે; વળી હિંદુ શાસ્ત્રમાં તેમને પુનર્વિવાહ કરવાની રજા છે. માટે એ બધી ન્યાય, વિવેક, અને શાસ્ત્ર વિરુદ્ધ છે, એવો અભિપ્રાય કરસનદાસ અને તેના સુધારાવાળા ભાઈબંધોનો હોવાથી તેઓ વિધવા પુનર્લગ્ન થએલું

જોવાને ઇચ્છતા હતા. કેટલાંક વરસ પર દીવાળી નામે રાંડીરાંડ ગરીબ બ્રાહ્મણી તેમને મળી. તેને માટે જેમ તેમ કરી ફોસલાવી પટાવી કોઈ ગંડુ બ્રાહ્મણને ઉભો કર્યો.' એમ મુંબાઇના ગુજરાતી બ્રાહ્મણોમાં પહેલ વહેલો પુનર્વિવાહ થયો. પરણનાર જોડું સુખી થયું નહિ, ને પરણાવનાર પછી દીલગીર થયો. પેલો ગંડુ બ્રાહ્મણ સમજ્યો હતો કે હવે મારે મેવા ખાવાનું અને મોજ માગવાનું છે. તેને પરણાવનારા કહે એ તારી ભૂલ છે. તુ ઉદ્યોગ કરવા રાજી હોય તો તને અમે છાપખાનામાં નોકરી અપાવીએ. તે આદમી કહે મારે મહેનત કરવી હોત તો ન્યાત જાતથી દૂર રહી આ કામ શાને કરત? થોડા વખત સુધી તો ચાંલ્લામાં આવેલા નાણા ખરચી ખાધાં. ખરચી ખૂટી એટલે બીચારી બાઈને ધીબોવવા લાગ્યો. બાઈ પરણાવનારને ઘેર આવી રડે. પેલા આદમીએ તેને કાઢી મૂકી ને પોતે પાછો ન્યાતમાં ભળ્યો. એમ આ કામ ખેદકારક થયું. અનુભવ વગર એવી ભૂલ થાય તેમાં નવાઈ નથી. એથી લોકમાં હાંસી થઈ, પણ ચેતવણી મળી કે હવે પછી જોઈ વિચારીને કામ કરવું. આ કામમાં પહેલીવાર ફતેહ ન મળવાથી સુધારાવાળા નાઉમેદ ન થયા. કામ સારૂં જાણી મંડયા રહ્યા. કરસનદાસની બદલી લીંબડી થયા પછી સારો લાગ હાથ આવ્યો. થોડા દહાડાની રજા લેઈ તેઓ એકાએક મુંબાઈ ગયા. જતી વખતે મારે ઘેર ઉતર્યા, પણ ક્યા કામે મુંબાઇ જવું થયું તે કહ્યું નહિ. વાણીઆમા પહેલુ પુનર્લગ્ન કરવાનું માન બાઈ ધનકોરને છે. કપોળ વાણીઆના મુખ્ય શેઠ અને મુંબાઈના નગરશેઠના ઘરની એ કન્યા બિચારી પરણ્યા પછી થોડા વખતમાં વિધવા થઇ. આથી તેને પરિતાપ ઘણો થયો. મોટા વૈભવમા ઉછરેલી તેને એકદમ વેરાગણ થઇ જવું કેમ ગમે? ગમે કે નહિ પણ અન્યાયી અને નિર્દય રૂઢીએ તેને વૈરાગ્ય પાળવાની જરૂર પાડી. બળાત્કારે વૈરાગ આવતો નથી ૫૦ અને ૬૦ વર્ષના ડોસાને સંસાર ભોગવવાનુ મન થાય છે તો બાળકી ધનકોરને કેમ ન થાય? બીજી છોડીઓને અને સ્ત્રીઓને સુંદર શણગાર અને વસ્ત્ર પહેરી મહાલતી જોઈ તેનો જીવ બળે. ' દૈયાનોકથી બાપડી દુબળી થઈ ગઈ. અન્ન ભાવે નહિ, તેથી કેટલાક વખત સુધી નિત્ય પૈસાના દહીંના આધારે જીવી. એની મા પણ બીચારી વિધવા થઈ હતી. તેમ જીવ એને જોઇને દાઝે. વગર અપરાધે સજા ભોગવતી ધનકોરને જોઈ સૌને દયા આવે, પરન્તુ ક્રૂર રૂઢિના એ શિકારને કોઈ છોડાવે નહિ. માધવદાસ રૂઘનાથદાસ નામે એની ન્યાતના આબરૂદાર અને સુજ્ઞ વિચારના વેપારીને એ દુ:ખી અબળા

ઉપર દયા આવી. દયાથી પ્રીતિ ઉત્પન્ન થાય છે. શેઠ માધવદાસની સ્ત્રી ગુજરી ગઇ હતી, પરન્તુ તેને કુંવારી કન્યા મળવામાં જરાએ હરકત નહતી. એ ભાઈ કરસનદાસ મુળજીના દિલોજાન દોસ્ત હતા, અને વિધવા પુનર્વિવાહનાં વાજબીપણા વિષે તેમની પાકી ખાતરી હતી. જે વિપત્તિ પડે તે સહીને આ વિધવાને બંધનમાંથી છોડવવાનું મોટું કામ એમણે પોતાના મિત્ર કરસનદાસની સલાહથી માથે લીધું. પ્રથમ તો વિધવાને પુનર્લગ્ન કરવામાં દોષ નથી એની સમજણ પાડી. આ નરે ધનકોરનું મન મનાવ્યું. આ કામમાં મદદ કરવાને કરસનદાસ લીંબડીથી મુંબાઈ આવ્યા. એમણે પોલીસનો ગુપ્ત બંદોબસ્ત કર્યો કે હુલડ ન થાય. યુક્તિથી ધનકોરને લગન કરવાને સ્થળે કોઈ ન જાણે તેમ આણી તથા ઝટપટ સુધારના સાથીઓને ભેળા કર્યા. એમ વિઘ્ન થવાનાં કારણ દૂર કરી છચોક એ જોડાને પરણાવ્યું.

'મોટા માનવંતા ઘરની વિધવાના આબરૂદાર ગૃહસ્થ વેરે પુનર્લગ્ન થવાથી મુંબાઇના વાણીઆમાં હાહાકાર થયો, કપોળમાં દલગીરી અને ગુસ્સો વ્યાપ્યાં, અને પરણનારનાં સગાવહાલામાં કલાહપીટ થઈ રહી. ક્રોધના આવેશમાં કોઇ દુશ્મને કરસનદાસને માર્ગમાં રોકી મારવાને મારા મોકલ્યા. આ દુષ્ટ ઈરાદાની સૂચના તેને સુભાગ્યે આગળથી થવાથી તે રસ્તે જતાં પોતાની જોડે સારા પારસી મિત્રને રાખ્યા હતા. શહેરમાંથી વાલ્કેશ્વર જતાં રસ્તામાં એ મારા મળ્યા પણ તેમણે ડરથી કે બીજા કોઇ કારણથી પોતાની ધારણા અમલમાં આણી નહિ તેથી કરસનદાસ ક્ષેમકુશળ પોતાને ઉતારે પોહોંતા. આ શુભ કામ પાર પાડી એઓ પાછા લીંબડી ગયા. એમના જન્મારાનુ છેલ્લું મોટું આ કામ હતું."*

એ વિષે વધુ હકીકત જાણવા ઇંતેજાર હોય તે વાંચક બંધુને માધવદાસ રૂગનાથદાસ રચિત "એક પુનર્વિવાહની કહાણી" એ પુસ્તક વાંચી જવાની અમે ભલામણ કરીશું. હાલ તુરત તો એક વિધવાની દયાજનક સ્થિતિનો કાંઇક ખ્યાલ આવવા તેમાંથી વિધવા વિવાહના નિર્ણય ઉપર આવતાં ધનકોરબાઈએ માધવદાસને જે પત્ર લખી મોકલ્યો હતો તે માત્ર આપીને સંતોષ માનીશું:—

"પરદુઃખભંજન માધવદાસ,

તમને મળી ગયા પછી ચાર દીવસ સુધી મેં મારા મન સાથે ઘણુ-

---

* કરસનદાસ જીવન પૃ. ૧૩૪, ૩૫, ૩૬.



ધનકોરબાઈ અને માધવદાસ

એક વિચાર કીધા. આપણી ન્યાતની કેટલીએક જુવાન વિધવાઓ આડે માર્ગે વર્તિને પોતાના દિવસ ગુજારે છે તેને હું ખરેખર ધિક્કારૂં છુ; તેમજ આત્મઘાત કરીને મહાપાપ કરવાની તો મારી હિંમત ચાલતી નથી. બીજું મારી જુવાન અવસ્થામાં મ્હારી વ્હાલી માતાજી બેઠી છે ત્યાં સુધી તો મને કાંઈબી ફીકર ચિંતા જેવું લાગતું નથી. પરમેશ્વર કરેને તે સો વર્ષ સુધી જીવે! પણ જો ઈશ્વર ઈચ્છાથી મારી માતાને કાંઇ થાય તો પછી મારી શી અવસ્થા! મારી સંભાળ લેનાર કોઈ મળે નહિં. ભાઈ ભોજાઈના હાથ નીચે રહી, તેમના મેણાં ટાણાં સાંખી, તેનો ઓશિયાળો રોટલો ખાવો, તે મને કાંઇ ઠીક લાગતું નથી. મારી જે કાંઇ થોડી ઘણી માયાપુંજી હતી તે સર્વે મ્હારાં સગાંવહાલાઓ દાબી બેઠાં છે. હું જો તેની

પાસે માગુ છુ તો તેને હુ દુશ્મન જેવી લાગું છુ. માટે હવે તો મેં છેવટનો ઉપાય એજ પસંદ કર્યો છે કે તમારી મરજી મુજબ ઉત્તમ રસ્તો અખ્ત્યાર કરવાને હું હવે તૈયાર છુ. મારી તરફની હવે કાંઈએ ઢીલ નથી, અને મને સ્વપ્નામા ઇશ્વરે પણ એજ રસ્તો અખ્ત્યાર કરવાની પ્રેરણા કરી છે. માટે હું ઇશ્વરનો ઉપકાર માની ઇશ્વરની કરેલી પ્રેરણાને માન આપવા તૈયાર છુ. હાલ એજ વિનતિ થન "××

---

## (૫) સંમતિવયનો કાયદો (સન ૧૮૯૧)

'જે રૂઢિ રાક્ષસીતણી કરી સેવ નિંદ્ય,
ઊંડી કુખી અધમ કર્દમમાહિ અધ
કન્યા અનાથ સુકુમાર અનેક હોમી
જે રાક્ષસીમુખ વિશે જડ આર્યભૂમિ'

તે કન્યકા સહુ શિખા બનિ એક એક
થાશે સહસ્રશિખ અગ્નિ પ્રદીપ્ત છેક,
દેશે પ્રજાળી સહુ આર્ય પ્રજાની વાડી,
રૂંધેશે પછી અધમત તણી ઊંડી ખાડી,*

નરસિંહરાવ

સન ૧૮૯૦ મા બંગાળામા ફુલમણિદાસી નામની અગિયાર વર્ષની કુમળી વયની બાળપત્નીની સાથે તેના પતિ હરિમોહને બળજોરીથી સમાગમ કરતા, તેનું મૃત્યુ થવા પામ્યુ હતુ, અને એ કરણકથા જાહેર થતા, હિન્દી સરકાર સંમતિ વયને લગતી હિન્દી પેનલ કોડમાની કલમ સુધારવાને પ્રવૃત્ત થઇ હતી, અને એજ પ્રસંગ ઉપાડી લઇને આપણા ઉપ કાળના એક અગ્રગણ્ય અને નામાંકિત કવિ શ્રીયુત નરસિંહરાવે "ફુલમણિદાસીનો શાપ" નામક કાવ્ય રચ્યુ હતું, જેમાથી થોડીક પંક્તિઓ ઉપર ઉધ્ધૃત કરી છે.

---

×× એક પુનર્વિવાહની કહાણી પૃ ૨૮.
* હૃદયવીણા પૃ ૨૨

વિધવાઓની સ્થિતિ આપણા સમાજમાં અધમ અને દયાપાત્ર હતી અને તે સ્થિતિમાં હજી આપણે ઇચ્છીએ તેવા સુધારા થવા પામ્યો નથી, તોપણ સન ૧૮૫૬ માં નવા રાજકર્તાઓએ વિધવા વિવાહનો કાયદો પસાર કરી, જે વિધવા પુનર્લગ્ન કરવા તત્પર થાય તેનો માર્ગ સરળ કરી આપ્યો હતો; પણ એ સરકારે, તે પછી તુરતજ બાળલગ્ન પ્રતિબંધનો કાયદો ઘડ્યો હોત તો આપણે આજે સમાજમાં કાંઇ જુદોજ ફેરફાર જોવા પામત.

પરંતુ સન ૧૮૫૭ માં દેશમાં બળવો થતાં સરકારે, તેના પરિણામે પ્રજાના સાંસારિક અને ધાર્મિક પ્રશ્નોમાં તટસ્થતા જાળવવાની રીતિનીતિ અખ્તયાર કરી હતી, અને જેમ દુધનો દાઝ્યો છાશ પણ ફુંકી ફુંકીને પીએ તેમ હિંદી સરકાર લોકહિતના મહત્વના પ્રશ્નોમાં આવશ્યક સુધારા કરવા ડરતી, ખંચકાતી હતી. આપણા સમાજમાં વિધવાઓનું બહુ મોટું પ્રમાણ બાળલગ્નનાં કારણે હતું, તે જાણીતી બિના હતી; જ્ઞાતિ સત્તા એવી પ્રબળ હતી અને લોકાચાર એટલો મજબુત હતો કે તેની સામે કાંઇ પણ પગલું ભરવા કોઇપણ હિમ્મત કરતું નહિ; એ સંજોગોમાં વિધવા વિવાહની પ્રથા મજબુતી પકડી શકે નહિં એ દેખીતું છે; તેથી આપણા અગ્રેસરોએ એક પક્ષે વિધવા વિવાહને ઉત્તેજી, બીજી બાજુ બાળલગ્નની પ્રથા વિરૂદ્ધ મોરચા માંડ્યા હતા. આપણા કવિ દલપતરામે અગાઉ જણાવ્યું છે તેમ પુનર્વિવાહ વિષે ઈનામી નિબંધ લખી એ વિષયને સારી રીતે ચર્ચ્યો હતો તે પ્રમાણે સોસાઈટી સારૂ સન ૧૮૫૭ માં બાળવિવાહ નિબંધ અને તે પછી બાળોઢયાભ્યાસ પ્રકરણ લખી, તેનાં નુકશાનકારક પરિણામો દાખલા દલીલ સહિત સમજાવ્યાં હતાં. પણ આપણાં સાંસારિક રીતરિવાજો સાથે ધાર્મિક આચાર વિચાર એવા ભેળવી દેવામાં આવેલા છે કે જનસમૂહ તેમાં વિવેક કરી શકતો નથી; જે તે રીવાજનું સારાસારપણું જોઇ શકતો નથી. જનસમાજ તો મનુસ્મૃતિમાં એક શ્લોક મળી આવે છે, તેને શાસ્ત્રાજ્ઞા માની, તે પ્રમાણે વર્તતા, જો કે તે રિવાજનાં અનિષ્ટ પરિણામો તેની નજરમાં આવતાં છતાં, તેનું ઉલંઘન કરવાનું તેનામાં સામર્થ્ય કે નૈતિક હિંમત નહોતાં. મનુસ્મૃતિમાંનો તે શ્લોક નીચે પ્રમાણે છેઃ—

अष्टवर्षा भवेद् गौरी नववर्षा तु रोहिणी
दशमे कन्यका प्रोक्ता अत ऊर्ध्वं रजस्वला ॥
तस्मात् संवत्सरे प्राप्ते दशमे कन्यका बुधैः
प्रदातव्या प्रयत्नेन न दोषः कालदोषतः ॥

આઠ વર્ષની ગૌરી, નવ વર્ષની રોહિણી અને દશ વર્ષની કન્યા, અને તેની ઉપરની વયની રજસ્વલા કહેવાય, તેથી સમજુ પુરુષોએ કન્યા દશમું વર્ષ પ્રાપ્ત થતાં તેનું લગ્ન કરી દેવું, તો તેમને કાળદોષનો દોષ લાગશે નહિ.

મનુસ્મૃતિમાં સદરહુ શ્લોક શરૂઆતથી હતો કે તે પાછળથી ઉમેરવામાં આવ્યો તે વિષે આપણને બરોબર માહિતી નથી. પણ દેશમાં મુસ્લિમોનું આક્રમણ થતાં લોક ભયભિત બન્યા હતા, અને જાતિ સંરક્ષણ અર્થે બાળવિવાહની પ્રથા દાખલ થઇ હોય એ સંભવિત છે; અને તે કાળે કોઈ શાણા પંડિતે ઉપરોક્ત શ્લોક મનુસ્મૃતિમાં તેનો શાસ્ત્રાધાર બતાવવા ઉમેર્યો હોય. કારણ સ્વર્ગસ્થ ન્યાયમૂર્તિ રાનડેએ આપણી સ્મૃતિઓ અને ધર્મશાસ્ત્રના ગ્રંથો જોઈ તપાસી એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે આઠમે વર્ષે લગ્ન કરવાનું વિધાન સ્મૃતિઓમાં પાછળથી દાખલ કરેલું માલુમ પડે છે, એવી સ્મૃતિઓ બે છે, અને જેની શુદ્ધ પ્રતો મળતી નથી.

મનુસ્મૃતિમાંથી જે શ્લોક ઉતારવામાં આવે છે તે પણ મુદ્દાસર નથી, તેમજ જે ધર્મ ગ્રંથો દશ વર્ષની વયે લગ્ન કરવાની ભલામણ કરે તે વજનદાર નથી, કેમકે કન્યાનો સાચો અર્થ ફેરવી તેની વય દશની જણાવી છે, આવા પ્રમાણગ્રંથો આઠ છે; પણ મ્હોટો સમૂહ બાર વર્ષની મર્યાદાની તરફેણમાં છે; એટલે કે કન્યા ઋતુકાળ પ્રાપ્ત કરે, તેને લગ્નને યોગ્ય ગણે છે. ૩૬ જાણીના ધર્મશાસ્ત્ર ગ્રંથો બાર વર્ષની લગ્ન વયને સમર્થન કરે છે, વાસ્તવિક રીતે એજ સ્મૃતિગ્રંથોનો અભિપ્રાય મનાવો જોઇએ, જેને આપણા સુપ્રસિદ્ધ વૈદક ગ્રંથોનો ટેકો મળે છે કે બારમે વર્ષે લગ્ન અને સોળમે વર્ષે સમાગમ એ કન્યાઓ માટે સ્વાભાવિક અને શાસ્ત્રોક્ત વય છે.*

કન્યા ઋતુપ્રાપ્તિ ક્યારે કરે છે અને તેની લગ્ન વય શી હોવી જોઇએ

એ પ્રશ્ન વિષે જાણીતા સુધારક કેશવચન્દ્ર સેને સન ૧૮૭૧ મા આપણા દેશના આગેવાન ડાકટરોના અભિપ્રાય મેળવવા એક પરિપત્ર (circular letter) તેમને મોકલી આપ્યો હતો, અને તે સઘળાના જવાબનો એકજ ધ્વનિ હતો કે કન્યાનુ લગ્ન વય ૧૬ થી ૧૮ નુ હોવુ જોઇએ અને મુબાઈની ગ્રાન્ટ મેડિકલ કોલેજના પ્રસુતિ વિભાગના અધ્યાપક ડૉ એ વી. બ્લાઇટે લખ્યુ હતુ, કે ૧૮ મા વર્ષ સુધી લગ્નવય લબાવવામા આવે તો તેમનો શરીરનો બાંધો બરોબર ખીલશે, સુવાવડનો મૃત્યુભય ઓછો થવા પામશે અને પ્રજોત્પત્તિ તદુરસ્ત જન્મશે *

શારીરિક દૃષ્ટિએ મ્હોટી વયે લગ્ન થવુ હિતાવહ હતુ, ટેમ ન્હાની વયે લગ્ન થતા, સુવાવડમાંથી જે ભયકર મૃત્યુપ્રમાણ ઉદ્ભવતુ અથવા સ્ત્રીઓ રોગગ્રસ્ત થઈ પડી તેમની પ્રજા પણ નબળી થતી, તે આગળ ધરી બાળલગ્ન અટકાવવા ઉપદેશ કરવામા આવતો અને સન ૧૯૨૮–૨૯ મા નિમાયલી સમતિવય કમિટીએ પ્રજનન શાસ્ત્રની દૃષ્ટિએ, સામાજિક અને કેળવણીના કારણે અને આર્થિક વિચારોથી પ્રેરાઇને સમતિવય ૧૫ રાખવા ભાર મૂકયો હતો તેઓ તેમના રીપોર્ટમા જણાવે છે —

"In the best and highest interests of Society, it is advisable to fix an age which will go as near the safe age as possible and help the communities concerned to settle down under the new conditions Such an age we believe is 15 We therefore recommend that the age of consent within the marital relation be raised to 15 years **

જેમને પ્રગતિમા અને સુધારામા શ્રદ્ધા હતી, એવા શિક્ષિત અને વિચારવત પુરુષોએ બાળલગ્નના સબધમા લોકમત કેળવવા, બાળલગ્ન નિષેધ મડળો સ્થાપી પ્રચારકાર્ય આરભ્યુ હતુ બાળલગ્નની પ્રથાનો ઉપહાસ કરી, તેની અજુગતા બતાવી, છેવટે થાળ કદાળાને નવનગમે

* ' Marriage at twelth year and consummation at the sixteenth appear thus to be the normal and authoritative ages for girls "

Religious and Social Reform
—Essays by Ranade p 49

** જુઓ, Indian Social Reform p 291

ગાયુ હતું કે —

"વરરાજા એ મામનુ બાળ એ બે કતુ
ઝડપાયુ ઝટ ઓગીમા, મન માડીનું ડરતુ
× × × ×
ચાર પગાની જાન આ જોડી બે પગા મારુ,
સમજે તો સાર નવન બનુ નહિ તો હસવુ વારૂ'*
× × × ×
"હારે નામ બાળલગ્નનુ તો બાળો'
બાળો કે ખાડામા ઘાલોરે' નામ બાળ—ટેક

બાળલગનનુ નામજ સુણતા આવે મને કટાળોરે —નામ
બાળલગના દુખ દેખીને, દેશ થઇ ગયો મોળો રે' —નામ
લગનિ લાગ્યા વણ લગનજ ક્યુ? એ શો મુરખનો ચાળોરે?—નામ
લાગી લગનિ કે જાગિજ અગની જનિ જરિ ન હે ઝાળોરે'—નામ
બાળ બિચારૂ શ સમજે એમા? હાહ આ શો માડયો હાળોરે?—નામ
દૈવ ઉપર શિદ દોશ મૂકો છો? પ્રકૃતિ વિરૂદ્ધ જ ચાલોરે'—નામ
બાળલગનની ભૂડી રૂઢી, આખ ઉઘાડી ભાળોર, —નામ.

પરધર્મી છતા, હિન્દુ સમાજનો ઘરોબો ધરાવતા પરોપકારી પારસી બધુ બહેરામજી મલબારીએ હિન્દુઓમા બાળલગ્ન અને ફરજીઆત વૈધવ્યના અનિષ્ટ ચાલથી ત્રાસી ઉઠી, તેના સુધારા સારૂ ખૂબ ઊહાપોહ કર્યો હતો અને હિન્દી સરકારને અરજ સુદ્ધાત કરી હતી, પણ સરકાર તટસ્થતા જાળવી રહી હતી. પણ સન ૧૮૮૧મા હિન્દી પેનલકોડમા ઉપર જણાવ્યા પ્રમાણે સમતિવયની કલમમા સુધારો કરવા સરકારે પગલુ ભરવા માડયુ ત્યારે સરક્ષકવાદીઓએ ખળભળાટ મચી મૂક્યો હતો કે સામાજિક રીત રિવાજમા સરકારે વચ્ચે આવવુ જોઈએ નહિ અને મહારાણી વિક્ટોરિયાએ સન ૧૮૫૭ના ઢંઢેરામા પ્રજાને તે સબધમા અભયવચન આપ્યુ હતુ તેનો એથી ભગ થાય છે પણ સરકારે એ વિરોધતાથી દબી ક ડરી ન જતા, માનવતાની દષ્ટિએ જરૂરનો, એ સુધારો કર્યો હતો

** Report of the Age of Consent Committee page 184

* બાળલગ્નની બત્રીસી, પૃ ૪૫

તે પૂર્વે સન ૧૮૭૨મા સીવીલ મેરેજ એક્ટ પસાર કરીને હિન્દી સરકારે બગાળના બ્રહ્મોને લગ્નના બધનમા કેટલીક સરળતા કરી આપી હતી, ત્યારબાદ સર હરિસિંગ ગૌરના પ્રયાસથી તેમા વિશેષ છૂટછાટ મૂકાઈ છે, અને હજી જે અડચણો નડે છે તે દૂર કરવા ડૉ. ભગવાનદાસે હમણા જ આતરજાતીય લગ્ન, વિના સકોચ, હિન્દુ રિવાજ મુજબ કરી શકાય, એવુ બીલ ધારાસભામા રજુ કરેલુ છે.

આ કાયદાઓ ઈચ્છિત લગ્ન કરવામા સહાયભૂત થયા છે, પણ હિન્દુ સમાજને જેની જરૂર જણાતી તે લગ્નની વય અમુક વર્ષની મુકરર કરવાની હતી અને તે લાબે ગાળે (સન ૧૯૨૯ મા) સાગ્દા એક્ટથી કાઈક અશે પૂરી પડે છે, પણ તે કાયદો સુધારકોની માગણીને પૂરતી રીતે સતોષે એમ નથી. ખરી રીતે તે લગ્નવય છોકરી માટે ૧૬ અને છોકરા માટે ૨૧ થાય એજ વાસ્તવિક અને સલાહભરેલુ છે

લોકમત કેળવાતા અને કેળવણીનો પ્રચાર વધતા બાળલગ્નનો રિવાજ આપણા સમાજમાથી ઓછો થતો ગયો છે અને તે માર્ગે સતોષકારક પ્રગતિ થયે જાય છે* તે નીચે ફુટનોટમાં આપેલા ઉતારા ઉપરથી માલુમ પડશે, તથાપિ રાજકાજમા આપણને હવે મ્હોટા પ્રમાણમા હક્કો મળેલા છે, તો ધારાસભામા જતા આપણા પ્રતિનિધિઓ સામાજિક સુધારણાના અને કેળવણીના પ્રશ્નોને પસદગી આપી, લગ્નવયની મર્યાદા છોકરા માટે ૨૧ અને છોકરી માટે ૧૬ કાયદેસર મજુર કરાવવાનુ કાર્ય પ્રથમ ઉપાડી લેશે, એમ આપણે ઈચ્છીશુ

---

* "A comparison of the figures given in the Reports of the Deccan Education Society for past years, will show how rapid has been the change in the Social mind in the matter of early marriage In the High School stage, practically there is not a single married out of some thousands of boys and in the college stage a minute fraction only "

Indian Social Reformer
9th May 1930

## પ્રકરણ ૪

## ધાર્મિક વિચારમંથન

"A purely secular system of education coupled with the influence and activity of Christian missionaries was a challenge to Hinduism, and as Prof H. H. Dodwell believes, "the Hindu world was bound to re-act, sharply and convulsively to these external impulses."*

V. R. R. Dikshitar.

વેપાર અર્થે જ ઇસ્ટ ઈંડિયા કંપનીની સ્થાપના થઈ હતી અને તેનો પ્રધાન ઉદ્દેશ, પૂર્વના દેશોનો વેપાર હસ્તગત કરવાનો હતો અને તેની સિદ્ધિ અર્થે, આરંભમાં સ્થાનિક રાજકર્તાઓ તરફથી વેપારમાં છૂટ-છાટ અને ખાસ હક્કો, તેમજ જાનમાલની સલામતી અને સંરક્ષણ મેળવવા તે લોકોએ તજવીજ કરી હતી; પણ પોર્ટુગીઝોની પેઠે હિન્દી વસ્તીને ખ્રિસ્તિ કરવાનું પ્રલોભન સેવ્યું નહોતું. ઉલટું કેરી (Carey) નામનો અંગ્રેજ મિશનરી બાઇબલના પ્રચાર અર્થે હિન્દમાં આવેલો તેને કંપની સરકારે અટકાવ્યો હતો તેથી તેને નજદિકના ડેનીશ સત્તા હેઠળના પ્રદેશમાંના સિરામપુર ગામમાં આશ્રય લેવો પડ્યો હતો; ત્યાં તેની મદદમાં ઇંગ્લાંડથી બીજા ચાર મિશનરીઓ આવી મળ્યા હતા. તેમણે અરાઢ વર્ષના ટુંક ગાળામાં બંગાળામાં ૧૨૬ નિશાળો કાઢી હતી, ઉપરાન્ત કેરીએ બાઇબલનું બંગાળી, હિન્દી, મરાઠી અને સંસ્કૃતમાં ભાષાંતર કરી, તે ગ્રંથની હિન્દુસ્તાની, ફારશી અને તામીલ આવૃત્તિઓનું સંપાદન કાર્ય પણ કર્યું હતું. શાળાઓ સ્થાપીને તેમજ તે પવિત્ર ગ્રંથનો તરજુમો કરી તેમણે સંતોપ માન્યો નહોતો, પણ તેની સાથે હિન્દુ સમાજમાં પ્રવર્તતા કેટલાંક અનિષ્ટ, ક્રૂર અને જંગલી સાંસારિક રિવાજો, જેવા કે દુધપીતીનો અને સતીનો ચાલ, સામે માનવતાની દૃષ્ટિએ વાંધો ઉઠાવી, તે બંધ પાડવા પ્રયત્ન આદર્યાં હતા; લોકોને તેમનો સંદેશો પહોંચાડવાનું સુતરૂં થઇ પડે તે હેતુથી તેમની માતૃભાષાનું જ્ઞાન સંપાદન કરી, તે દ્વારા શિક્ષણ

* The Aryan Path, October 1935, page 610.

આપવાની શરૂઆત કરી હતી; પણ એલેક્ઝાંડર ડફ નામના મિશનરીને તે પદ્ધતિ પસંદ પડી નહિ અને તેણે શિક્ષણના વાહન તરીકે અંગ્રેજીને દાખલ કર્યું; અને તે અખતરો ફતેહમંદ માલુમ પડયો, તેથી પ્રેરાઈને અંગ્રેજ હાકેમોએ, લૉર્ડ મેકોલેની આગ્રહપૂર્વક હિમાયતથી, અંગ્રેજીના શિક્ષણને પ્રધાનસ્થાન આપ્યુ હતું.+

આપણા પ્રાંતમાં આ મિશનરીઓની પ્રવૃત્તિથી કેળવણીના ક્ષેત્રમાં કેવી અને કેટલી પ્રગતિ થવા પામી હતી તે નીચેના આંકડાઓ ઉપરથી માલુમ પડશે.[1]

સન ૧૮૬૧–૬૨.

| મિશન સંસ્થા | શાળાની સંખ્યા | શિક્ષકો યુરોપિયન | હિન્દી | વિદ્યાર્થીઓ |
|---|---|---|---|---|
| ચર્ચ મિશનરી મંડળી | ૭૯૧ | ૧૧ | ૮૪૬ | ૨૭૦૦૦ |
| લંડન મિશનરી | ૩૧૯ | ... | ૫૮૯ | ૧૫૦૦૦ |
| વેશલિયન મિશનરી | ૫૩ | ... | ૧૦૦ | ૩૦૦૦ |
| ફ્રિ ચર્સ મિશન | ... | ... | ... | ૯૧૩૨ |
| બેપટિસ્ટ મિશન | ... | ... | ... | ૨૫૦૦ |
| ઇતર મિશનો | ... | ... | ... | આશરે. ૪૫૬૩૯ |

અંગ્રેજીના શિક્ષણના જેવો બીજો ગંભીર ફેરફાર, ઉપરોક્ત એલેક્ઝાંડર ડફે મિશનરી હસ્તકની શાળાઓમાં બાઈબલનું શિક્ષણ દાખલ કરી કર્યો હતો. અને તેના આ પગલા સામે વિરોધ ઉઠયો હતો પણ નોકરીની લાલચે તેમ બીજા લાભોથી પ્રેરાઈને, નવા ઇંગ્રેજી શિક્ષણની લોકોને એટલી બધી મોહિની લાગી હતી કે તે શાળાઓમાં જગો મેળવવા પડાપડી થતી હતી, એટલે મિશનરીઓને તેમના ધર્મપ્રચાર કાર્યમાં મુશ્કેલી નડવાને બદલે સરળતા થઈ હતી અને તેની અસરથી એકડો હિન્દુઓ ખ્રિસ્તી બન્યા હતા; અને કંપની સરકારે પણ તે કાર્યને ઘટતુ ઉત્તેજન આપવા અથવા તેના પ્રતિ સહાનુભૂતિ દાખલ સન ૧૮૫૦નો ૨૧મો એક્ટ ઘડયો હતો, તેની રૂએ જો કોઈ હિન્દી ધર્માંતર કરે તો, તે કારણે બાપીકી મિલકત પરનો કે વારસાનો કબો હક્ક ખુએ નહિ.

+ Sunday Statesman, 10th May 1936.

1 પ્રાર્થનાસમાજનો ઇતિહાસ, પૃ. ૬. (મરાઠી)

( પણ જ્ઞાતિ સંસ્થાનુ પ્રાબલ્ય તે કાળે એટલુ બધુ મજબુત અને મક્કમ હતુ કે એ ધર્માંતરનુ કાર્ય કઠિન થઈ પડતુ અને તેથી એ મિશનરીઓએ આપણી જ્ઞાતિ સસ્થાઓ ઉપર સાચા ખોટા અનેક આક્ષેપો કરેલા તેમજ તેનો ઝીણવટથી અભ્યાસ કરવા શ્રમ લીધો હતો તે દિવસથી હિન્દુ સમાજની પ્રગતિમા જ્ઞાતિસંસ્થા–વ્યવસ્થા એક નડતર, અનિષ્ટ છે, એવી ઘોષણા શરૂ થઈ અને હિન્દુ સમાજ, જે બધીઆર વાડામા વહેમી અને રૂઢિગ્રસ્ત, જડ પડેલો હતો હિંદી સમાજની સામે મિશનરીઓ તરફથી ઉપરાઉપરી મુજબ આક્રમણ થતા, તે કાંઈક ડોલાયમાન થયો, અને તેમાના કેટનાકે ધર્માંતર કરવા માડતા તે ખળભળી ઉઠયો હતો.* તેમ છતા નવી પરિસ્થિતિને બધબેસ્તા ફેરફાર કે સુધારા કરવા તે પ્રવૃત્ત થયો નહિ, પણ નવા વિચાર અને શિક્ષણ જેમણે પ્રાપ્ત કર્યાં હતા તેમણે જુદી જુદી રીતે કાઇને કાંઈ પ્રગતિનુ કાર્ય ઉપાડી લીધુ હતું, આને લગતી સાસાંરિક સુધારાની હકીકત પાછના પ્રકરણમા નોધવામા આવી છે સદરહુ પ્રકરણમા આપણે પ્રચલિત ધાર્મિક જીવનમા જે પરિવર્તન થવા પામ્યુ, તે કાર્ય અવલોકીશુ

પ્રથમ તો એ નવયુવકો પર ખ્રિસ્તી ધર્મની, ગિરિશૃંગ (Sermon of the Mount) ઉપરના ઉપદેશની અસર થઇ હતી, અને બીજુ અગ્રેજી સાહિત્યનુ વાચન અને અભ્યાસ વધતા તેમાના વિચાર અને ભાવનામાથી પ્રેરણા પામી, તેઓ કાઇ કાઇ સ્વપ્ના અને મનોરથો સેવવા લાગ્યા હતા (મિલ, મિલ્ટન, મેકોલે, બર્ક, શેલી, કિટસ અને વર્ડ્ઝવર્થ, ડાર્વિન, સ્પેન્સર અને હક્સલીના લખાણે તેમને વિચારતા કરી મૂકયા, તેમ જુના પ્રતિ સુગ આવવા માંડી કેટનાકે વિજ્ઞાનને સર્વોપરિ માની, જડવાદને પૂજવા માડયો ને નાસ્તિકતા ભણી પગના ભરવા માડયા, અને જેમણે નવા શિક્ષણમાથી રાષ્ટ્રીય અસ્મિતા અનુભવી, તેઓ સ્વાતંત્ર્યના વિચારોના ઉપાસક થયા અને પ્રજા હક્ક માટે માગણી કરવા ઉત્સુક બન્યા/ આપણે જાણીએ છીએ કે અંગ્રેજી સાહિત્ય, તેમાના પ્રગતિના ન્યાયના અને સ્વતત્રતાના વિચારો મારફ પકાએલુ છે તેમ તે વિચારો બાઈબલની ભાષા અને વિચારથી પ્રચુર અને રંગાયલા હોય છે, તેની અસર પણ

* 'The religion instruction given at his school bore some fruit and there were many converts to Christianity from the orthodox rank'

The Sunday Statesman, 10th May 1936

૨ જુઓ નંદશંકર ચરિત્ર પૃ ૩૭

તેમના ઉપર પડવા માંડી હતી, અને તે સઘળાં બળો એકત્ર થતાં, આપણામાંની કેટલીક પ્રતિભાશાળી વ્યક્તિઓએ સમાજ સુધારાનાં, દેશોન્નતિનાં અને ધાર્મિક પરિવર્તનનાં કાર્યો ઉપાડી લેવા બીડાં ઝડપ્યાં હતાં. તેમણે આપણા રીતરિવાજોને, આચારવિચારોને, સાંસારિક અને ધાર્મિક સંસ્થાઓને નવીન દૃષ્ટિએ અવલોકી અને બુદ્ધિની કસોટીએ ચઢાવી તેનું મૂલ્ય કરવા માંડયુ હતું. ખ્રિસ્તિ મિશનરીઓને આપણા હિન્દુઓમાં સાંસારિક અને ધાર્મિક જીવનમાં ઘણું વિચિત્ર અને ઘૃણાભર્યું દેખાતું, જેમકે અનેક દેવદેવીઓની માનતા, બાધાઆખડીઓ, શ્રાદ્ધ અને ઉત્તરક્રિયા, તેમજ સતીનો અને છોકરીને દુધપીતી કરવાનો ક્રૂર ચાલ, ફરજિયાત વૈધવ્ય, બહુ પત્નીત્વ, જાહેરમાં રોવું કુટવું, બાળલગ્ન, મૂર્તિપૂજા વગેરે તેને નિંદ્ય ગણી, વહેમ અને અજ્ઞાનનું પરિણામ જણાવી, તે સર્વનો તેઓ પરિહાસ કરતા, અને તેમને પોતીકા ધર્મ પ્રતિ ખેંચવા ખ્રિસ્તિ ધર્મની શ્રેષ્ઠતાપર ભાર મૂકતા હતા.



રાજા રામમોહનરાય

આ પ્રમાણે હિન્દુ સમાજ પર બે તરફથી પ્રહાર થવા માંડયા, વિધર્મી મિશનરીઓ અને સધર્મી સુધારકો તરફથી અને એ સામસામી બાજુનું સંઘર્ષણ થતાં સ્ફુલિંગો ઉડવા માંડયાં, તેમાંથી નવચેતન પ્રકટયું હતું. એ સુધારાની પ્રવૃત્તિમાં બંગાળના રાજા રામમોહનરાયે અગ્રભાગ લીધો હતો, તેથી નવીન ભારતના જનકનું તેમને ઉપનામ આપવામાં

આવેલું છે. તેમની પ્રવૃત્તિઓ અનેકવિધ હતી, તે સર્વનું વિવેચન અહિં આવશ્યક નથી પણ એ મહાપુરુષે એલેક્ઝાંડર ડફને અંગ્રેજી શિક્ષણને પ્રધાનસ્થાન આપવાના પક્ષમાં સાથ આપ્યો હતો, અને સતીનો ચાલ બંધ કરાવવામાં મુખ્ય ભાગ લીધો હતો; પણ એમનું મહત્વનું અને સુપ્રસિદ્ધ કાર્ય બ્રાહ્મ ધર્મની સ્થાપના છે. આપણે ઉપર જોયું છે કે ખ્રિસ્તિ મિશનરીઓ હિન્દુઓને ખ્રિસ્તી બનાવવા ખંતપૂર્વક પ્રયાસ કરતા હતા; તેમને અટકાવવાનું બીજી રીતે શક્ય નહોતું; પણ પોતીકા હિન્દુ ધર્મમાં યોગ્ય અને ઘટના ફેરફાર અને સુધારા કરવાથી તેમની એ પ્રવૃત્તિ મંદ પડશે અને ઇચ્છિત પરિણામની પ્રાપ્તિ થશે, એ આશયથી રાજા રામમોહનરાયે મુખ્ય મુખ્ય ધર્મોનું અભ્યાસપૂર્વક નિરીક્ષણ કરી, ઇશ્વરનું સાર્વત્રિક પણ એક જ સ્વરૂપ, જે શાશ્વત, નિર્વિકાર અને અતકર્ય છે, તે ઉપર ખાસ ભાર મૂક્યો હતો; આપણા વેદ, ઉપનિષદ, સ્મૃતિ, વગેરેનો બારીક અભ્યાસ કર્યો હતો તેમ મુસ્લિમોના કુરાન અને ખ્રિસ્તિઓના પવિત્ર ગ્રંથ બાઈબલના અભ્યાસમાં ઉંડા ઉતર્યા હતા અને તેમનું લખેલું પુસ્તક "The Precepts of Jesus" 'જીસસ પ્રભુનાં બોધવચનો' મનનીય માલુમ પડશે; તેમાં ખ્રિસ્તિ ધર્મનું નવનીત ખેંચી કાઢેલું છે. તેમણે વેદને હિન્દુ ધર્મનો આધારભૂત ગ્રંથ માન્યો હતો પણ તે ગ્રંથને ઈશ્વર પ્રણિત સ્વીકાર્યો નહોતો; મૂર્તિપૂજાનો તો બહિષ્કાર કર્યો હતો, અને હિન્દુ ધર્મની પરિસ્થિતિ લક્ષમાં લઈને, પોતાને જે જ્ઞાન અને અનુભવ પ્રાપ્ત થયો હતો, તેના નિષ્કર્ષ રૂપ નવો બ્રાહ્મધર્મ સ્થાપ્યો, જે એકેશ્વરવાદ તરીકે જાણીતો થયો છે. અને તેની પ્રેરણા, એમ કહેવાય છે કે કલકત્તામાં તે સમયે એકેશ્વરવાદીઓનુ મંડળ (Unitarian Church) હતું તેમાંથી મળી હતી.[૧] પણ જિજ્ઞાસુ અને રાજા રામમોહનરાય વચ્ચે થયલો સંવાદ વાંચતા જોઈ શકાય છે કે તેમનું વલણ ઉદ્દામ હિન્દુ ધર્મ પ્રતિ વિશેષ હતુ અને તેના સમર્થનમાં નીચેનો ઉતારો ઉપયોગી થઈ પડશેઃ—

---

સરખાવો. "The moral principles of Christainity and political principles of democratic government have ever since moulded rising generations of English educated Indians and thus led to a renanssance of India as a whole."

Renascent India, page 88.

૧ જુઓ બ્રાહ્મસમાજનો ઈતિહાસ, પૃષ્ઠ ૨, (અંગ્રેજીમાં)

"He urged them to adopt his reforms not simply because they were rational but also because they were in harmony with the real and pure tenets of their own faith.+

તેમણે વળી બ્રાહ્મસમાજના ઉપાસના મંદિરનું ટ્રસ્ટડીડ કર્યું હતું, તેની કલમો વાંચતાં માલુમ પડશે કે હિન્દુ ધર્મની વિરુદ્ધ તેમાં કાંઈ જણાશે નહિ, એ ટ્રસ્ટડીડની કલમો નીચે મુજબ છે–

"શાશ્વત, અતર્ક્ય, નિર્વિકાર અને સર્વ બ્રહ્માંડના નાયક તથા રક્ષક એવા જે સનાતન પરમાત્મા તેમનીજ ઉપાસના કરવા માટે આ સમાજની સ્થાપના કરવામાં આવી છે. આ મંદિરમાં અમુક વિવક્ષિત નામથી પ્રચલિત હોય એવા દેવોની કોઈ ઉપાસના કરી શકશે નહિ" આગળ જતાં એ સમાજમાં ઉપાસના કરવાનો કોને અધિકાર છે, તે સંબંધમાં એમ કહેવામાં આવ્યું છે કે, "જે કોઈ શ્રદ્ધાપૂર્વક ધાર્મિકતાથી અને ગંભીરતાથી અહીં આવે તે સર્વ–ગમે તે જાતિના કે ધર્મના–લોકોને માટે આ સમાજ છે." ઉપાસનાની પદ્ધતિ માટે એમાં આ પ્રમાણે કહેવામાં આવ્યું છે–"આ ઇમારતની અંદર કે ઉપર કોઈપણ પ્રકારનો યજ્ઞ અથવા હોમ આ ઠેકાણે કરવામાં આવશે નહિ ધર્મને નામે કિંવા ભોજન અર્થે કોઈ પણ પ્રાણીનો આ ઠેકાણે વધ કરવામાં આવશે નહિ ક્ષુધાથી મૃત્યુનો પ્રસંગ ઉત્પન્ન થાય તે સિવાય આ ઠેકાણે કોઈપણ પ્રકારનું ખાનપાન કરવામાં આવશે નહિ. પ્રાર્થના, ઉપદેશ અથવા સંગીતનું કાર્ય ચાલતું હોય તે વખતે કોઈપણ ધર્મની નિંદા અથવા બુદ્ધિપૂર્વક મશ્કરી ગેરકાયદેસર ગણાશે. એકજ પરમાત્માની ઉપાસના પરત્વે આ સ્થળે મનન, ચિંતન, પ્રાર્થના અને ઉપદેશ કરવામાં આવશે, તેમજ ધર્મ, નીતિ, દયા, પરોપકાર વગેરે સદ્‌ગુણોની વૃદ્ધિ થઇ ભિન્ન ભિન્ન ધર્મના અનુયાયીઓમાં સંપ અને એકદિલી થાય એવા પ્રકારના પ્રયત્નો આ સ્થળે કરવામાં આવશે."*

ઉપરની અને બીજી ઉપલબ્ધ હકીકત ઉપરથી જોવામાં આવે છે કે રાજા રામમોહનરાયે, જે સમયે ખ્રિસ્તી મિશનરીઓ હિન્દુઓને ખ્રિસ્તી બનાવવા માટે જોશભેર પ્રવૃત્તિ કરી રહ્યા હતા, તે કટોકટીના કાળે, હિન્દુ

+ 'Gleanings' by Zutshi, page 133.

* જુઓ રાજા રામમોહનરાયનું ચરિત્ર, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, પૃ. ૧૪૬

ધર્મને તેના શુદ્ધ, ઉજ્જવળ અને શાશ્વત સ્વરૂપમા રજુ કરી, હિન્દુ ધર્મ અને હિન્દુ પ્રજાની ઉત્તમ સેવા કરી હતી, એટલું જ નહિ પણ બગાળામા એ પ્રવૃત્તિ ઉભી થઈ તેની અસર દૂરના પ્રાતો, જેવા કે મહારાષ્ટ્ર અને ગુજરાતમા પણ, થવા પામી હતી

ઉપરોક્ત બ્રાહ્મધર્મના મુખ્ય સિદ્ધાંતો મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર રચિત બ્રાહ્મધર્મ ગ્રથના પરિશિષ્ટમા નીચે પ્રમાણે આપેલા છે —

(૧) આરભમા કઈ હતુ નહિ, માત્ર પરમ (બ્રહ્મ) એક હતો તેણે આખુ વિશ્વ સરજ્યુ

(૨) તેજ એકલો સત્યનો ઇશ્વર છે, અનન્ત જ્ઞાન સત્ અને શક્તિ છે તે સનાતન અને સર્વવ્યાપી છે, એક અદ્વિતીય છે.

(૩) તેની ભક્તિથી આ લોકમા અને પરલોકમા આપણુ શ્રેય થાય છે

(૪) ઇશ્વર પર પ્રેમ રાખવો અને તેને જે પ્રિય છે તે કરવુ એ ભક્તિ છે "*

એ બ્રાહ્મસમાજે, જાણે કે તે હિન્દુ ધર્મ અને સમાજનું સરક્ષણ કરવાજ ઉદ્‌ભવ્યો ન હોય એમ, સેકડો હિન્દુઓને ખ્રિસ્તિ ધર્મમા વટલતા અને નાસ્તિક થતા બચાવ્યા હતા,× અને તે હિલચાલની અસર, ઉપર કહ્યુ તેમ, માત્ર બગાળા પ્રાતમા સમાપ્ત નહિ થતા, છેક દૂરના પ્રદેશ દક્ષિણમા, મહારાષ્ટ્ર અને મદ્રાસ અને પશ્ચિમમા ગુજરાત સુધી પહોચી હતી

હિંદુ સસ્કૃતિનુ ઐક્ય અખિલ ભારતવર્ષમા નજરે પડે છે, એ તેની મહત્તા છે, તેમ તેમા જે અનિષ્ટ તત્ત્વો, વચગાળાના સમયમા ઘૂસી જવા પામ્યા હતા, તે પણ તેના સદ્અશોની પેઠે સર્વત્ર પ્રસરેલા હતા, એટલે કે જે શોચનીય પરિસ્થિતિ બગાળામા હતી, તે મહારાષ્ટ્રમા અને ગુજરાતમા પણ પ્રવર્તતી હતી

નવા શિક્ષણ અને દેશમા આવેલી નવીન જાગૃતિના પરિણામે મુબાઇમા વસતા કેટલાક દક્ષિણી નવશિક્ષિતોના મનમા ધર્મ અને સમાજ

---

* બ્રહ્મબોધ પૃ ૭

× hence a race of unbelievers spring up and those would have increased a hundredfold but for the intervention of Brahmoism

Leonard—પ્રાર્થના સમાજનો ઈતિહાસ પૃ ૭

સુધારણાના વિચારોની ગડમથલ થઈ રહી હતી અને એમાંના એક પ્રમુખ ગૃહસ્થ રામ બાલકૃષ્ણનું બંગાળાના જાણીતા નેતા ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર જેઓ મુંબાઈ આવેલા હતા તેમની સાથે મળવાનું થતાં, એ મનમાં મચી રહેલી ગડમથલને પરમહંસ મંડળી નામક સંસ્થા સ્થાપીને, તેમણે મૂર્ત સ્વરૂપ આપ્યું હતું. વિધવા વિવાહનો કાયદો પસાર કરાવવામાં ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે મુખ્ય ભાગ લીધો હતો. તે સિવાય દેશોન્નતિ, કેળવણી અને સામાજિક સુધારાનાં કાર્યોમાં તેમનો ઉત્સાહ પુષ્કળ હતો, અને તેમની વિદ્વત્તા અને વિચાર ગાંભીર્ય, સત્યનિષ્ઠ અને પવિત્રતાથી, તેમના ઉપદેશ અને ચારિત્ર્યની પ્રબળ અસર લોકો ઉપર થવા પામી હતી; અને એવી ઉત્તમ છાપ તેમણે મુંબાઈમાં રામ બાલકૃષ્ણનો સમાગમ થતાં તેમના ઉપર પાડી હતી; શ્રી. રામ બાલકૃષ્ણે યાદગીરી દાખલ તેમને મળેલી ઇશ્વિરચંદ્રની છબી પાછળ એક નોંધ લખેલી હતી, તેમાં છેવટે લખ્યું હતું કે પંડિતજી સરખા સ્વદેશ બંધુ પર શુદ્ધ સાત્વિક પ્રેમ કરનાર, ભૂતદયાત્મક અને ઉદાર પુરુષ મારા જોવામાં બીજા આવ્યા નથી.*

ઇશ્વિરચંદ્ર વિદ્યાસાગર મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર સ્થાપિત તત્વબોધિની સભાના સભ્ય હતા અને સન ૧૮૪૦ માં મુંબાઈના જીજ્ઞાસુઓ સમક્ષ બ્રહ્મસમાજ વિષે વ્યાખ્યાન આપતાં પરમહંસ મંડળીનો જન્મ થયો હતો. તે પરમહંસ મંડળીના ઉપરોક્ત રામ બાલકૃષ્ણ પ્રમુખ અને સુરતના પાંચ જાણીતા દદ્દામાંના એક દાદોબા પાંડુરંગ તેના સુત્રધાર વા મંત્રી હતા. એ મંડળીનો ઉદ્દેશ સમજાવતા, રામબાલકૃષ્ણ ચરિત્રનો લેખક મી. ડેંગે લખે છે, કે મૂર્તિ પૂજાનો તીવ્ર નિષેધ અને એકેશ્વરવાદનો અંતઃકરણપૂર્વક સ્વીકાર; તદનુસાર ઇશ્વરનું પિતૃત્વ અને મનુષ્યનું બંધુત્વ એ તત્વોના પાયા પર વિશ્વપ્રેમની રચના કરી, તેમાં અંતરાયરૂપ થઈ પડતા હિન્દુ સમાજમાંના જાતિ ભેદનો સમૂળ વિચ્છેદ કરવા આગ્રહ રાખ્યો હતો; તેમજ વિધવા વિવાહ ધર્મશાસ્ત્ર સંમત છે, તેથી તેને સર્વ રીતે ઉત્તેજન આપવાનો પણ તેનો ઉદ્દેશ હતો. તે પૈકી ઇશ્વિરનું પિતૃત્વ અને મનુષ્યનું બંધુત્વ એ સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં સભાસદોને જ્ઞાતિ વિરોધનો ભય નહોતો પણ જ્ઞાતિભેદ વિચ્છેદનું કાર્ય ખુલ્લી રીતે ઉપાડી લે તો જ્ઞાતિરોષ વહોરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય, એ ભયથી તે મંડળીનું કામ ગુપ્તપણે ચલાવવામાં આવતું હતું; તેમ જ્ઞાતિભેદ ટાળવાનો તેમનો

* પ્રાર્થના સમાજનો ઇતિહાસ, પૃ. ૯.

મુખ્ય આશય હતો તેથી તેમાં મુસ્લિમ સભાસદોને પણ દાખલ કરેલા હતા. તે મંડળીની સભાનો આરંભ અને અંત પ્રાર્થનાથી થતો હતો; તેના નિયમો લખી રાખ્યા હતા, તેની પ્રત નવા સભાસદોને વાંચવા આપવામાં આવતી પણ તે ગુપ્ત રહે એ કારણે તે નિયમો છપાવવામાં આવ્યા નહોતા. બ્રહ્મસમાજના સિદ્ધાન્તના ધોરણ ઉપર દાદોબા પાંડુરંગે "પારહંસિક બ્રાહ્મસમાજ" નામનું એક ચોપાનિયું તૈયાર કર્યું હતું; તેમાં કોઈ એક જ ધર્મ ઈશ્વરે બક્ષેલો નથી, તેમ કોઈ એકજ ધર્મગ્રંથ ઈશ્વર પ્રણિત નથી; તે દર્શાવી નીચેના મુદ્દાઓનો પણ તેમાં સમાવેશ કર્યો હતોઃ—

(૧) ઈશ્વરભક્તિ અને ભૂતદયા, (૨) આચાર, (૩) ઉપનયન, (૪) વિવાહ. (૫) ઉત્તર ક્રિયા, (૬) ભક્ષ્યાભક્ષ્ય, (૭) શુદ્ધાશુદ્ધ પાપપુણ્ય, (૮) વૈદિક ગ્રંથ અને મહદ્વાક્યો, (૯) ધર્મખંડ, (૧૦) દાંભિક આચાર વગેરે.

|પણ ઉપર કહ્યું તેમ એ મંડળીનું મુખ્ય વલણ જાતિભેદ તોડવા પ્રતિ વિશેષ રહેતું; અને ગુપ્ત રીતે સહભોજન કરવાને, તેઓ ખાસ લક્ષ આપતા; નવા સભાસદ થનાર પાસે પ્રતિજ્ઞા લેવડાવવામાં આવતી કે તે જ્ઞાતિભેદમાં માનશે નહિ તેમ ધાર્મિક વહેમો અને મૂર્તિપૂજાનો ત્યાગ કરશે; અને તેની ખાત્રી થવા પાંઉરોટીના ટુકડા સભાસદોને આપવામાં આવતા તે સૌ સાથે બેસીને ખાતા હતા./

પ્રસ્તુત પરમહંસ મંડળીનો વૃત્તાંત વિગતવાર કે આધારભૂત મળતો નથી; જે કાંઈ માહિતી છૂટીછવાયી મળી આવે છે. કેટલીક વિગતો બીજી આર્યન બ્રધરહુડ કોન્ફરન્સના પ્રસંગે ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકરે જાહેર કરી હતી, તે નોંધીશું:—

"સન ૧૮૫૦ ના અરસામાં રાષ્ટ્રની ઘટનામાં જાતિભેદ અંતરાય રૂપ થઈ પડે છે એ વિચાર સમાજમાં વિશેષ ચર્ચાતો હતો, અને તે વેળાએ રા. બા. દાદોબા પાંડુરંગ તેમના નોરમલ કલાસના વિદ્યાર્થીઓને જ્ઞાતિભેદના અનિષ્ટ પરિણામો સમજાવી, તે દૂર કરવા ઉપદેશ કરતા. તેમણે પરમહંસ સભા સ્થાપી હતી; અને તેમાં રફતે રફતે સભાસદોની સારી ભરતી થઈ હતી. મંડળીમાં કોઈ સભાસદ થતાં પ્રથમ પ્રાર્થના થતી; પછી જાતિભેદ નહિ માનવાને તે તૈયાર થયો છે તેની પ્રતીતિ થવા ક્રિસ્તાને તૈયાર કરેલો, પાઉનો ટુકડો તેને આપવામાં આવતો હતો. વર્ષમાં એક કે વધુ પ્રસંગે ભિન્નભિન્ન જાતિના સભાસદો એકત્ર થઈને સહભોજન કરતા હતા."*

* પ્રાર્થના સમાજનો ઈતિહાસ, પૃ. ૧૮.

આ પ્રવૃત્તિ આ પ્રમાણે કેટલાક વર્ષો સુધી ચાલી, પણ તેની ગુપ્ત પ્રવૃત્તિની હકીકત જાહેર થઈ જતા, તે મસ્થા બધ પડી હતી

સન ૧૮૬૪ મા બગાળાના અગ્રગણ્ય બ્રાહ્મો પ્રચારક કેશવચદ્ર સેનનુ મુબાઈમા આગમન થયુ હતુ, પણ તે સમયે શેરમેનિયાની ધમાલમા શહેર એટલુ બધુ રોકાયલુ હતુ કે તેમના પ્રવચનોની કાઈ અસર થવા પામી નહોતી પણ તેમના પ્રયાસથી મદ્રાસમા વેદ સમાજ નામની સસ્થા સ્થપાઈ હતી જો કે દેખીતી રીતે મુબાઈમા કાઇ હીલચાલ ઉભી થઈ નહિ તો પણ તે વિષય વર્તમાનપત્રોમા ચાલુ ચર્ચાનો હતો, અને પરમહસ મડળીમાના કેટલાક સભાસદો, જેમને એ વિષયનો નાદ લાગેલો હતો તે સૌ પ્રસિદ્ધપણે એકાદ સસ્થા સ્થાપવી જોઇએ એવા અભિપ્રાયના હતા એ વાતાવરણમ થી એ વિષયમા રસ લેનારાઓની પ્રાથમિક સભા તા ૧૭ મી ડિસેમ્બર સન ૧૮૬૬ ના રોજ ડૉ આત્મારામ પાડુરગના ઘરમા મળી હતી તેમા સામાજિક સુધારાને, જેવા કે જ્ઞાતિભેદ અનિષ્ટ છે એ જાહેર રીતે જણાવવુ, વિધવા વિવાહને ઉત્તેજન આપવુ સ્ત્રી શિક્ષણને મદદ કરવી, બાળલગ્ન અટકાવવા, લગ્નવય વધારવી વગેરે, ને પ્રધાન સ્થાન આપવુ એવુ ઘણાખરાના મનમા હતુ સારબાદ આઠ પાચ સભાસદો મળી ચર્ચાના અતે તે સભા એવા નિર્ણય પર આવી હતી કે ઐહિક કલ્યાણના વિષયો પર વધુ વિશેષ ધ્યાન આપવા કરતા, મનુષ્ય જન્મનુ મુખ્ય કર્તવ્ય, પારમાર્થિક સાધન મેળવવા પ્રવૃત્ત થવુ એ વધુ ઇચ્છનીય છે, તદનુસાર તા ૩૧ મી માર્ચ ૧૮૬૭, પાપમોચની એકાદશીના દિવસે ઇશ્વરોપાસનાથી પ્રાર્થના સમાજની શરૂઆત થઈ હતી અને તેનો ઉદ્દેશ નીચે પ્રમાણે જણાવાયો હતો.—

"દેવ એકજ અને નિરાકાર છે તેનુ માનસિક ભજન અને પૂજન કરવુ એ મનુષ્યનુ કર્તવ્ય છે મૂર્તિપૂજા અવળે રસ્તે દોરનારી, દેવને અપમાનકારક અને મનુષ્યની અધોગતિ અને દુરાચાર પ્રતિ લઇ જનારી છે તેથી આ ખોટા માર્ગેથી લોકોને સત્યમાર્ગે વાળી, સસારમા સર્વ ધર્મકૃત્યો મહત્ત્વ સમાજના ઉદ્દેશાનુસાર અનુસરીશ

સમાજના સભ્ય પાસે પ્રતિજ્ઞા લેવડાવવામા આવતી તેમા તે કહેતો કે હુ હમેશા પરમાત્માનુ ચિતન કરીશ સત્કર્મ કરીશ અને ખોટા આચરણથી દૂર રહીશ પ્રકૃતિજન્ય કાઈ દુષ્કૃત્ય થઈ જાય તો તે બદલ

પ્રશ્ચાત્તાપ કરી પ્રભુની ક્ષમા યાચીશ; અને હે પરમાત્મા ! આ પ્રતિજ્ઞાનુ પાલન કરવા મને સામર્થ્ય બક્ષજે "×

આ સમાજનું નામ પ્રથમ કાંઈ ગખ્યુ નહોતુ અને તે મંડળી એકેશ્વરવાદી તરીકે ઓળખાતી હતી, પણ તેની ચર્ચા આપણને હાલ તુરત ઉપયોગી નથી, પણ એટલું નક્કી છે કે સમાજ સુધારાના વિષયને તેના કાર્યક્રમમા ગૌણસ્થાન પ્રથમથી અપાયુ હતુ, તોપણ તેની પ્રગતિ અને સિદ્ધિ અર્થે મુંબાઈની પ્રાર્થના સમાજનુ કાર્ય અત્યત પ્રશંસાપાત્ર નિવડ્યુ હતુ. સુપ્રસિદ્ધ પ્રાર્થના સમાજવાદી શ્રી વૈદ્યનુ તૈલ ચિત્ર ગયા એપ્રિલ મહિનામા ખુલ્લું મૂકતા મુબાઈ યુનિવરસીટીના વાઈસ ચાન્સેલર મી વી એન ચદાવરકરે,* પ્રાર્થના સમાજની સામાજિક સેવા અને સામાજિક સુધારણાના કાર્યો ઉપર વિશેષ ભાર મૂક્યો હતો અને એજ અભિપ્રાયનુ સમર્થન થતું આપણે રેવ મી એન્ડ્રુઝના *Renaissance in India ' હિન્દનુ પુનરુજ્જીવન ' એ નામના પુસ્તકમા વાચીએ છીએ —

"This Society (The Prathana Samaj) has been in the West of India the main centre of the Social amelioration which has spread thence in wider and wider circles Some of the greatest names in Indian Social Reform have been among those of its past members "[1]

પ્રાર્થના સમાજની રચના, ઉપર નોંધેલી વિગતો ઉપરથી જોઈ શકાશે કે, બગાળાની બ્રાહ્મ સમાજના સિદ્ધાન્ત અને ધોરણ અનુસાર, યોજાઈ હતી, પણ પ્રથમની પરમહંસ મડળી, જેના આદર્શમાથી તેનો ઉદ્ભવ થયો હતો, તે જાતિભેદનો ઉચ્છેદ કરવા જતા બધ પડી હતી, અને તે પાછલો અનુભવ લક્ષમા લઇને આ નવા મડળે જાતિભેદ ત્યાગના પ્રશ્નને અળગો જ રાખ્યો હતો, એટલે અંશે તે બ્રાહ્મ સમાજથી નોખી પડે છે, તદુપરાત પ્રાર્થના સમાજના સભાસદોએ, તેમના ઉપદેશ અને પ્રાર્થનામા વેદ, ઉપનિષદની સાથે મધ્યકાલીન મહારાષ્ટ્રીય સંત અને ભક્તોની વાણીનો ઉપયોગ કરી, પગપૂર્વથી ઉતરી આવતા ભક્તિપ્રવાહ

× પ્રાર્થના સમાજનો ઇતિહાસ પૃ ૩૫-૩૬

* The Renaissance in India, page 93

૧ જુઓ ટાઇમ્સ ઓફ ઇંડિયા, તા ૨ ૭ એપ્રિલ ૧૯૩૬

જેને મહર્ષિ ગનડેએ ભાગવત ધર્મનુ નામ આપ્યુ હતુ, તેનું સાતત્ય સાચવી રાખવા અને એ રીતે જનતાની મહાનુભૂતિ ને સહકાર મેળવવા પ્રયાસ કર્યો હતા, અને તેનુ વિશિષ્ટ કાર્ય સમાજ સેવા હતુ તે વિષે ઉપર કહેવાયુ છે

આરભની પરમહસ સભામા અથવા તો તેમાથી ઉદ્ભવેલી પ્રાર્થના સમાજમા કેટલા અને કેણુ કણુ ગુજરાતી ગૃહસ્થો સભાસદ હતા તેની માહિતી આપણને મળતી નથી પણ કવિ નર્મદાશકરે એ અરસામા બ્રાહ્મધર્મ નામના બગાળી પુસ્તકનુ ભાષાતર પ્રસિદ્ધ કર્યું હતુ, તેમા આપેલી હકીકત ઉપરથી માલુમ પડે છે કે બગાળામા ધર્મ સુધારણા સારૂ જે પ્રવૃત્તિ શરૂ થયેલી તેના આદોલનો મુબાઈ સુધી પહોચેલા તેની અસર કવિ પર પણ થઈ હતી જ્ઞાન પ્રચાર અને સુધારા અર્થે મુબાઈમા બુદ્ધિવર્ધક સભા સન ૧૮૫૧ મા સ્થપાઈ હતી, પણ તેના નિયમોમા રાજકીય અને ધાર્મિક વિવેચન કે વાદવિવાદ કરવામા પ્રતિબધ હતો અને તે પ્રતિબધ રદ કરાવવા કવિ નર્મદાશકરે ચળવળ સુદ્ધા કરેલી, પણ તેમા નિષ્ફળતા મળતા ધર્મ વિષે ચર્ચા કરવા તત્ત્વશોધક નામની એક જુદી સભા કાઢી હતી જો કે પાછળથી બુદ્ધિવર્ધક સભાના કાર્યવાહકોએ, ઉપરોક્ત પ્રતિબધ ખેચી લઈ 'ઈશ્વરે અવતાર લીધા નથી' અને "પુનર્વિવાહ" એ વિષયો ઉપર કવિ પાસે વ્યાખ્યાનો કરાવ્યા હતા, પણ તે હક્કનો લાભ બીજે કોઈ સભાસદે લીધો નહોતો

કવિને તત્ત્વશોધક સભા સ્થાપવાની કેમ જરૂર પડી, તેની હકીકત નીચે મુજબ વર્ણવી છે —

"વહેમરૂપી અગાસુર બગાસુરના મ્હોડામા અજ્ઞાન અને ભોળા થઈ ગયલા દેશીઓ પડેલા છે તેઓને તેમાથી જીવતા કાઢી ઠેકાણાસર આણનાર કોઈ ધર્મસભારૂપી કૃષ્ણ (આકર્ષણ કરનારી) શક્તિ જોવામા આવતી નથી માટે એ શક્તિને શોધવી એમ ધર્મસભા ઉભી કરી, ને તેનો ઉદ્દેશ એવો હોવો કે ધર્મરૂપી ગોળીમા આજકાલ ઘર ઘરનુ જમા થતુ વાસી દહીં એ દુ થયતુ છે તેને વિવેકબુદ્ધિરૂપી રવૈયે એક સાફ ઉદ્યોગરૂપી નેત્રુ બાધી ખૂબ વલોવવુ અને શુદ્ધ માખણ કાહાડવુ—અથવા ધર્મનીતિ સબધી પ્રકરણમા જે કાઈ સાર હોય તે યથાશક્તિ શોધવો અને તેથી લોકોને જાણીતા કરવા આપણા લોકો સહેજ વાતમા પણ ધર્મ આણી મુકે છે, ધર્મ તે શુ, નીતિ તે શુ, એ એનો અતર ને સબધ

કેટલો તે સૌ શોધવું–વ્હેમરૂપી તોફાની વાદળી હિન્દુના મન રૂપી આકાશમાં ચ્હડી આવેથી શુદ્ધ તત્ત્વરૂપી જે સૂર્ય ઢંકાઈ ગયો છે તેના દર્શન કરવાનો અને લોકોને કરાવવાનો યત્ન કરવો–સારાંશ કે, એક ધર્મસભા સ્થાપવી."* અને તે પ્રવૃત્તિના એક અંગ તરીકે બ્રાહ્મધર્મ નામના પુસ્તકનું પ્રકાશન હાથ ધર્યું હતું. કેવા સંજોગોમાં અને શી મુશ્કેલીમાં તે કામ કવિએ પાર પાડયું ને જાણવા જેવું છે; અને એ બીના કવિના સ્વભાવપર સારો પ્રકાશ ફેંકે છે. કવિએ એ બ્રાહ્મધર્મની બે, એક અંગ્રેજી અને બીજી સંસ્કૃત, પણ તે બંગાળી લીપીમાં છાપેલી, મળી હતી. અંગ્રેજી પ્રત ઉપરથી તરજુમો કરવાનું તેમને ઠીક લાગ્યુ નહિ અને સસ્કૃત પ્રતની બંગાળી લીપી પોતે ઉકેલી શકે એમ નહોતુ; પણ એવી અડચણોથી તે ઉપાડેલું કાર્ય છોડી દે એવી તેમની પ્રકૃતિ નહોતી એ આપણે જે મુશ્કેલ સંજોગોમાં કવિએ પિંગળનું જ્ઞાન મેળવ્યું અને જે ખંત અને ઉદ્યોગ વડે કવિ દયારામની કવિતાનો સગ્રહ કર્યો તે દાખલાઓથી આપણે જાણીએ છીએ અને પ્રસ્તુત કેસમાં પણ એમના એ દૃઢ સંકલ્પ અને એકનિષ્ઠાવાળા સ્વભાવનો વિજય થયો હતો. તેનું રમિક બ્યાન આપતાં તેઓ કહે છે,

"બનાવ એવો બન્યો કે એક જુવાન બંગાળી જાતનો બ્રાહ્મણ જે સાધુનો વેશ લઈ મુમ્બાઈમાં ફરતો હતો તેની સાથે મારે ને એક મારા સુરતના પાડોશી સ્નેહીને પ્રથમ તો સહજ જુદી જુદી રીતે પણ પછી એકઠો સમાગમ થયો. મારે પ્રથમ આ રીતે:

એ સમે પુનર્વિવાહ વિષે મારાં પુસ્તકો ઉપરથી ગુજરાતી ભાઇઓમાં ઘણી ચરચા ચાલી રહી હતી તેથી તે બંગાલી જુવાન મારૂ નામ જાણતો હતો. એક વખત અમે વચલા ભોઈવાડાની સામે તપખીરવાળાની દુકાન આગળ હું બે મિત્રો સાથે પુનર્વિવાહ સંબંધી વાતો કરતો હતો એટલે એકાએક તે સાધુવેષ જુવાન મને અંગ્રેજીમાં કહેવા લાગ્યો કે 'Are you the author of Vaidhavyachitra? Are you Narmadashanker?' વૈધવ્યચિત્રના કર્તા તમે છો અને તમે નર્મદાશંકર? હું તો સાધુવેષ જુવાનને અંગ્રેજી બોલતાં જોઇને ઘણો વિસ્મય પામ્યો ને પછી તેની સાથે દૂર જઇને થોડીક વાત કરી. પછી હું અને ઉપર કહેલો મારો પડોશી સ્નેહી જેણે ઓપોને ઉપયોગી થઈ પડે

---

* બ્રાહ્મ ધર્મ; પૃ. ૨

તેના વૈદક સબંધી ગ્રથો રચ્યા છે તે અને પેરો બગાળી જુવાન રોજ સાથે મળતા એ બગાલી જુવાન ૨૫-૨૭ વરસનો હશે પણ તેને ચોકખુ' બગાલી, વાતચીત અને વાચી સમજે તેટલુ સસ્કૃત તથા અગ્રેજી આવડતુ, રાગ સારી પેઠે સમજતો, શાસ્ત્રીય રીતે ગાતો અને મૃદગ પણ સારી રીતે વગાડતો, અર્થાત્ ઘણો બુદ્ધિમાન હતો x x x

હમે એ જુવાનને વિનતિ કીધી કે બ્રાહ્મધર્મ જે બગાલી લીપીમા છે તે તમે અમારી આગળ વાચો એટલે હમે દેવનગરી લીપીમા લખી લઇએ તેણે હા કહી અને પછી હમે એક શાસ્ત્રી નેને સોપ્યો જેણે બ્રાહ્મધર્મ પુસ્તક બગાલી લીપીમાથી દેવનગરી લીપીમા ઉતારી લીધુ ને પછી પેલા રામમોહનરાયના જન્મચરિત્રકર્તા જે હમારો મિત્ર તેને ખરચે તે સસ્કૃત પુસ્તક છપાવીને વિદ્વાનોને મફત આપ્યા કે તેઓના જાણ્યામાં આવે એ સસ્કૃત પુસ્તક વિષે સર્વ શાસ્ત્રીઓનો સારો વિચાર છે ને કહે છે ` જેણે કર્યું છે તેણે ઉપનિષદાદિક ગ્રથોનો સારો શોધ કરીને રચ્યુ છે સુરતના નામાક્તિ શાસ્ત્રી દિનમણિશકરે કહ્યુ કે 'એ ગ્રથ સારો છે પણ જે જે ગ્રથોમાથી લીધુ છે તેના નામ નથી લખ્યા એટલી કસર છે અને તે કસર ગ્રથ રચનારએ પોતાની મતસમને માટે જાણી જેઇને રાખી છે ' એ પ્રમાણે સન ૧૮૬૧ના વરસમા સસ્કૃતભાષાવાળો બ્રાહ્મ ધર્મ દેવનાગરી લીપીમા પ્રથમ આ હૈનામના વિદ્વાન મડળોમા પ્રવર્તાવવામા આવ્યો

પણ એ સસ્કૃત પુસ્તક એટલે ઘણા લોકોના વાચવામા ન આવે માટે તેનુ ભાષાતર કરવાની જરૂર હતી અને તે કામ કરવાને સારુ આજમાન ગુજરાતમા જેના સરખા એક બેજ બીજા હશે એવા વેદશાસ્ત્ર સપન્ન મનેશ્વર શાસ્ત્રીને હમે વિનતિ કીધી ને કહ્યુ કે તમારાથી ગુજરાતી ભાષાતર યથાર્થ થશે માટે તમેજ કરો ને અમનો મહેનતાણુ હમે સારી રીતે વાળીશુ તેઓએ હા કહી અને થોડ' કર્યું પણ હશે પણ તેઓને વખત ન મળવાથી તેઓએ અમને ના કહી ને ... નિરાશ થયા પછી એક બીજા શાસ્ત્રી પાસે મરેઠીમા કરાવ્યુ પણ તરત યથાર્થ ન કરતા પોતાની તરફનુ ઘણ વધાર્યું ને ઉપરથી તેનુ ઉલટુ જેવુ થયુ એ ભાષાતર એક મારા દક્ષણી મિત્રને ઘેર પડેલુ છે પછી વિચાર કીધો કે પુને જઇને કોઈ શાસ્ત્રી પાસે મરેઠીમા કરાવવુ અને પછી તે ઉપરથી હુ ગુજરાતી કરી લોકોને આપુ પણ કામ ધધો છોડી પુને જવુ મારાથી ન

બન્યુ એટલામા, ઈશ્વરની કૃપાથી આ વરસના માર્ચ મહિનામા બ્રાહ્મ સમાજ સભાના સેક્રેટરી બાબુ કેશવચદરનુ એક પોતાના મિત્ર સાથે ઉપદેશને માટે જ અત્ર આવવુ થયુ તેઓ બ્રાહ્મધર્મ પ્રસાર કરવાને કેટલો પરિશ્રમ કરે છે તે વિષે મુબાઈના ન્યુઝ પેપરોમા સારી પેઠે લખાયલુ છે હું બાબુ કેશવચદરને મળ્યો ને તાહાથી સુધારાવાળાની સ્થિતિ મનથી પુછપરછ કરીને આખરે મે કહ્યુ કે તમારી જેવી અત્ર પણ એક મડળી છે અને હમે તમારો બ્રાહ્મધર્મ છપાવ્યો છે પણ તે ઉપરથી પ્રાકૃત કરનાર કોઈ મળતુ નથી માટે તમારી પાસ જો હિંદુસ્તાની ભાષાને દેવનગરી લીપી એમા જો બ્રાહ્મધર્મ હોય તો તે આપો કે તે ઉપરથી હું ગુજરાતી કરીને લોકોમા ફેલાવુ તેઓએ હા કહી અને મને એક પ્રત આપી એ પ્રત આવી એટલે મે તરત તરજુમો કરવા માડયો ને થોડોક કીધો એટલામા બીજુ જરૂરનુ કામ આવી પડયુ પછી મે હિંદુસ્તાની ભાષા જાણનાર કવિ હિરાચદ કાનજી પાસે તેનો તરજુમો કરાવ્યો ''*

સન ૧૮૬૦ મા તત્વશોધક સભા સ્થપાઈ હતી અને સન ૧૮૬૪ મા પ્રસ્તુત પુસ્તક પ્રસિદ્ધ થયુ હતુ તેમા કવિએ એ સભાના નિયમો અને તેનો ચાર વર્ષનો હિસાબ આપેલો છે, એથી વિશેષ માહિતી તે વિષે પછીના કાળની જાણવાની મળતી નથી

ડૉ સર રામકૃષ્ણ ભાડારકરે અગાઉ જણાવ્યા પ્રમાણે બીજી આર્યન બ્રધરહુડ કોન્ફરન્સના પ્રસગે ભાષણ કરતા, પરમહસ મડળીની હકીકત આપતા, જણાવ્યુ હતુ કે દાદોબા પાડુરગ, નોર્મલ ક્લાસમા જે સ્કોલરો તેમના હાથ નીચે શિક્ષણ લેવા આવતા તે સઘળાને ધર્મ વિષયમા એકેશ્વરવાદનો અગીકાર કરવા અને નાતજાતના બધનો તોડવાનો ઉપદેશ કરતા અને એ ઉપદેશ દ્વારા એમનો એ સદેશો ગુજરાતમા જુદે જુદે સ્થળોએ પહોચ્યો હતો અને આપણે એમ અનુમાન કરી શકીએ કે સન ૧૮૪૪ મા સુરતમા માનવ ધર્મ સભા અને સન ૧૮૫૮–૫ મા અમદાવાદમા ધર્મ સભા સ્થપાઈ, એ જે વાતાવરણ દાદોબાએ ઉભુ કર્યુ હતુ, તેમાથી ઉપજેલુ પરિણામ હોય ' સુરતની માનવધર્મ સભા તેમની સૂચના અને પ્રોત્સાહનથી ઉદ્ભવી હતી, એનો ખાત્રીલાયક પુરાવો મળે છે, અમદાવાદની ધર્મ સભા વિષે કાઈ ચોક્કસ જાણવામા નથી

* બ્રાહ્મધર્મ પૃ ૪

તે સમયે દાદોબા પાંડુરંગ સુરતમાં હેડમાસ્તર હતા અને સુરતના પાંચ જાણીતા દક્ષાઓમાં તેમની ગણના થતી હતી. મહેતાજી દુર્ગારામે લોકોમાંથી વહેમ અને અજ્ઞાનનું આવરણ ખસેડવા ભગીરથ પ્રયત્ન કરવા માંડયા હતા, તેમ તેઓ વિધવા વિવાહ કરવાનો બોધ આપતા હતા; અને પછીથી ધર્મ સુધારણાનું કાર્ય ઉપાડી લીધુ તેમાં દાદોબાનો મુખ્ય હાથ હતો એમ દુર્ગારામ ચરિત્રમાંના નીચેના ઉતારા પરથી જોઈ શકાય છેઃ—

" કેટલાએક કાળ થયાં અજ્ઞાનથી ધર્મ સંબંધી બાબતમાં માણસોના અનેક વિચાર થયા છે, તેણે કરીને તેઓ અત્યંત દુઃખમાં પડેલા છે. તેમને મોક્ષ પ્રાપ્ત થવા માટે જ્ઞાનપૂર્વક ખરો વિચાર તે પ્રાપ્ત કરી લેવાની ઘણી અગત જાણી હર શનિવારે રાત્રે કોઈ ઠેરવેલા ઘરમાં માણસોનો મેલાપ રાખવો જોઇએ. તે ઠેકાણે બેસીને વિચારવાન માણસોએ માંહોમાંહે તથા બીજા લોક સાથે ખગ વિચારની ચરચા ચલાવવી. તેણે કરીને અજ્ઞાનથી થયેલાં જે દુઃખદાયક બંધન તેમાંથી છૂટશે. તે માટે હાલમાં જેને આવવાની મરજી હોય તેણે આ કાગળમાં સહી કરવી.

સંવત ૧૯૦૦ ના વૈશાખ વદી ૩૦ વાર શુકે

| | |
|---|---|
| દાદોબા પાંડુરંગ | દુર્ગારામ મંછારામ |
| બાળકૃષ્ણ લક્ષ્મણ | દામોદરદાસ ભાઇદાસ |
| લાડોબા આતમારામજી | ઇશ્વરદાસ હરગોવિંદદાસ |
| પારવતીશંકર દુર્ગાશંકર | કહાનદાસ તાપીદાસ |
| પરભુદાસ તલકચંદ | પ્રાણનારાયણ મયાશંકર |
| સુંદરરાવ મોરૂબા પ્રભૂ | આનંદરાવ ચાંપાજી |
| મોદી દાદાભાઇ બરજોરજી | |

ઉપરની બીના બન્યા પછી બેવાર દાદોબાના ઘરમાં મંડળી થઈ તે વખતે જે ભાષણ થયું છે તે હવે પછી મંડળી મળશે ત્યારે પણ થાશે માટે લખ્યું નથી. હવે આજે આપણી મંડળી પુસ્તક પ્રસારક મંડળીના છાપખાનાવાળા ઘરમાં મળી છે, ને હવે પછી પણ એજ ઠેકાણે આઠે દહાડે મળ્યાં કરશે માટે તમે તમારા મિત્રોને ને બીજા કોઈ માણસ બંધનમાં પડેલા છે તેમને એટલે સર્વ લોકોને ખબર કરજો કે થોડે શ્રમે મોક્ષ લેવાને આવે. અહિયાં માણસને જીવતે છતે મોક્ષ મળે છે, ને જે કોઈ મુઆ પછી મોક્ષની આશા બનાવે છે તેના વાયદા ઉપર ભરોસો નથી.

મંડળી મેળવવાનું તથા મળવાનું મુખ્ય કારણ તમને સંભળાવ્યું. હવે જે જે આ જગતમાં મનુષ્યને બંધન છે તે તથા છૂટવાનો પ્રકાર

તથા મનુષ્ય જન્મનુ સાર્થક એ સર્વ આજથી કહેવા માડુ છુ હું
કંઈ શાસ્ત્રી નથી ઘણુ ભણેલો નથી, માટે માનામા જે જે ચૂક હોય
તેનો વિચાર કરીને સુધારવાનો જે જે વિચારવાન માણસો હોય તેને
અખત્યાર છે હું દેહધારી માણસ છો મને કોઈ પરમેશ્વર કરીને માનસો
મા, કેમકે આ દેશમા એવો ચાલ પડી ગયો છે કે જે કંઈ મહિમાવાળો



દુર્ગારામ મહેતાજી

થયો હોય તેને સર્વ લોક પરમેશ્વરનો અવતાર કરીને માને છે, માટે ઉપલા વચનો તમને સંભળાવું છું. ઉપનિષદ્ ધર્મનો જે લોપ થયો તે માણસને તથા મૂર્તિને પરમેશ્વર માનવાથી થયો છે. હું જાણું છું કે પરમેશ્વર વિશ્વાત્મા છે, વિશ્વવ્યાપી છે, નિત્ય છે, સર્વગત છે, પણ તેવો વિચાર થવો જોઇએ. કોઈ માણસને પરમેશ્વરનો અવતાર કહીને પૂજવા સારૂ નથી. તો એમ જાણવું જે એવા જ્ઞાનવાન માણસમાં ઈશ્વર વિભૂતિ પ્રકાશિત છે."

એ પ્રમાણે મહેતાજી દુર્ગારામ મંછારામે સુધારાનો બીજો ઝુંડો ઉરાડયો. પહેલી ધજા મુખ્યત્વે મસાર સુધારાની એક બાબત હતી. એ ધજાની એક બાજુએ વિધવા વિવાહ જાણે લખ્યો હતો. વિધવા ઉપર થતા અન્યાયને બંધ પાડો, દયા કરી તે બીચારીઓને જૂલમમાંથી મુક્ત કરો, તેમને ફરી પરણવાની રજા આપો, એવા વચનો તે ઉપર હતાં એની જોડે બીજા ઘણાક સુધારાની સૂચના બીજી બાજુએ હતી કન્યા મળ્યાની લાચથી એ વાવટો વીંટાળી ઘરમાં મુકયો, ને માણસને મોક્ષ પામવાનો માર્ગ દેખાડવાને આગળ પડયા વિધવાના નિરપરાધીપણા વિષે અને તેમને પુનર્લગ્ન કરવાની રજા આપવાના વાજબીપણા સંબધી તેમનો અભિપ્રાય કાંઈ બદલાયો નહિ, અને કોઈ પૂછે તો સાચો ઉત્તર દેતા; માત્ર એટલો જ ફેર પડયો કે ઠામઠામ જ્યાં જાય ત્યાં પોતાની મેળે એ સબંધી બોધ કરતા તે બંધ પાડયો, ને કોઈ પુછે તો રાખ્યું બીજી ભારે અગત્યની બાબતો વિષે મહેતાજી ઉપદેશ કરતા તે પર હવે વધારે ધ્યાન આપ્યું જ્ઞાતિભેદ, મૂર્તિપૂજા, અનેક દેવદેવીઓ વગેરે મહાન વિષય સંબધી જે બોધ કરતા તે અને આત્મકલ્યાણ વિષે સાચા અભિપ્રાય લોકને જણાવવાને માનવધર્મ સભા સ્થાપી મુવા પછી મોક્ષ મળવાની આશા બીજા ગુરુ બતાવતા, પણ એમણે તો અહીંજ, આ પૃથ્વી ઉપર જીવતે છતે થોડે શ્રમે મુક્તિ મેળવી આપવાનું કામ માથે લીધું આ કામ આગળનાથી અતિ મોટું હતું પહેલું થોડી અભાગણી અબળાઓને થોડા કાળના સંસારી દુખમાંથી છોડાવવાનું હતું. આ બીજું માણસ માત્રને અનન્તકાળ સુધી સુખી કરવાનું હતું. જેવા ઉમંગથી, જેવી તેજીથી, અને જેવા વેગથી આ શુભ, આ મહાન્ કામ ઉપાડ્યું તેજ પ્રમાણે જારી રાખ્યું હોત તો કેવું સારૂં થાત "×

× દુર્ગારામ ચરિત્ર પૃ. ૪૯ થી ૫૧.

આપણને દીલગીરી એ થાય છે કે આપણે અહિં ઇતિહાસ, ચરિત્ર-ગ્રંથો, આત્મવૃત્તાંતો કે નિત્યનોંધ લખી રાખવાનો શિરસ્તો નથી. તેથી તુટક અને વેરણખેરણ જે કાંઇ માહિતી મળે તેટલા વડે સંતોષ માનવો પડે છે. સારા નસીબે મહીપતરામે કરસનદાસ મૂળજી ચરિત્ર અને દુર્ગારામ-ચરિત્ર લખ્યાં હતાં, તે આ યુગ વિષે બહુ જાણવા જેવી સામગ્રી પૂરી પાડે છે; અને એવું મૂલ્યવાન અને મહત્વનું નંદશંકર ચરિત્ર છે, જે શ્રીયુત વિનાયકરાવે, ચરિત્ર નાયક પાસેથી સાંભળેલી હકીકત ઉપરથી તૈયાર કર્યું છે, અને તે સમકાલીન સમાજજીવન ઉપર સારો પ્રકાશ પાડે છે. દુર્ગારામ વિષે હકીકત નોંધતાં, કહ્યું છે.

"અનિયંત્રિત પ્રવાહ એજ એમનો બોધ હતો. મનુષ્ય જે કાંઈ કૃત્ય પોતાની ઇચ્છાનુસાર કરે તે જ્યાંસુધી અન્યને હાનિકારક ન હોય ત્યાંસુધી એને કરવા દેવું. સમાજના કાયદા આગળ જતાં એવા થશે કે; વ્યક્તિનું નિષ્કંટક જીવન સ્વાર્થની સાથે પરમાર્થ પણ સચોટ સાધશે. મૂર્તિપૂજાની વિરૂદ્ધ મહેતાજીએ અથાગ શ્રમ લઈ ભાષણો કરેલાં, પણ વૈષ્ણવ સંપ્રદાયનું એટલું જોર ગુજરાતમાં તે વખતે હતું કે તેમનું ક્યાંઇ ફાવ્યું નહિં."*

તે પછી એમના મિત્ર મહીપતરામનું ચિત્ર દોરી, તે વિષે વિવરણ કરતાં જણાવે છે, કે,

"ગુજરાતના મૂર્તિખંડકના પહેલા વર્ગમાં એમને મૂકાય. જીવન-નૌકાનું સુકાન જે મૂર્તિ-પૂજારૂપી નાખુદાના હાથમાં હતું તે તેની પાસેથી છીનવી લઇ તેની જગ્યાએ ભવિષ્યમાં ગુર્જર જ્ઞાતિ વિભાગને અનુકૂળ આવે એવા લેબાસમાં બંગાળાના બ્રહ્મસમાજને સજ્જ કરી તેને પ્રાર્થના સમાજનું નામ આપી બેસાડ્યો. ઉદ્યોગ અને ખંતથી જે કાર્ય થતું તે તેઓ કરતા, આગ્રહ તો રાવસાહેબનો જ ! એમના સામાવાળાયા આને દુરાગ્રહ કહેતા, પણ તેથી રાવસાહેબ ડગતા નહિં. કેટલીકવાર તો જુના વિચારના ડાહેલાઓ ચીડાય તેમ તેમની વિરૂદ્ધ કાંઈ કાંઈ તે બોલતા. વ્હેમ તો દૂરજ થયેલો ! રસિકતાને તો તેમણે રામરામ કર્યા હતા. જે જોયુ, પારખ્યું, વખાણ્યું તે બુદ્ધિઘાટનાં ચશ્માં પહેરીને જ તેમણે કર્યું. *જેમણે શિક્ષકો હાથમાં લીધા તેમણે સત્તા હાથમાં લીધી.* આ નેપોલિયનનું વાક્ય બોલી પોતે કહેતા કે "રાવસાહેબ તથા નવલરામભાઇના શિક્ષકવર્ગને કેળવણી આપવાના પ્રયત્નો સફળ નીવડ્યા. જેને પરિણામે

---

* નંદશંકર જીવનચરિત્ર પૃ ૮૦.

ગુજરાત દેશ તેમનો ઘણો આભારી રહેવો જોઇએ ?" યુરોપના પ્રવાસથી એમના મન ઉપર સારી જ છાપ પડી. દેશવાસલતા એમનામાં ભારે હતી; તેથી વિદેશી આચારવિચાર જે હિંદને છાજતા લાગ્યા તેમનો જ એમણે ગ્રહણ કરવાનો આગ્રહ કર્યો. આ એમના મનના સ્થાયીપણાની નાનીસુની તારીફ નથી. જો એમના મનની નિશ્ચળતા (Ballast) જરાપણ ઓછી હોત તો તેઓ કાં તો 'ક્રીશ્ચીઆનીટી તરફ કે કાં તો નાસ્તિક ચાર્વાક મત તરફ ઢળત.'×

છેવટે આખાએ યુગની સમાલોચના કરતાં તેનું 'પોતે' લક્ષણ બાંધે છે, કે "બુદ્ધિવાદ એજ હમારો "ઉઘડતલ" (Open Sesame) રૂપી મંત્ર હતો. (અરેબિયન નાઇટ્સમાંની 'અલીબાબાને ચાલીસ ચોર'ની વાર્તામાંનો કાસમ તે મંત્ર–વેણ ભૂલ્યો ને 'ઉઘડતલ'ને બદલે 'ઉઘડશ્રદ્ધા' ઉઘડ પ્રેમ, 'ઉઘડ રહેમ' બધું બોલ્યો પણ "ઉઘડતલ" એટલે "ઉઘડ બુદ્ધિ" એ મંત્રનું ઉચ્ચારણ કરવું ભૂલ્યો ને તેથી માર્યો ગયો. "ઐકયતા સાધો– સાધો ભાઈ સાધોઃ આ જ્ઞાતિ–સોપાનને ('ટેલીસ્કોપીક') એવી બનાવી દ્યો કે, નીચેનું પગથીઉં ઉચકતાંને વાર તે છેક ટોચના પગથિયાં સુધી પહોંચી નીચા, ઉંચાનુ અંતર ભૂલી એકત્ર–એકાકાર થઈ જાય. 'ઉંચકો' 'ઉંચે ચઢાવો' આ બોધ હમે હમેશ કરતા. 'સાહસ કરો' એજ હમારી શિક્ષા !"*

ગુજરાતી પ્રજાજીવનનો ઇતિહાસ આપણે અવલોકીશું તો કેળવણી અને સમાજ સુધારાનો પ્રારંભ મુબાઇથી શરૂ થઇ, તે પ્રવૃત્તિ આસ્તે આસ્તે વધતી સુરત, અમદાવાદ અને છેવટે કાઠિયાવાડ અને છેક દૂરના કચ્છ સુધી વિસ્તરી હતી; અને તેની પ્રતીતિ આપણને ધાર્મિક સુધારાની બાબતમાં પણ થાય છે, મુબાઇ અને સુરતની હકીકત આપણે તપાસી; હવે અમદાવાદ પ્રતિ વળીએ; આપણે અહિ માહિતીનાં સાધનોનો અભાવ છે તે વિષે અગાઉ કહેલું છે, પણ અમદાવાદ પ્રાર્થના સમાજના વૃત્તાંત-માંથી આપણને એટલી હકીકત પ્રાપ્ત થાય છે કે સંવત ૧૯૧૪ ની સાલમાં (સન ૧૮૫૮) ધર્મ સંબંધી શોધ કરવાને, ધર્મની ચર્ચા કરવાને, ઉગતા તરૂણોનુ લક્ષ ધર્મ ભણી ખેંચવાને અને પરમેશ્વર પ્રત્યે લોકની આસ્થા અને પ્રીતિ વધારવાને તથા સુનીતિનાં પ્રચાર અને અનીતિનો

× નંદશંકર જીવનચિત્ર પૃ. ૮૨.

* નંદશંકર જીવનચિત્ર પૃ. ૮૪.

નાશ કરવાને કેટલાક સદ્‌ગૃહસ્થોએ ધર્મસભા સ્થાપી "* હતી) અને એજ ધર્મસભામાથી આપણે અગાડી જોઈશુ કે અમદાવાદ પ્રાર્થના સમાજ ઉદ્ભવી હતી. તે સસ્થા વિષે કાઈ વિશેષ માહિતી મળતી નથી પણ એમ માલુમ પડે છે કે સરદાર ભોળાનાથ અને ગ. બા. રણછોડલાલ તેના પ્રમુખ કાર્યકર્તાઓ હતા તેમા તાજુબીભર્યું એ છે કે ભોળાનાથભાઈનું કુટુમ્બ પુરાણા વિચારનુ, મહાદેવ અને માતાની આસ્થાપૂર્વક પારપૂજા કરનારુ, વહેમી આચારવિચારને અનુસરનારૂ હતુ, એ વાતાવરણમા ભોળાનાથ ઉછર્યા હતા, અને શરૂઆતમા પોતે તે સઘળુ શ્રદ્ધાથી કરતા હતા; પણ નવા વિચારનો સંપર્ક થતા, સુધારાના વાતાવરણનો પાશ લાગતા, તેમને નવીન દૃષ્ટિ પ્રાપ્ત થઈ, જે દ્વારા જે તે વસ્તુને તેના વાસ્તવિક સ્વરૂપમા તેઓ જોવા સમજવા લાગ્યા, એટલે તેમની માન્યતાઓ બદલાઈ અને જુના આચાર વિચારને તેમણે છોડવા માડયા એટલે સુધી કે પોતે ચુસ્ત મૂર્તિપૂજક હતા પણ તેનો ત્યાગ કરતા તેમને ખટકો લાગ્યો નહોતો અને છેવટે એક જ ઈશ્વરને, મધ્યસ્થ વિના, એકનિષ્ઠાથી ભજનારા અને માનનારા, તેના પરમ અનન્ય ઉપાસક બન્યા હતા, [?] પોતે બન્યા હતા એટલુ જ નહિ પણ અમદાવાદ પ્રાર્થના સમાજ નામની ધર્મની સસ્થા સ્થાપીને અનેકને એ માર્ગે દોર્યા હતા

તેમનું આ વિચાર પરિવર્તન ઉપરોક્ત ધર્મ સભા સ્થપાઈ તે પૂર્વેથી ચાલુ હતું, એમ એમની નિત્ય નોધ ઉપરથી માલુમ પડે છે

તા ૨૮ મી ઓક્ટોબર સન ૧૮૫૫ ના રોજ યાત્રા વિષે તેમણે લખ્યુ હતુ

('O Lord' When will the ignorance of Indian people be removed? the little children are going on a pilgrimage, as they have a vow to Vaijnath, foolish people do not know that God is everywhere' ×

એ પ્રમાણે બાધા આખડીઓ વિરૂદ્ધ તેઓ ખેદપૂર્વક લખે છે —

તા ૧ લી જુન ૧૮૬૦

' અહીં (ખેડામા) દુષ્ટરોગ (cholera) થોડો થોડો છે મૂર્ખલોકો ઔષધ નહિ કરતા માતાની બાધા રાખે છે, પાવડીને ઠેકાણે ફાળીયુ બાંધે

---

* જુઓ બુદ્ધિપ્રકાશ સન ૧૮૭૬ પૃ ૧૨૮

× ભોળાનાથ ચરિત્ર પૃ ૯૩

છે અને કટનાક હાથે ચુડી પહેરે છે, અફસોસ છે કે અજ્ઞાન લોકો વહેમથી ફેગન થાય છે ને કરવાના ઉપાય કરતા નથી "† પણ પચગવ્ય વિષે તેમણે જે ટકક ટીકા કરી છે તે જેટલી વાસ્તવિક તેટલી એમના નવા સુધરેના વિચારનું પ્રતિબિંબ પાડનારી છે એમ કહેવુ પડશે તે નોંધ નીચે પ્રમાણે છે —

" ૨૮ ઓગસ્ટ ૧૮૬૩

શ્રાવણી આજ અમદાવાદમા કરી. જનોઈ બદલ્યુ શરીર શુદ્ધિને અર્થે ગોમૂત્ર તથા ગોમય (ગાયનુ છાણ) નાખીને પચગવ્ય પીવાની જુની જગલી રીત છે, આ કુત્સિત પદાર્થ ખાવો એવુ આગત કાળના મહાન બુદ્ધિમાન લાકોની નજરમા યોગ્ય જણાતુ નથી. મારી બુદ્ધિમા પણ મુત્રાદિક પદાર્થ ભક્ષણ કરવો એ કેવળ મૂર્ખ અજ્ઞાનીની રીત છે માટે એ પચગવ્યનો મે સ્વીકાર કીધો નથી અણસમજવાળા તથા કેવળ ધર્માંધ લોકો એ પદાર્થને બહુ માન આપી શરીરશુદ્ધયર્થે પશુમૂત્ર તથા વિષ્ટા ખાય છે તે જોઇને હસવુ આવે છે, દયા આવવા જેવુ છે કે લોકો બીચારા ક્યારે સમજશે "*

આપણામા જેટલા ઉપાસ્ય દેવદેવીઓ તેટલા સપ્રદાયો હોય છે, અને તે એક બીજા પ્રત્યે તિરસ્કાર અને દ્વેશ ધરાવતા, માહોમાહે લડતા અને ઝઘડતા, તેમ તેમની દૃષ્ટિ સકુચિત અને એકપક્ષી જણાશે। એ પરિસ્થિતિમા આપણને જોઇને આનદ થાય છે કે ભોળાનાથના ધાર્મિક વિચાર ઉદાત્ત અને સહિષ્ણુતાભર્યા, સાર્વત્રિક બધુત્વવાળા અને પ્રગતિમાન હતા જુઓ ધર્મ વિષે તેઓ શુ લખે છે ×

" ઈશ્વર આપણો કર્તા છે, તે સર્વ ઠેકાણે વ્યાપક છે તેનો ભય રાખવો નિરતર સદગુણે ચાલવુ કોઇને પીડા કરવી નહિં, શક્તિ પ્રમાણે લોકોને ઉપકાર કરવો ઇશ્વરની ભક્તિ કરવી તે તેના ઉપર લક્ષ રહે એવી કરવી બહારની ક્રિયા ઇશ્વરને કબૂલ નથી, મનુષ્યનુ દિલ કેવુ છે તે ઈશ્વર જુવે છે "

મૂળે તે નાગરી નાતના એટલે સસ્કારી તેમ સુશિક્ષિત હતા, તેમ સારી સોબતનો લાભ મળ્યો, તેમ પ્રવાસે જતા નવા નવા અનુભવ અને

† ભોળાનાથ ચરિત્ર પૃ ૯૭
* ભોળાનાથ સારાભાઇનુ જીવન ચરિત્ર પૃ ૧૦૭
× ભોળાનાથ સારાભાઈનુ જીવન ચરિત્ર પૃ ૯૬



ભોળાનાથ સારાભાઈ

જ્ઞાન પ્રાપ્ત થતા તેમનો માનસિક વિકાસ ખૂબ ખિલ્યો હતો રા. બા રણછોડલાલની સાથે અમદાવાદ ધર્મસભા કાઢવામા તેઓ મુખ્ય સાથી હતા, અને એજ મિત્ર તરફથી બ્લેરના ધાર્મિક પ્રવચનોનુ પુસ્તક ભેટ મળતા તેમના ધર્મ વિચારમા અજબ પરિવર્તન થવા પામ્યુ હતુ, અને તેના થોડાક

ન્વર્ષો અગાઉથી બ્રાહ્મ સમાજનું સાહિત્ય તેમના વાંચવામાં આવતું તે તેને પુષ્ટિકારક નિવડ્યું હતું.

તે વિચારની ઉત્ક્રાંતિ ક્રમસર કેમ થતી ચાલી તેનું નિરુપણ બારીકાઇથી શ્રીયુત કૃષ્ણરાવે કરેલું છે, તે જોવાથી સમકાલીન પરિસ્થિતિનો તેમ ભોળાનાથની પ્રવૃત્તિનો સ્પષ્ટ રીતે ખ્યાલ આવી જશેઃ—

"ભોળાનાથના વિચાર–ધાર્મિક તથા સાંસારિક સન ૧૮૫૮–૫૯ ની સાલથી બદલાવા માંડ્યા એમ અનુમાન થઈ શકે છે.। હાલ કેટલાક યુવકોની દુર્દશા થાય છે કે જૂના વ્હેમી આચાર ઉપરથી શ્રદ્ધા જાય છે અને નવું સારૂં કાંઇ તેને સ્થળે આવતું નથી. એ રીતે અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ ન થતાં ભોળાનાથના હૃદયમાંથી જૂના વિચાર જવાની સાથે નવા સદ્‌વિચાર તેની જગાએ પ્રવિષ્ટ થયા. તે સમયે જેટલે દરજ્જે એમના વિચાર સુધર્યા હતા તેના પરિણામમાં અમદાવાદમાં ધર્મસભા નામની મંડળી ૧૮૫૮–૫૯ માં એમણે સ્થાપન કરી. તેના એ તથા રા. રણછોડલાલ છોટાલાલ અગ્રેસર હતા. તે વખત વિચાર બહુ સુધર્યા નહોતા તેથી ત્યાં બ્રાહ્મણ પાસે કાંઇ વંચાવવું તથા વેદની શાળા કાઢવી વગેરે આચાર વિચાર થતા. ત્યાં પ્રથમ તો ઇશ્વરભક્તિ થતી નહિં. પરંતુ પાછળથી ભજન વાંચવા માંડયાં અને તેને લીધે સને ૧૮૭૦ ના મે માસમાં એનું નામ ભક્તિ સભા પાડ્યું. કેટલાંક કારણથી એ સભાનું કામ મંદ થઇને પડી ભાગ્યા જેવું થયું હતુ, તે ૧૮૭૦ ના જૂન મહિનામાં એનું પુનરુજ્જીવન ભોળાનાથે કર્યું. ધર્મસભા તરફથી કેટલાંક નવાં તથા જૂનાં પદનો સંગ્રહ થઈ પ્રકટ કરવામાં આવ્યો હતો; તે શિવાય બીજું કાંઈ જનસમાજને હિતકર કાર્ય એ સભાએ કર્યું હોય એમ જણાતું નથી. એ સભાનું મહત્વ પણ લોકોમાં અથવા બીજી કોઈ પણ રીતે મનાયુ નહોતું. તો પણ એ સભા વિશે આ સ્થળે લખવાનું કારણ માત્ર એજ છે કે।સભાની સ્થાપના થઈ ત્યારથી ભોળાનાથના વિચારનું પરિવર્તન થયુ ગણાય છે. એમની વ્હેમી અવસ્થા અને સંસ્કારયુક્ત દશા બંને તે સમયથી જુદી થઈ શકે છે. તેમજ હાલ આટલી ઉન્નતદશામાં આવેલી પ્રાર્થના સમાજનું મૂળ તથા અગ્રગામી સ્વરૂપ–એ ધર્મ સભા હતી.। હિન્દુ સભાની ધાર્મિક દશા અસ્તવ્યસ્ત થઈ ગઈ છે એમ ભોળાનાથના મનમાં ઘણાં વર્ષથી આવેલું હતું. × × × × × × × અમદાવાદની ધર્મ સભાનું કામ છેક ૧૮૭૦ સુધી સારૂં ચાલ્યું. ભોળાનાથ દર રવિવારે ત્યાં

(૪) કોઈની મધ્યસ્થી વિના કેવળ ઈશ્વરનીજ શુદ્ધ ભક્તિથી. મારો મોક્ષ થશે એમ હું માનીશ.

(૫) પ્રતિવર્ષ સમાજમાં કોઈ યથાશક્તિ દ્રવ્યની સહાયતા આપીશ.

" આ કામ અવસરનું હતું તે આજ થયું. હજુ નૈમિત્તિક પ્રસંગે મૂર્તિપૂજા કરવી પડે છે; ન્યાતનાં બંધનો છે ત્યાં સુધી તેવી પ્રતિજ્ઞા લેવાને ઘણા માણસો તૈયાર નથી; મનથી એ કામ નાપસંદ કરનારા તો ઘણા છે પણ જાહેર હિંમત ચલાવવાને તેમની હિંમત નથી; ઈશ્વર કૃપા હશે તો તે દિવસ પણ આવશે અને એની સાચી ભક્તિ કરવાનો વધારે ફેલાવો થશે. "*

હિન્દુ ધર્મ સંસ્થાઓ તે કાળે અધમ દશાને પામી હતી અને ધર્માચાર્યો અને પુરોહિત-વર્ગ પ્રજાની અજ્ઞાનતાનો લાભ લઈ, તેમના વહેમોને પોષી, પોતાનો નીચ સ્વાર્થ સાધતા હતા; એ શરમભરી અને દુઃખદ સ્થિતિમાંથી હિન્દુ સમાજને ઉચ્ચ આણવામાં અને ધર્મના શુદ્ધ અને સાચા માર્ગે લઇ જવામાં બ્રાહ્મસમાજ અને પ્રાર્થના સમાજનો ફાળો જેમ મ્હોટો તેમ કિમતી છે. તેણે મૂર્તિપૂજાનો નિષેધ કર્યો, તેની સાથે એકેશ્વરવાદનો બોધ આપ્યો, એટલુંજ નહિ પણ ભ્રાતૃભાવ કેળવી, વિશ્વપ્રેમ આચરવા જે ઉપદેશ કર્યો છે, તે આપણને એક અમૂલ્ય વારસો મળેલો છે એમ કહેવું જોઈએ. તેના સિદ્ધાંતમાં અને તેની પ્રણાલિકામાં ખ્રિસ્તિ ધર્મની છાયા પડેલી છે, એ જો કે ખરૂં છે, તોપણ મનુષ્ય સેવા કરવાનો સુંદર પાઠ આપણે તે દ્વારા શિખ્યા છીએ એ ન્હાનોસુનો લાભ નથી; અને તે પાડે આપણે એ સંસ્થાના સદા ઋણીજ રહીશું.

બ્રાહ્મસમાજ ખ્રિસ્તિ ધર્મના એકેશ્વરવાદ પંથને ( Unitarian Church ) બહુધા અનુસરે છે, અને પ્રાર્થના સમાજ, નાતજાતના ભેદ ત્યાગ વિના બ્રાહ્મસમાજની અનુકૃતિ છે અને તે પરોક્ષ રીતે ખ્રિસ્તિ ધર્મનો પ્રચાર કરે છે, એવી ભ્રમજનક માન્યતા જનસમૂહમાં પ્રસરેલી હતી. એટલુંજ નહિ પણ તે અનેક સંપ્રદાયોની પેઠે એક નવો સંપ્રદાય થવા પામ્યો હતો. લોકોના ધાર્મિક આચારવિચાર, વિધિ અને પૂજા, ઈશ્વર પ્રત્યેના પ્રેમથી પ્રેરિત નહિ; પણ અંધ શ્રદ્ધા, વહેમ અને અજ્ઞાનથી પામી, ધર્મના શુદ્ધ અને સાત્વિક સ્વરૂપને ભૂલી, દંભ અને બરને ધારણ કરી, આચરવામાં આવતાં ધર્મને નામે અનેક ઢોંગ

* ભોળાનાથ સારાભાઈનું જીવન ચરિત્ર પૃ. ૧૨૪.

અને ખોટા ક્રૂલો થઇ, અને આ સઘળુ યન્ત્રવત્ બનતુ અને તેનો પાયો વિવેક ઉપર નહિ પણ વહેમ અને ભય પર બધાયો હતો / મી ઝુટશીએ તે સ્થિતિ વર્ણવતા બરોબર કહ્યુ છે, કે,

"The 'mechanicalisation' of religion was complete and the Hindu Social polity, based on the apotheosis of blood and sex, had become stereotyped, I had almost said petrified, in the course of ages And the worst of it was that the people did not care, they seemed happy in their innert thrall like

The linnet born within the cage
That never knew the summer woods *

/ લોકોનુ એ ધાર્મિક જીવન ભયકર અને અસહ્ય જણાઇને પ્રજ્ઞાચક્ષુ વિરજાનદ સ્વામીએ તેમના પ્રતાપી શિષ્ય દયાનદ સરસ્વતી પાસે ગુરુ દક્ષિણામા એવી માગણી કરી હતી કે,

"વત્સ, આજે આપણી પવિત્ર આર્યભૂમિમા દીન તથા હીન આર્ય સતાનો અનેક પ્રકારના દુખો તથા સકટોને ભોગવી રહ્યા છે મારી તને એજ આજ્ઞા છે કે તુ જા અને એ આર્ય સતાનોના ઉદ્ધાર કાર્યને અવિશ્રાત ભાવથી આરભી દે આધુનિક હિન્દુ સમાજમા જે કેટલીક કુરીતિઓ તથા કુરૂઢિઓ ધર્મ તરીકે પ્રવેશી ગઈ છે તે સર્વ કુરીતિઓ તથા કુરૂઢિઓને કાઢી નાખીને આર્ય જાતીની દુર્દશાનુ દનન કરી દે આપણા પ્રાચીન ઋષિઓની ધર્મશૈલીના પ્રચાર દ્વારા આર્ય સતાનોની ચિત્તવૃત્તિને આર્ય ગ્રંથોના પઠનપાઠનમા એકાગ્ર કરી દે અને આર્ય માનવ સમાજને અનેકેશ્વરવાદના બધનની બાધાથી મુક્ત કરીને એક્જ સર્વ વ્યાપક તથા સર્વ શક્તિમાન ઇશ્વરનો અનન્ય ભક્ત બનાવી દે / તારા હસ્તથી આ કાર્યની જે સિદ્ધિ થશે, તે / મારી ગુરુદક્ષિણા છે' +

* Gleanings by Zutshi page 69
+ આર્યજ્યોતિ—અકવાડિક પુ ૨૪ તા ૨૬-૪-૧૯૩૬.



## સ્વામી શ્રી દયાનંદ સરસ્વતી

સદરહુ શિષ્ય તે બીજુ કોઈ નહિ પણ કાઠિયાવાડમા મોરબી પાસે ટંકારા ગામના વતની, ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ મૂળશંકર હતા સન ૧૮૨૪મા દયારામનો જન્મ થયો હતો અને તેમના પિતા ગામમા જમીનદાર હતા અને લહેણદેણનો વ્યવહાર કરતા પ્રતિષ્ઠિત અને સુખી ગૃહસ્થોમા તેમની ગણના થતી હતી બાળક મૂળશંકરને એક દ્વિજને ઉચિત વિદ્યા અને ધર્મના સંસ્કાર શરૂઆતથી આપવાનો પ્રયાસ થયો હતો યજુર્વેદ સંહિતાનો પ્રારંભ કરાવી, રૂદ્રી ગોખાવી હતી, તે ભેગુ પ્રદોષાદિ વ્રતોનુ પાલન કરાવી, પુત્રને મૃતિકાનુ શિવલિંગ બનાવી તેની પૂજા કરવાનો આદેશ પણ અપાયો હતો × એ મનોવૃત્તિવાળા પિતાના મૂળશંકર પાસે શિવરાત્રિનું મહાવ્રત ફરજીઆત કરાવે તે સ્વાભાવિક છે, અને બન્યુ પણ તેમજ મહાશિવરાત્રિ આવતા તેમણે, એવી આજ્ઞા

× જુઓ દયાનંદ ચરિત્ર, રતનસિંહ પરમાર લિખિત

કરી હતી, કે "તારે આખી રાત જાગરણ કરવું પડશે અને જો જાગરણ નહિ કરશે તો વ્રતનું માહાત્મ્ય નષ્ટ થશે; સાથે સાથે તેજ સાંજે પુત્રને પૂજાપાઠનો વિધિ પણ શિખવવામાં આવ્યો હતો. તે પછીનો વૃત્તાંત ચરિત્ર લેખકના શબ્દોમાં આપીશું:—

"રાત્રિના પહેલા પહોરની પૂજા સમાપ્ત થઇ અને બીજા પહોરની પૂજા પણ લોકોએ જેમ તેમ કરી. પરન્તુ અર્ધરાત્રિ થતાં લોકો ઉંઘવા લાગ્યા અને એક પછી એક સર્વ જણ સૂઈ ગયા. સ્વામીજીના પિતાને સર્વથી પહેલી ઉંઘ આવી ગઈ, અને તેમને સુતેલા જોઇને મંદિરના પૂજારીઓ પણ બહાર જઈને સૂઈ ગયા; પરન્તુ રખેને વ્રતનું ફળ નષ્ટ ન થઈ જાય એવી ભીતિથી સ્વામીજી તો પોતાની આંખોમાં પાણી છાંટી છાંટીને જાગતા રહ્યા. જ્યારે ઘણી રાત વ્યતિત થઈ ગઈ અને મંદિરમાં સંપૂર્ણ નિઃશબ્દતા પ્રસરી રહી ત્યારે બિલીપત્રના ઢગલામાંથી એક ઉંદર નીકળીને શિવલિંગની આસપાસ ફરવા લાગ્યો અને તેના પર ચઢીને તે પર ચઢાવેલી સામગ્રી ખાવા લાગ્યો. આ સમયે સ્વામીજી જાગૃત દશામાં હતા અને મૌન્ય ધારણ કરી સર્વ તમાશો જોઈ રહ્યા હતા. આ ઘટના જોઈ અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પો તેમના મનમાં ઉઠવા લાગ્યા. બાળક દયાનંદના મનમાં પ્રશ્ન ઉપસ્થિત થયો કે જે મહાદેવનું વર્ણન કરવામાં આવે છે તે આજ છે? જે એક મનુષ્યના જેવો દેવ છે, જે હાલે છે, ચાલે છે, ખાય છે, પીએ છે, ત્રિશૂળ ધારણ કરે છે, ડમરૂ વગાડે છે, નદી પર સ્વારી કરે છે, અને કોઇને વર તો કોઇને શાપ આપે છે, જેને કૈલાસ પર્વતનો સ્વામી જણાવવામાં આવે છે, તે શું આજ મહાદેવ છે? અરે! આ મૂર્તિ તો યત્કિંચિત્ ઉંદરડાને હરાવવાની શક્તિ પણ ધરાવતી નથી?"........આ વિચારો બાળક દયાનંદ દીર્ઘકાળ પર્યંત રોકી શકયા નહિ અને તેથી તેમણે પિતાને ઉઠાડી, કુતુહળતાપૂર્વક પૂછ્યુ, કે, "જે મહાદેવનું વર્ણન મેં કથામાં સાંભળ્યું હતું તેજ મહાદેવ આ મંદિરમાં વિરાજમાન છે? કૃપા કરી મને સત્ય વાત કહી મારી શંકાનુ નિવારણુ કરો." સ્વામીજીના પિતા આ પ્રશ્ન સાંભળી ચકિત અને ક્રોધીત થયા અને તેમણે લાલ આંખ કરીને કહ્યું કે "તું આ પ્રશ્ન શા માટે પૂછે છે? સ્વામીજીએ ઉત્તર આપ્યો કે "આ પાષાણના મહાદેવ ઉપર ઉંદર દોડે છે અને તેને ભ્રષ્ટ કરી નાખે છે. જે મહાદેવનું વર્ણન મેં કથામાં સાંભળ્યુ છે તે તો ચેતન છે, તો પછી તે પોતાની ઉપર ઉંદરને ચઢવાજ કેમ દે? આ મહાદેવ તો માથું પણ

હલાવતો નથી અને પોતાનું સંરક્ષણ પણ કરી શકતો નથી." આના ઉત્તરમાં સ્વામીજીના પિતાએ કહ્યું કે "કૈલાસ પર્વત પર જે મહાદેવ રહે છે તેમનું આવાહન કરીને અહીંઆં તેમની પૂજા કરવામાં આવે છે, કારણ કે આ કળિકાળમાં તેમનાં દર્શન થતાં નથી, અને એટલા માટે પાષાણુ આદિની મૂર્તિ બનાવી તેમાં મહાદેવની ભાવના કરી તેનું પૂજન કરવામાં આવે છે. તને શંકા કરવાની બહુ ટેવ પડી ગઈ છે." આમ કહીને સ્વામીજીના પિતાએ તેમને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પરન્તુ આવી વાતોથી સ્વામીજી શાંત થઈ શકે એમ નહોતું. તેમના મન પર તો તે સમયથી એવીજ દઢ છાપ પડી ગઈ કે મૂર્તિપૂજા સત્ય નથી. અને તેમણે એવો દઢ નિશ્ચય કરી લીધો કે જ્યાં સુધી હું મહાદેવને પ્રત્યક્ષ જોઈશ નહિ ત્યાં સુધી તેની પૂજા કરીશ નહિ. ત્યાર પછી અલ્પ સમયમાં ક્ષુધા અને પરિશ્રમથી સંતપ્ત થઈ પિતા પાસે ઘેર જવાની આજ્ઞા માગી. તેમના પિતાએ તેમને ઘેર જવાની આજ્ઞા આપી કહ્યું કે "સિપાઈને તારી સાથે લઈ જા, પરંતુ ભોજન કદિ પણ કરીશ નહિ." સ્વામીજીએ ઘેર જઈ પોતાની માતાને કહ્યું કે "મને ઘણી ભૂખ લાગી છે." તેણે તેમને થોડીક મીઠાઈ ખાવાને આપી અને કહ્યું કે "મેં તો તમને પ્રથમથી જ કહ્યું હતું કે તારાથી વ્રત પાળી શકાશે નહિ તેં નાહક વ્રત કરવાનો આગ્રહ કર્યો હતો. ખેર, હવે જે થયું તે થયું. આ મિઠાઈ ખાઈ લે અને હવે પાછો તારા પિતાની સાથે જઈશ નહિ." સ્વામીજી મિઠાઈ ખાઈને એક વાગ્યા પશ્ચાત્ સુઈ ગયા અને બીજે દિવસે આઠ વાગ્યે ઉઠયા. જ્યારે તેમના પિતા પ્રાતઃકાળમાં ઘેર આવ્યા અને તેમની મીઠાઈ ખાધાની વાત સાંભળી ત્યારે તેઓ અત્યંત ક્રુદ્ધ થયા. પરંતુ સ્વામીજીએ તો તેમને સ્પષ્ટ કહી દીધું કે "જે મહાદેવનું વર્ણન મેં કથામાં સાંભળ્યું છે તે મહાદેવ મંદિરમાં નથી, તેથી હું તેમની પૂજા કરીશ નહિ." અને તેમણે પોતાના કાકાને પણ કહ્યું કે "પઠનપાઠનાદિને લીધે મારાથી વ્રતપૂજનાદિ થઈ શકતાં નથી." આથી તેમના કાકા તથા તેમની માતાએ તેમના પિતાને એ સંબંધમાં વિશેષ આગ્રહ કરતાં અટકાવ્યા. તેમણે પણ શાંત થઈ કહ્યું કે "ઠીક, ભણુવા દો ત્યારે." આ પ્રમાણે વ્યર્થ કાર્યથી બચી સ્વામીજી એકાગ્ર ચિત્તે વિદ્યાધ્યયન કરવા લાગ્યા અને તેમણે એક પંડિતની પાસે નિઘંટુ, નિરુક્ત, પૂર્વ મીમાંસા તથા કર્મકાંડ સંબંધી પુસ્તકોનો અભ્યાસ કર્યો.×

× સ્વામિ દયાનંદનું જીવનચરિત્ર પૃ. ૩-૪.

પ્રસ્તુત બનાવ બન્યા પછી થોડાજ સમયમાં મૂળશંકરની ન્હાની બ્હેનનું મૃત્યુ થયું, તેથી તેમના ચિત્તને ભારે ક્ષોભ થયો અને તેમને વિચાર ઉદ્‌ભવ્યો, કે "મારે પોતે પણ એક દિવસ આ પ્રકારે જવાનું છે. તે સમયના દુઃખમાંથી બચવાનો ઉપાય શું છે? આ પ્રકારે મુક્તિના સાધનની ખોજમાં તેમનું મસ્તક ફરી ગયું અને રાત્રિદિવસ એજ ચિંતામાં વ્યતિત થવા લાગ્યા." અને તે વિષે પૂછપરછ કરતાં તેમને યોગાભ્યાસનો માર્ગ બતાવવામાં આવ્યો હતો. આ વ્યથાભરી મનોદશામાંથી બીજે માર્ગે તેમનું મન ફેરવવા માતાપિતાએ કાંઈ કાંઈ પ્રયોગ કરી જોયા, અને તેમનો વિવાહ કરી દેવાનો નિશ્ચય કર્યો, જેથી સંસારમાં પડતાં, વૈરાગ્ય ભાવ શમી જાય, પણ એ બાળકનું મન પારાની જેમ ચંચળ વૃત્તિવાળું નહોતું કે તેનો નિશ્ચય ડગે. તેમણે તો લગ્ન કરવાની સ્પષ્ટ ના પાડી એટલુંજ નહિ પણ તે જાળમાં જકડાઈ ન જવાય, તેની સલામતી ખાતર અને ઈચ્છિત ધ્યેયની પ્રાપ્તિ માટે, ઘરનો અને માતા પિતાનો ત્યાગ કર્યો તે બહાર ભ્રમણે નિકળી પડ્યા. એમના એ ભ્રમણનો વૃત્તાંત અદ્‌ભુત છે તેમના વિતમેની કથા વિચારવા જેવી છે. પણ લંબાણ ભયે તે ભાગ મૂકી દઈ, ટુંકાણમાં એટલું જ કહીશું કે ફરતા ફરતા તે મથુરામાં વિરજાનંદ સાધુના ચરણે જઈ બેઠા હતા. અહિં અઢી વર્ષ તેમની પાસે નિવાસ કરી સ્વામી દયાનંદે અષ્ટાધ્યાયી, મહાભાષ્ય, વેદાંત સુત્ર વગેરે હિન્દુ ધર્મના પ્રમાણભૂત ગ્રંથોનું અધ્યયન કર્યું, અને છેવટે ગુરૂ પાસેથી રજા માગતાં, વિરજાનંદે, ગુરૂદક્ષિણામાં જે માગવા ઇચ્છયું હતું, તેનો ઉલ્લેખ ઉપર થઈ ગયો છે.

ગુરૂ આજ્ઞાનું પાલન કરવા સ્વામી દયાનંદે હિન્દુધર્મ સુધારણાનો ઝુંડો ફરકાવ્યો. પ્રવાસમાં જે તે સ્થળે ઉપદેશ આપતાં મૂર્તિપૂજાનું ખંડન કરતા અને પુરાણો સ્મૃતિઓ વિગેરેને ભ્રામક જણાવી, માત્ર વેદને સર્વોપરી ઠરાવતા, એટલુંજ નહિ પણ તે ઈશ્વર પ્રણિત છે એવો આગ્રહ તેઓ રાખતા હતા. વૈદિક સંસ્કૃતિ તરફ પાછા વળો, એજ એમના ઉપદેશની ઘોષણા હતી, તેમ જીવનમાં બ્રહ્મચર્યને આવશ્યક માન્યું હતું. આજે વેદાભ્યાસ જોઈએ તેવો થતો નથી તો તે કાળે તેના નામ સિવાય ભાગ્યે વેદ વિષે બહુ થોડાકને ખાસ માહિતી કે જ્ઞાન મળવે. હિન્દુ સમાજનું વેદ પ્રતિ ધ્યાન ખેંચી, તેનો અભ્યાસ અને અધ્યયન કરવા કોઈએ ભાર મૂક્યો હોય તો તે સ્વામી દયાનંદ સરસ્વતી જ હતા, અને આર્યસમાજ સ્થાપ્યાનો પાયો

વેદ ઉપર રચાયો છે, અને એ ઇશ્વર પ્રણિત વેદનુ જ્ઞાન જાત, વર્ણ કે રંગના ભેદ વિના, સૌને સુલભ કરવા એમણે લોક ભાષા હિન્દીનો ખાસ ઉપયોગ કર્યો હતો, તે તેમના કાર્યની વિશેષ મહત્તા હતી ×

સ્થાપિત અને મજબુત બનેલા પ્રપચી બળોની સામે સ્વામીને લડત કરવાની હતી. પણ જ્યા ત્યા સભાઓમા તેમ શાસ્ત્રાર્થના પ્રસગે તેમની વિદ્વત્તા અને વક્તૃત્વની ઉડી અમર જાણી, અને તેમના પ્રતાપી વ્યક્તિત્વનો પ્રભાવ પડી તેમને પુષ્કળ માન મળતુ હતુ, અને તે વિરોધ કરતા થિયોસોફીના સસ્થાપક મેડમ બ્લેવેટ્સ્કીએ લખ્યુ હતુ, કે,

"It is perfectly certain that India never saw a more learned Sanskrit scholar, a deeper metaphysician, a more wonderful orator and a more fearless denunciator of any evil, than Dayanada since the time of Shankaracharya "*

એ અજબ આકર્ષણ અને પ્રતિભાભરી બુદ્ધિ શક્તિથી પ્રસન્ન થઈને, એમના આશયમા તેમ ઉપદેશમા એમના ભાળાને, બ્રાહ્મ સમાજ, પ્રાર્થના સમાજ અને થિયોસોફીએ એ હિલચાલમા ભળી જવા ઇચ્છયુ હતુ પણ વેદ ઇશ્વર પ્રણિત છે એ દયાનદનો સિદ્ધાન્ત, બ્રાહ્મ સમાજ અને પ્રાર્થના સમાજને ગ્રાહ્ય નહોતો અને એ મતભેદ ઉપરથી જોડાણ થઈ શક્યુ નહોતુ થીઓસોફીએ તો આરભમા તેની સાથે મળીને કામ કરવાનો ઉપક્રમ યોજ્યો હતો અને તદનુસાર તેના સભ્યોને આપવામા આવેલા સર્ટિફિકેટ થીઓસોફી અને આર્ય સમાજના સયુક્ત નામે અપાયલા, પણ પછીથી તેઓ જુદા પડી ગયા હતા, અને તેની વિગતો જાણવા ઇચ્છતા હોય તે વાચકોને અમે તાજેતરમા બહાર પડેલ મા જે પત્ર વ્યવહાર પ્રસિદ્ધ થયો છે તે જોવાની ભલામણ કરીશુ

તારીખ ૧૦ મી એપ્રિલ ૧૮૭૫ ના રોજ મુબાઈમા સ્વામીજીએ આર્ય સમાજની સ્થાપના પ્રથમ કરી હતી તે સસ્થાના મુખ્ય દશ નિયમો નીચે પ્રમાણે છે —

"(૧) સર્વ સત્ય વિદ્યા અને વિદ્યાથી જાણવામા આવતા સર્વ પદાર્થોનુ આદિ મૂળ પરમેશ્વર છે

---

× ધી આર્યસમાજ, લજપતરાય લિખિત પૃ ૭૪

* " " " પૃ ૬૧

(૨) ઇશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર, સર્વ શક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકારી, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વ વ્યાપક, સર્વાન્તર્યામિ, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર, અને સૃષ્ટિકર્તા છે અને તેની જ ઉપાસના કરવી યોગ્ય છે

(૩) વેદ સર્વ સત્ય વિદ્યાઓનુ પુસ્તક છે અને તે વાચવુ, અને સાભળવુ એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે

(૪) સત્ય ગ્રહણ કરવાને તથા અસત્યનો ત્યાગ કરવાને સદાસર્વદા તત્પર રહેવુ જોઈએ

(૫) સર્વ કર્મો ધર્માનુસર અર્થાત્ સત્યાસત્યનો નિર્ણય કરીને કરવા જોઈએ

(૬) સસારનુ હિત કરવુ એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે અર્થાત્ લોકોની શારીરિક, આત્મિક તથા સામાજિક ઉન્નતિ કરવી એ આ સમાજનો પ્રધાન હેતુ છે

(૭) સર્વની સાથે પ્રીતિપૂર્વક અને ધર્માનુસાર યથાયોગ્ય વર્તન કરવુ જોઈએ

(૮) અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઈએ

(૯) મનુષ્ય માત્રે પોતાની ઉન્નતિથી જ સતુષ્ટ જ ન રહેવુ જોઈએ. પરન્તુ સર્વની ઉન્નતિમા પોતાની ઉન્નતિ માનવી જોઈએ

(૧૦) સર્વ મનુષ્યોએ વિરોધનો સપૂર્ણત ત્યાગ કરી સામાજિક સર્વ હિતકારી નિયમો પાળવામા પરતત્ર રહેવુ જોઈએ, અને પોતાના હિતકારી નિયમો પાળવામા સર્વ સ્વતત્ર છે

મહર્ષિ દયાનંદ સરસ્વતીએ એમના ધાર્મિક સુધારાનુ કામ ઉપાડી લઈને સતોષ માન્યો નહોતો, પણ તેની સાથે હિંદુઓનુ સગઠન કરી તેમની કેળવણી માટે પ્રાચીન ગુરૂકુળના જેવી સસ્થાઓ સ્થાપી અત્યજોદ્ધાર અને શુદ્ધીકરણનુ કામ આરભી, દેશમા નવીન ચૈતન્ય આણ્યુ હતુ, અને તે પ્રવૃત્તિઓ પ્રાણવત અને લોકોપકારી નિવડી છે, એની તેનો કટ્ટો વિરોધી પણ ના પાડી શકશે નહી✶ નવો ચીલો પાડી કામ કરવા જતા

* સ્વામી દયાનંદનુ જીવન ચરિત્ર પૃ ૧૨૬-૨૯

✶ To-day it is by far the most powerful indigenous reforming movement in the north of India C F Andrews in the 'Indian Renaissance page 122

સ્વામીજીને અનેક વિરોધી બળો સામે ઝઝુમવું પડયું હતું; અને તેમાં એકલા સનાતની હિન્દુઓજ નહિ પણ ખ્રિસ્તી અને મુસલમાનો વગેરેનો સમાવેશ થતો હતો, અને તેની સામે આર્યસમાજની પ્રવૃત્તિ અસરકારક નિવડે એ હેતુથી એમની કાર્યનીતિ નરમાશ અને સમજુતિભરી નહિ પણ લડાયક પ્રકારની અને જુસ્સાવાળી હતી, તેથી પ્રતિપક્ષ પર પ્રબળ છાપ પડે અને તેનો પ્રભાવ દાખવે, અને એ રીતિનીતિના સમર્થનમાં એમ કહેવામા આવતું કે હિન્દુ માનસ નિષ્ક્રિય થઈ પડયુ હતુ, તેને જાગ્રત અને ગતિમાન કરવાનો એજ સરસ માર્ગ હતો, તેથી તેની નબળાઈ દૂર થઇને તેનામા શક્તિ આવે, એટલુજ નહિ પણ તે એકલા સરક્ષણ અર્થે નહિ પણ હુમલો લઈ જતા લશ્કરની પેઠે જયનાદથી ગાજી ઉઠે*

//સ્વામીજીનુ સંસ્કૃત જ્ઞાન સારૂ હતુ, પણ વેદના મંત્રોના જે અર્થો તેમણે કર્યા હતા તે સર્વમાન્ય થયા નથી, અને તે વિષે મ્હોટો મતભેદ પ્રવર્તે છે, તેમ વેદમા આધુનિક વિજ્ઞાનની શોધોનું દર્શન કરવાનો પ્રયાસ પણ હાસ્યસ્પદ નિવડયો છે, સિવાય ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કરવા એમણે તજવીજ કરી હતી, પણ અંગ્રેજી જ્ઞાનના અભાવે તેમને એમા યશ મળ્યો નથી, એમ પણ કહેવુ જોઈએ તોપણ હિંદુ સમાજમા દયાનંદે નવીન જોમ અને જુસ્સો આપ્યો હતો અને હિન્દુ જાતિનો ઉત્કર્ષ સાધવા ભગિરથ પ્રયત્ન સફળતાપૂર્વક કરેલો છે એમ પ્રતિપક્ષી પણ સ્વીકારશે,/ ખરે, દીનબંધુ મી સી એફ એન્ડ્રુઝે સ્વામીને જે અંજલી આપી છે તે એટલી લાગણીભરી તેટલીજ સાચી છે. તે લખે છે —

"For Dayanada's personality and character there may well be almost unqualified admiration. He was a puritan to the backbone, and lived up to his creed He was a fighter strong, virile, independent, and if somewhat imperious in behaviour

His courage in facing his own countryman through years of contumely and persecution was

* "He wanted the Hindu mind to turn from passiveness to activity, to exchange the standard of weakness for the standard of strength, "in place of a steadily yielding defence" to take "the ringing cheer of the invading host '

The Arya Samaj page 252.

nothing less than heroic. He was a passionate lover of truth."*

વૈદિક ધર્મના પુનરુદ્ધાર અર્થે આ આર્યસમાજની સ્થાપના થઈ હતી પણ તેનાં મૂર્તિપૂજા ખંડન અને જાતિભેદ ઉચ્છેદનાં પ્રચાર કાર્યથી સનાતની હિન્દુઓમાં ખળભળાટ પેદા થયો હતો અને તેઓ તેના વિરોધી બન્યા હતા; નવી ધર્મ સુધારક સંસ્થાઓ બ્રાહ્મસમાજ અને પ્રાર્થના સમાજને તેના ધ્યેય અને હેતુઓ માન્ય હતા, પણ આર્યસમાજ વેદને ઈશ્વર પ્રણિત જણાવી તેની સઘળી પ્રવૃત્તિમાં વેદને પ્રાધાન્ય આપતી તે વિચાર સાથે તેઓ સંમત થઈ શકતા નહોતા અને તે કારણ તેઓ સામા નહિ તોપણ તેનાથી અલગ અને છૂટા રહ્યા હતા.

ધર્મ સુધારણાના સંબંધમાં આમ છિન્નભિન્ન પ્રવૃત્તિઓ ઉદ્દભવી હતી, તોપણ નવશિક્ષિત વર્ગનો એવો એક સમુદાય હતો, જે પશ્ચિમના વિજ્ઞાનવાદ અને જડવાદથી શંકાશીલ બની, ધર્મ વિષયમાં તેમના મનની સ્થિતિ અસ્થિર થઈ પડી હતી; તેમને પ્રચલિત હિન્દુ ધર્મ પ્રતિ આકર્ષણ રહ્યું નહોતું એટલુંજ નહિ પણ તેમની તે પરથી આસ્થા સુદ્ધાંત ઉડી ગઈ હતી; બ્રાહ્મસમાજ અને પ્રાર્થના સમાજની પ્રવૃત્તિઓમાં તેમને ખ્રિસ્તિ ધર્મની ગંધ લાગતી અને આર્યસમાજ માટે માન ઉપજતું પણ તેનો લડાયક જુસ્સો અને તેની ખંડનાત્મક પદ્ધતિ તેમ વેદમાં જ જે કાંઈ જોવાની વૃત્તિ તેની પાસે ખેંચવાને બદલે તેમને દૂર ધકેલતી હતી.

આવી ડગુમગુ પરિસ્થિતિમાં હિન્દુસ્થાનમા થીઓસોફીકલ સોસાઈટીનું આગમન થયું હતું. જે વર્ષમાં આર્યસમાજે તેનો ધ્વજ ફરકાવ્યો તે સાલમાં (સન ૧૮૭૫) અમેરિકામાં તે સંસ્થા સ્થપાઈ હતી. અને થોડોક સમય વિત્યાબાદ સન ૧૮૭૮ મા તેના સંસ્થાપકો મેડમ બ્લેવાટસ્કી અને કર્નલ ઓલકોટ હિન્દમાં આવ્યા હતા. એ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ અધ્યાત્મ અને યોગવિદ્યા (occult) નો અભ્યાસ તેમ સંશોધન કરવાનો હતો; અને તેમની એ પ્રવૃત્તિ ટિબેટમાં વસતા મહાત્માઓની આજ્ઞાથી પ્રેરાઈને ઉપાડી લેવામાં આવી હતી; પ્રારંભમાં મેડમ બ્લેવાટસ્કીના ચમત્કાર પ્રયોગથી તે જોનાર સૌ આશ્ચર્યચકિત થયા હતા. મેડમ બ્લેવાટસ્કી એક રશિયન સન્નારી હતા, અને તેમની દૃઢ માન્યતા હતી કે વિશ્વના નિયમન અને શ્રેયઃ અર્થે મહાત્માઓનું

* Arya Samaj, page, 281.



મેડમ બ્લેવેટ્સ્કી

એક મંડળ વસે છે, તેમાંના એક મહાત્માની પોતે શિષ્યા છે, અને તેની આજ્ઞાથી સદરહુ કાર્ય કરવાને તે પ્રેરાયેલા હતા. થીઓસોફીકલ સોસાઈટીનો ઈતિહાસ લેખક કહે છે, કે 'એચ પી. બી' ના મૌલિક અને લિખિત શબ્દો ઉપરથી, એ સ્પષ્ટ થાય છે, કે સન ૧૮૬૭ પછીથી એ મહાત્માઓના આદેશ પ્રમાણે તેઓ કાર્ય કરતા, અને ટિબેટમાંના પોતાના ગુરૂ પાસે તાલીમ લીધા બાદ પ્રાચીન સનાતન ધર્મના સત્યોનો પાશ્ચાત્ય જગતને બોધ કરવા તેમને મોકલવામાં આવ્યા હતા. યોગની કેટલીક ક્રિયાઓ તેમને બતાવવામાં આવી હતી અને તેમને એવી સૂચના અપાઈ હતી કે, જગતમાં જાઓ, સત્યની પ્રગતિમાં લોકોને મદદ કરો* અને જે કાંઇ આપણા જાણવામાં આવ્યું છે તે ઉપરથી ખાત્રીપૂર્વક કહી શકાય કે એ સન્નારીનું જીવન ચમત્કારી, લોકોપકારી તેમજ રહસ્યમય હતું. થિઓસોફીકલ સોસાયટીની પ્રવૃત્તિની વિગતોમાં જવાનું આપણને પ્રયોજન નથી, એ મંડળીનું કાર્ય અને ઇતિહાસ સારી રીતે સુવિદિત છે, પણ તેમાંની એકજ બીના પ્રતિ ધ્યાન દોરીશું કે મૈયા એની બિસાન્ટ

* The Golden Book of the Theosophical Society page 4

થિયોસોફીકલ સોસાઈટીમા જોડાઈ, હિંદમા આવી વસ્યા બાદ, તેમની નેતૃત્વ નીચે થીઓસોફીએ અત્રે સુંદર પ્રગતિ કરી હતી અને આપણા સમાજ ઉપર તેનો જે પ્રભાવ પડ્યો છે અને જે સરસ પ્રચાર-કાર્ય તે સસ્થાએ આપણા ઉત્કર્ષ માટે કરેલુ છે તેનુ ઘણુ માન અને યશ એનિબિસાન્ટને છે. મેડમ બ્લેવેટ્સ્કીનુ વલણ મુખ્યત્વે યોગ–occult પ્રતિ હતુ અને તેમના સાથી કર્નલ ઓલ્કોટે બૌદ્ધ ધર્મના પુનરુદ્ધાર માટે સગીન કાર્ય કર્યું હતુ, પણ હિન્દુ ધર્મમા જાગૃતિ અને ચેતન આણ્યુ હોય તો તે એનિ બિસાન્ટને ભાગે જાય છે, તે પ્રચાર કાર્યમા એમને એટલુ બધુ મમત્વ બધાયુ હતુ કે તેઓ પોતને એક હિન્દુ તરીકે, જો કે જાતે ખ્રિસ્તિ અને વિદેશી હોવા છતા, ઓળખાવવાન માન સમજતા; અને સન ૧૮૯૩ મા મદ્રાસ આવી પહોચતા, આવકાર સમેલનમા પ્રથમ વ્યાખ્યાન આપતા બોલ્યા હતા, કે, ' I am outcaste, while still an outcaste, ought to sit at your feet " । પરજાતિની છુ, અને તમારા ચરણ પાસે મારે બેસવુ જોઈએ પણ વિસ્મયજનક ઘટના તો એ બની હતી કે એ આખ્ખી સ્રીના ચરણે હિન્દનો નવશિક્ષિત સમાજ એમનો ઉપદેશ સાભળવાને તુટી પડ્યો હતો, અને હિન્દુ ધર્મના એક સરક્ષક અને ગુરુ તરીકેનો તેમનો દાવો સ્વીકાર્યો હતો એમની વિદ્વતા, એમનુ વક્તૃત્વ, એમનો વાગ્પ્રવાહ અને એમનુ વર્તન એવુ ગૌરવયુક્ત, વિનયવાળુ, ઉચી કોટિનુ અને પ્રતાપી હતુ, કે જે કોઈ એમને સાભળતુ કે એમના સમાગમમા આવતુ તે એમના શિષ્ય કે પૂજારી થઈ બેસતુ, અને એમના એ વિજયનુ બીજુ કારણ એ હતુ કે એનિબિસાન્ટ હિન્દુઓની નબળાઈ, દોષ અને ખામીઓ ઉપર સીધા આક્ષેપો ન કરતા, આર્ય ધર્મ અને સસ્કૃતિની ઉજ્જ્વળ બાજુ પ્રતિ તેમનુ ધ્યાન દોરી, તે માટે માન અને પ્રેમ પેદા કરવા પ્રયત્ન કરતા, અને તેની ધારી અસર પેદા થઈ, કે સૌ કોઈ એનિબિસાન્ટની પ્રશસા કરતુ સભળાતુ હતુ પોતીકા આત્મવૃત્તાતમા એનિબિસાન્ટ હિન્દી રાષ્ટ્ર પરત્વે નોધ કરતા જણાવે છે, કે હિન્દુસ્તાનમા પહેલ પ્રથમ જુના ધર્મો–હિન્દુ, જરથોસ્તી અને બૌદ્ધનો પુનરુદ્ધાર કરી તેને મજબુત કરી, તેનો ઉત્કર્ષ કરવાનુ હતુ એ રીતે સ્વમાનની લાગણી ઉદ્ભવતા, તેના ભૂતકાળ માટે મમત્વ બધાયુ અને ભવિષ્ય આશાવત જણાયુ, અને તેના પરિણામે સ્વદેશાભિમાન અને સમાજની પુનરચનાની અભિલાષા જાગૃત થઈ, વાસ્તવિક રીતે, તેમ થવા પામ્યુ હતુ



## એનિ બિસાન્ટ.

"સામાજિક સુધારણા પ્રારંભ કરવામાં થિયોસોફીએ થોડું કાર્ય કર્યું નથી, પણ તેનું ચિરંજીવી સ્મારક સેન્ટ્રલ હિન્દુ કૉલેજની સ્થાપના હતી, જેમાંથી બનારસ હિન્દુ યુનિવર્સિટીનો જન્મ થયો, એ વૃક્ષનું બીજ રોપનાર, તેનું સિંચન અને પોષણ કરનાર મૈયા ઍનિબિસાન્ટ હતાં, અને રાજકીય ક્ષેત્રમાં તેમણે જે પરિવર્તન આણ્યું હતું, એ તેમની સેવાનો ઉલ્લેખ માત્ર બસ છે, ચુસ્ત રાષ્ટ્રપ્રેમી બિપિનચંદ્ર પાલ તેમની સેવાની કદર કરતા અને તેમના વિજયનું કારણ જણાવતા કહે છે —

"As can be well imagined, the apparent conversion to Hinduism of an Englishwoman who identified herself not only in the abstract, but in

her actual company, dress, food and manners with the Hindus, made a tremendous impression and, as Mr B C Pal believes, "helped to rehabilitate our national religion to thousands of our English educated Countrymen" This education "had commenced to turn increasing numbers into rank atheists, especially in Madras" and there this English atheist, turned Hindu, naturally had a success in stemming this tide of free thought, which no Indian of the time could have had"*

'હિન્દભરમા તેમ ગુજરાતમા થિયોસોફીકલ સોસાઈટીએ, સ્વધર્મ માટે મમત્વની લાગણી પેદા કરી, હિન્દીઓનુ જીવન ઉન્નત અને સસ્કારી થાય એવુ પ્રગતિસાધક પ્રચારકાર્ય આરભ્યુ હતુ અને તે અદ્યાપિ કરે જાય છે, એ આપણે ખુશી થવા જેવુ છે અને તેનો તે ઉપકાર જેવો તેવો નથી'

આપણા જાણીતા સાક્ષર મણિલાલ નભુભાઈ આર્ય સસ્કૃતિ, ધર્મ અને વિદ્યાના ઉંડા અભ્યાસી તેમ પ્રચારક હતા, અને નવા પાશ્ચાત્ય સુધારાની સામે તેઓ થતા એ જાણીતું છે છતા તેઓ થિયોસોફી પ્રતિ ખેચાયા હતા અને તેમા એક સભ્ય તરીકે દાખલ થઈ, થિયોસોફીના સિદ્ધાન્ત અને કાર્યની પ્રશસા કરી, તેને અનુસરવાની ભલામણ કરતા, તેમણે સુદર્શનમા લખ્યુ હતુ, કે —

'"આ મડળી એવા ઉદ્દેશ રાખે છે કે —

(૧) વિશ્વમાત્રમા આત્મભાવ વિસ્તારવો સર્વત્ર સમતા અને સમાનતાની દૃષ્ટિ પ્રાપ્ત કરતા કરાવતા રહેવુ

(૨) ધર્મ આદિ નિમિત્ત કલહ કરવાનુ કારણ નથી ધર્મ માત્ર એકના એક સત્યને નિરોકવા અને પામવાના, અધિકારાનુસાર, પ્રકાર છે માટે સર્વ ધર્મનો વિચાર, અભ્યાસ રાખી તેના મૂલ સત્યને પામવા યત્નવાન્ રહેવુ

(૩) ચૈતન્યનો સ્વીકાર કરવાથી મનુષ્યના આત્મામા જે જે નિગૂઢ સામર્થ્યો અને શક્તિઓ સમજાય તેમનો અભ્યાસ કરી તેમનો પરિપાક સિદ્ધ કરવા યત્ન કરવો.'

* Renascent India Page 37

આ ઉદ્દેશમાંનો પ્રથમ ઉદ્દેશ જ વાસ્તવિક મુખ્ય ઉદ્દેશ છે અને તેનો સ્વીકાર કરનાર વ્યક્તિ માત્રને એ મંડલમાં પ્રવેશ મળી શકે છે. કોઈપણ ભાવના તેને સ્વીકારનારાં સ્ત્રી પુરુષોના વિચારોના પરસ્પર વિનિમયથી જ પુષ્ટ અને બલવાન થઈ જગતને કલ્યાણકારી નીવડી શકે છે એ સુવિદિત છે, અને એવા સંઘાતનુ બલ આ ભાવનાને અર્પવાને અર્થે જનસમાજનું આ માર્ગે કલ્યાણ ઇચ્છતાં સ્ત્રી પુરુષોએ, આ મંડલમાં સામીલ થવું એ તેમનું કર્તવ્ય છે. આમાં કોઈએ પોતાનો ધર્મ કે વર્ણ આશ્રમ આચાર મૂકી દેવો કે કોઈ નવો ધર્મ કે મત સ્વીકારવો એવી વાત જ નથી; માત્ર આ ભાવનાની સાહાય્યથી અને તેના પ્રકાશથી, જે કોઈ પોતાનું હોય તેને વધારે કલ્યાણકારી, શુભાવહ, અને પોતાના જીવનને ઉચ્ચતમ કરી શકે તેવું બનાવી લેવાનુ છે: પરમ કલ્યાણમય, રાગદ્વેષ રહિત, શુભ, ઉચ્ચતમ જીવિત, ગાળવાને આ ભાવના ઉપરાંત, પ્રત્યેક વ્યક્તિને પોતપોતાની ચિત્તશુદ્ધિ માટે જે કાંઈ અપેક્ષિત હોય તે બતાવનારી પણ એક મંડલી આ મંડલના અંતર્ગત રહેલી છે, ને તેનાથી પણ જેને ઇચ્છા હોય તેને, થીઓસોફીમાં પ્રવેશ કર્યા પછી, અનેક રીતે લાભ થઈ શકે છે. આ મંડળી આ પ્રકારે કેવલ આત્મોન્નતિ, આત્મભાવ, અને વિશ્વનામના કલ્યાણનો વિસ્તાર કરવાને અર્થે ચૈતન્ય ભાવનાને સર્વના આગળ લાવવા યત્ન કરે છે, કોઈને ગુરુ કે પૂજ્ય માનતી નથી; સત્યના માર્ગમાં નર્વે સર્વને સહાય થાય છે. સત્ય કરતાં અન્ય પરમ ધર્મ નથી, એ તેના સિદ્ધાન્તને અનુસરતાં સર્વ ધર્મોમાં જે પરમ સત્ય રહેલું જણાય છે. સાહિત્ય શાસ્ત્ર, કલા, વેદ, પુરાણ, કુરાન, આદિમાં–એ રીતે વિલોકતાં જે સમાયુ છે, તે આર્યાવર્તના અદ્વૈતમા સર્વથી વધારે જણાય છે એમ પણ હલવા હલવા મનાતુ જાય છે, પરન્તુ તેથી થીઓસોફી તે વેદાન્ત છે કે ક્રીસ્ચીયાનિટી છે કે બૌદ્ધ ધર્મ છે, એમ કાંઈ કહી શકાય નહિં. જે ચૈતન્ય ભાવના અને આત્મ વિસ્તાર તેના સિદ્ધાન્તમાં મૂલભૂત છે તેજ થિઓસોફી છે, તે નવ સ્વરૂપ છે ને કોઈ ધર્મરૂપ નથી જનસમાજે એ અથવા એવી ભાવનાનો આશ્રય કરવાનો આ ખરી અણીનો વખત છે."*

જે વર્ષમાં એનિ બિસેન્ટનું હિન્દમાં આગમન થયુ તે વર્ષમાં ચિકાગોમા સર્વધર્મ પરિષદ મળી હતી. તે પરિષદમાં સ્વામી વિવેકાનંદે તેમનાં

* સુદર્શન ગદ્યાવલિ પૃ. ૬૧૬.

વ્યાખ્યાનથી શ્રોતા વર્ગ ઉપર અદ્દ્ભુત અસર ઉપજાવી હતી, અને સૌને ચકિત કરી હિન્દુ ધર્મ અને સંસ્કૃતિ વિષે વધુ જાણવાને ઉત્સુક કર્યા હતા. હિન્દુ વર્ગની પુનઃ રચનાના કાર્યમાં એથી વધુ અને નવીન બળ પ્રાપ્ત થયું હતું. તેમના ગુરૂ પરમહંસ રામકૃષ્ણે અશ્રદ્ધાળુ અને ચિકિત્સક નવશિક્ષિત યુવકોને તેમના પ્રભુમગ્ન સમાધિસ્થ જીવનથી મુગ્ધ કર્યા હતા, અને ઇશ્વરનું અસ્તિત્વ છે તેની પ્રતીતિ કરી આપી હતી. તેમનું જીવન જેમ એકાકી તેમ પ્રભુમસ્ત અને પ્રભુગ્રસ્ત હતું, તે સિવાય તેમનું ચિત્ત બીજા કશામાં પરોવાયું પણ નહોતું. 'એ સાધનામાં એવું આધ્યાત્મિક સામર્થ્ય એમણે મેળવ્યું હતું કે તેમના હાથનો સ્પર્શ થતાં સામા પુરુષમાં કાંઈ અજબ સ્ફુર્તિ–ચૈતન્ય પ્રાપ્ત થતું અને તેના વિશ્વસનીય પુરાવા મળે છે;



રામકૃષ્ણ પરમહંસ

એ પ્રત્યક્ષ અનુભવે કેટલાયને નાસ્તિક થતા બચાવ્યા હતા,× અને તેમની સૌથી મ્હોટી પ્રસાદી આપણને તેમણે સ્વામી વિવેકાનંદ આપ્યા તે છે એ અવતારી પુરુષની શતાબ્દી એકલા ભારતવર્ષમા નહિ પણ પાશ્ચાત્ય દેશોમા પણ ચાલુ વર્ષમા ભાવપૂર્વક ઉજવાઈ હતી એ એમની અમર કેટલી બ્હોળી વિસ્તરેલી છે, તે મનાવી આપે છે

રામકૃષ્ણ મિશનના સન્યાસીઓએ, વેદાન્તની સર્વોપરિતાની ઘોષણા વિવેકાનંદે અમેરિકામા કરી હતી, તેનો પ્રતિઘોષ ચાલુ રાખી, તે જ્ઞાનનો પ્રચાર કરી, તેની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા મથન કરી રહ્યા છે અગાઉ નદ-શંકરે વેદાન્ત માર્ગ જે અધમ સ્થિતિએ પહોંચ્યો હતો, તેની ઠેકડી, એક વેદાન્તી બ્રાહ્મણનું ચિત્ર કરણઘેલામા દોરી કરી હતી અને ભોળાનાથભાઈ જેમણે પ્રાર્થના સમાજ સ્થાપી હતી તેમણે પણ વેદાન્ત પ્રતિ તિરસ્કાર હતો, તે એમની નિત્ય નોંધ ઉપરથી જણાય છે —

"વેદાત મતને વાસ્તે ભોળાનાથે ઘણીવાર વાતચીતમા તથા વ્યાખ્યાનોમા એવુ કહેલુ કે એ મત નાસ્તિકવાદની સમાન છે. પોતાના રોજ કામમા તો એ વિશે કાંઈ લખેલુ જણાતુ નથી, પરતુ "વેદાતસ્તોત્ર સગ્રહ" નામના પુસ્તકના આરભના પૃષ્ટ ઉપર એમણે નીચે પ્રમાણે ટીકા લખી છે —

"આ પુસ્તક ઇશ્વરનિષ્ઠ તથા ભક્તિમાન્ પુરુષોને વાચવા લાયક નથી અહંબ્રહ્મ એટલે કેવળ નાસ્તિક મતવાળાને કામનુ છે એમા કોઈ પ્રકારે ઇશ્વરની પ્રાર્થનાના કામમા આવે એવુ સ્તોત્ર નથી ઇશ્વર દયા કરીને તેમને સત્ય ધર્મનો સુપથ બતાવે ભોળાનાથ સારાભાઈ તા ૩ જી માર્ચ ૧૮૮૭ "*

પણ એજ વેદાત સ્તુત હિન્દુ ધર્મનુ ઉજ્જવળ અને ગૌરવશાળી સ્વરૂપ છે, એજ હિન્દુધર્મની વિશિષ્ટતા છે, એવો એ રામકૃષ્ણ મિશનનો દાવો છે અને તે વાજબી છે, અને સ્વામી વિવેકાનંદે તો એ દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટતા દ્વૈત વગેરે વાદોનુ સ્પષ્ટીકરણ કરતા સમજાવ્યુ હતુ કે—

× Himself a direct centre of spiritual dynamism, he could readily remould the minds of and effect immediate conversions of character Testimonies to such powers have been held by persons who come under the spell of his spiritual influence Page 233 Eastern Lights by M Sarkar

* ભોળાનાથ સારાભાઈનુ જીવનચરિત્ર પૃ ૧૨૫

"The different commentators on the Vedanta really fulfilled a need considering the progressive aspects of spiritual life. He did not at once brush them aside, but accepted them as meeting the needs of the unfolding self. The Philosophical positions of Dvaita, Visishtadvaita or Advaita were to him not absolute logical systems, but stages in spiritual expression and growth. In these three systems we find the gradual working up of the human mind towards higher and higher ideals, till every-



સ્વામી વિવેકાનંદ

thing is merged in the wonderful unity which is reached in the Advaita system Therefore those three are not contradictory, they all necessitate each other, all fulfil each other, and one, as it were, as the stepping stone to the other, until the goal, the Advaita, 'Thou art That' is reached."*

સ્વામી વિવેકાનંદ અમેરિકા જતા પૂર્વે કેટલાક મહિના ગુજરાતમા રહી ગયા હતા, અને રામકૃષ્ણ મિશનના કેટલાક સાધુઓ ગુજરાતમા આજે પણ અવારનવાર આવી પ્રચારકાર્ય કરી જાય છે, પણ તેની કોઈ કાયમ સંસ્થા ગુજરાતમા નથી, એ નવાઈભર્યું છે.

ધાર્મિક વિચારોનું મંથન, ઉપર જણાવ્યા પ્રમાણે, આપણા પ્રાંતમા થઈ રહ્યુ હતુ તેના પ્રતિપાદકોમા દુર્ગારામ, ભોળાનાથ, મહીપતરામ, લાલશંકર વગેરે પુરુષો મુખ્ય હતા અને તેમના વિષે પ્રાર્થના સમાજ પ્રવૃત્તિની હકીકત જણાવતા કહેવામા આવ્યુ છે પણ જેને આપણે પ્રાચીન પરંપરા કહીએ તેને અનુસરી હિન્દુ ધર્મનું પાલન અને હિન્દુ શાસ્ત્ર ગ્રંથોનો અભ્યાસ અને અધ્યયન કરવા કરાવવામાં જેમણે અગત્યનો ભાગ લીધેલો છે, એવા બે વંદનીય આચાર્યો શ્રીમન્ નૃસિંહાચાર્ય અને શ્રીમન્નથુરામ શર્માની સેવાનો અત્રે ઉલ્લેખ થવો ઘટે છે.

શ્રીમન્નૃસિંહાચાર્ય સુરત પાસે કઠોરના વતની હતા, જાતે વિસનગરા નાગર હતા અંગ્રેજી શિક્ષણ પબ્લીક સર્વિસ પરીક્ષા સુધીનુ લીધુ હતુ પછીથી નોકરીમા દાખલ થયા હતા, અહિં તેમના સમાગમના આવનાર તેમની અધ્યાત્મ વિષયોની ચર્ચાથી આનંદ અને આશ્ચર્ય પામતા, અને તેમની ખ્યાતિ પ્રસરતા, તેમની ભવ્ય અને પ્રતાપી મુખમુદ્રા, તેજસ્વી કાંતિ, દિવ્ય પ્રતિભા, રસગંભીર, વાણી આશ્ચર્યજનક યુક્તિવાદ અને નિર્મળ પ્રેમભરી વૃત્તિથી ક્રમેક્રમે ગુજરાતનો ઉચ્ચ અમલદારી વર્ગ તેમના પ્રતિ ખેંચાયો હતો અને તેમના તરફથી લેખો દ્વારા પણ કેટલુંક સંગીન પ્રચારકાર્ય થયુ હતું સ્વર્ગસ્થ મણિલાલે તેમના સિદ્ધાન્ત સિંધુ અને ભામિની ભૂષણની નોંધ લીધી હતી તેમા કયા કયા ઉણપ વા દોષ છે, એ બતાવેલુ છે, પણ તે સાથે આપણને ધ્યાનમા નિરંજન નથી તેમના આકર્ષણ અને પ્રભાવથી, એટલુ ચોક્કસ છે કે, ગુજરાતનો શિક્ષિત વર્ગ એમના શ્રેય સાધક વર્ગમા દાખલ થયો હતો

* Eastern Lights, Page 241

અને તે મંડળમા આપણા કેટલાક પ્રસિદ્ધ પુરુષો, જેવાકે દી. બા નર્મદાશંકર, પ્રો કણીઆ, શ્રી છોટાલાલ માસ્તર, શ્રી કૌશિકરામ, શ્રી. નગીનદાસ મધવી માલુમ પડશે ભાવિક અને જીજ્ઞાસુ સ્ત્રી પુરુષોની ધર્મવૃત્તિને સતોષવા અને ઉત્તેજવા તેમનો પ્રયત્ન અને કાર્ય બેશક પ્રશસાપાત્ર હતા. એમના સુપુત્ર શ્રી ઉપેન્દ્ર ભગવાન તે પ્રવૃત્તિને પોષી રહ્યા છે એ અત્યંત સતોષકારક બીના છે



શ્રીમન્નૃસિંહાચાર્ય

કાઠિઆવાડના પૂર્ણ અવસ્થાના એક મહેનાટએ ગુજરાતમા ધર્મપ્રચાર, આપણી પૌરાણિક રીતે, કરવામા નદર ફાળો આપેલો છે તે પુરૂષ શ્રીમન્નથુરામ શર્મા હતા નાનપણથી ધર્મપ્રતિ સદ્‌રુચિ જાગૃત થયલી અને લગ્ન કર્યાથી એ વૃત્તિમા વિક્ષેપ પડશે એટલા ખાતર અવિવાહિત તેઓ રહ્યા હતા, અને ધર્મભાવના અને વિચારને જાગવવા, ખિલવવા

યાત્રાએ નિકળી પડયા હતા, અને તેમા તેમણે પ્રગતિ સાધી હતી તેમ સિદ્ધિ મેળવી હતી. યોગ અને વેદાંત એમના પ્રિય વિષયો હતા અને જનતામા તેના પ્રચાર અર્થે તેમની સેવા અપ્રતિમ હતી. ધાર્મિક સાહિત્ય ગુજરાતીમા બહુ થોડું હતુ, તે તેમણે મખ્યાબધ પુસ્તકો, લેખો લખીને અને ભાષાતર દ્વારા સમૃદ્ધ કરેલુ છે, તે નિમિત્તે ગુજરાતી વાચકવર્ગ તેમનો હમેશ આભારી રહેશે તેમનો શિષ્ય અને અનુયાયી વર્ગ પણ ગુજરાતમા બ્હોળો છે, તે એમની મહત્તા અને પ્રભાવનો ખ્યાલ આપે છે

ગુજરાતી જનતા આવા સમર્થ આચાર્યો મળવા માટે જરૂર અભિનદન લે, તેઓ ગુજરાતને ભૂપણરૂપ છે.



શ્રીમન્નથુરામ શર્મા

## પ્રકરણ ૫

## ભરૂચનું પ્રદર્શન (સન ૧૮૬૮)

"રચ્યો સ્વયંવર ભરૂચમાં, શોભા સજી અપાર,
ત્યાં ગ્રીવસ સાહેબ થયો, વિદ્યારૂચિનો બાપ.
વિવિધ વિષય વાણી સુણી કઈ કરે નહિ કોપ;
પરમાર્થે પરિશ્રમ કરે, હાંશી સાહેબ હોપ.
જજ્જ કલેકટર સાહેબો, સુરત ભરૂચના જેહ,
બીજા અમલદારો બન્યા માંડવિયા જન જેહ.
સન અઢારસેં અડસઠે, શુભ સપ્ટેમ્બર માસ,
તારીખ તેવિસમે દિને, કીધો વિ'વા વિલાસ."*

દલપતરામ

ઇગ્લાંડના કારખાનાવાળાઓ તેમની સુતર કાપડની મીલો માટે હિન્દુસ્તાનનું રૂ વધુ ને વધુ પ્રમાણમાં મેળવવા સતત તજવીજ કરતા અને તે રૂના પાક અને તેની જાત વિષે યોગ્ય માહિતી મળવા ખાસ પ્રતિનિધિઓને હિન્દ મોકલતા હતા.

ભરૂચ જીલ્લાનું રૂ શરૂઆતથી પંકાતું આવે છે અને તેની માગણી આજે પણ પુષ્કળ હોય છે; અને તે કારણે કપાસ લોઢવાનું જીન ભરૂચમાં પહેલ વહેલું સન ૧૮૫૦ના અરસામાં જેમ્સ લેંડન નામના એક અમેરિકને ખોલ્યું હતું.

આપણા દેશનું રૂ ઇગ્લાંડ જાય અને ત્યાં તેનું કાપડ વણાઈ તૈયાર થઈ પાછું હિન્દુસ્તાનમાં આવે તે મોંઘું પડે એટલું જ નહિ પણ આપણા માટે બેહુદુજ કહેવાય. એક તો નુકશાન વેઠીયે, અને વધારામાં મુર્ખા કહેવાઈએ. એ પરિસ્થિતિ લક્ષમાં લઈને આપણા એક બુદ્ધિશાળી અને દુરદેશીવાળા પુરુષ રા. બા. રણછોડલાલ છોટાલાલને સન ૧૮૪૭માં ગુજરાતમાં કાપડની મીલ કાઢવાનો વિચાર સ્ફુર્યો અને ફુલજેમ્સની મદદ મેળવી તેને લગતી બધી તૈયારી તેમણે કરવા માંડી. ભરૂચમાં જેમ્સ લેંડને જીનિંગ ફેકટરી કાઢી હતી તેને એ કાર્યમાં જોડયો; પણ મીલના સાંચા

* દલપતકાવ્ય ભા. ૧; પૃ. ૩૩૧.

સારૂ જે પૈસા તેને અગાઉથી આપવાના હતા તેની જામીનગીરી માટે મતભેદ ઉપસ્થિત થતાં, તે યોજના પડી ભાંગી હતી. પણ રણછોડભાઈએ નિરાશ ન થતાં, ફરી તજવીજ કરી, સુરતનું કારખાનું સન ૧૮૫૯ માં કાઢયુ, તે દેશમાં વહેલવહેલુ હતુ. એ રીતે જેમ્સ લેન્ડને પણ ભરૂચમાં શરૂઆત કરી અને તેની નકલ થઈ, મુબાઈમાં તે પછી ઘણી સુતર કાપડની મીલો નિકળી હતી.

આપણો દેશ ખેતી પ્રધાન છે, અને તેમાં રૂનું વાવેતર વિશેષ પ્રમાણમાં થાય છે, સરકાર પણ રૂના વાવેતરને ઉત્તેજન આપે છે, એટલું જ નહિ પણ તે પાક સારો અને ઉંચી જાતનો થવા પામે તે સારૂ ખાસ કાળજી રાખે છે. અને એક ખાતું નિભાવે છે.

જુદી જુદી જાતનાં રૂની માહિતી મળવા તેમ તેની જાતની પરીક્ષા કરવાનુ સુગમ થઈ પડે એ ઉદ્દેશથી મી. ગ્રીવસ નામના એક જીનના માલિકે ભરૂચમાં "રૂનું પ્રદર્શન" ભરવાનો નિશ્ચય કર્યો, અને તે સારૂ અમેરિકા અને બીજા દેશોના તથા આ દેશના રૂના નમુના મગાવ્યા હતા, પણ તે પ્રદર્શનની વ્યવસ્થા સંબંધી તેના હેડકલાર્ક કલ્યાણજી નારણજી નામનો ઔદિચ્ય બ્રાહ્મણ હતો, તેને કહેતાં, ગ્રીવસને તેણે સમજાવ્યુ કે, "રૂનુ સંગ્રહસ્થાન જોવાની લોકોમાં એટલી હોંશ નહિ હોય; વેપારી વર્ગ વખતે જોવાને આવે; પણ બીજાઓને રસ પડે નહિ; પછી જેવી સાહેબની મરજી."

આગળે વરસે પેરીસમાં વિશ્વ પ્રદર્શન ભરાયુ હતું તે ગ્રીવસે જોયુ હતુ, અને ભરૂચના માણેકલાલ સુરતી નામના એક ગૃહસ્થ પણ તે જોઈ આવ્યા હતા, તે વાત ગ્રીવસને કલ્યાણજીએ કહી; અને એવું સૂચવ્યુ કે એવું કાંઈક થાય તો લોકોનુ ધ્યાન ખેંચાય; ગ્રીવસને એ વિચાર પસંદ પડયો; માણેકલાલને બોલાવી તેમની સાથે પણ એ સંબંધી વાતચીત કરી. ત્યાર બાદ એકલુ રૂનુ નહિ પણ સર્વ વસ્તુઓનું પ્રદર્શન ભરવાનો નિર્ણય કર્યો અને તે કામમા ગ્રીવસ સાહેબે અંગત લાગવગ વાપરી તેમાં મુબાઈ સરકારની સહાયતા અને સહાનુભૂતિ મેળવી, તે પ્રદર્શનને સફળ બનાવવા, બધી કોશીશ કરી હતી.

જે જાહેરનામુ બહાર પડયુ તેમાં તે પ્રદર્શનના ત્રણ મુદ્દા દર્શાવ્યા હતાઃ—

(૧) ગુજરાત પ્રાંતના સઘળા ઉદ્યોગોની પેદાશ, કારિગરી અને બનાવટ વિષે ગુજરાતી પ્રજાને તેમજ બહાર વેપારીઓને પૂરી ખબર પડે

એવી મદદ કરી આપવાનો આ પ્રદર્શનનો આશય છે. વળી એવી ચીજો જેમકે ગુંદર, રંગ, ઉન વગેરે છે, તે પ્રતિ વિશેષ ધ્યાન આપવુ ઘટે છે.

(૨) પ્રાતના જૂદા જૂદા ધંધાદારીઓને તેમના હુન્નર ઉદ્યોગમાં સહાયક અને નફાકારક થઈ પડે એવી યાત્રિક બનાવટો જેવા માટે પ્રદર્શનમા મૂકવામા આવશે

(૩) હુન્નર ઉદ્યોગની, વેપારની અને જૂદા જૂદા માલની ચીજો બતાવશે અને તે ચીજો લોકજનને સીધી રીતે ઉપયોગી ન હોય તો પણ, તેને પ્રદર્શનમા રજુ કરી ઉત્તેજન આપવામા આવશે અને તેના વેચાણ માટે વ્યવસ્થા કરી, તેના ઉત્પાદકો અને ગ્રાહકો વચ્ચે એક પ્રકારનો સબધ જોડવા પ્રયત્ન થશે

આપણા પ્રાતમા આ પ્રદર્શન પહેલુ તેમ નવી પદ્ધતિનુ હતુ, અને તેમા રજુ થએલી ચીજોનુ સવિસ્તર વર્ણન મળી આવે છે, તે નીચે પ્રમાણે છે*—

“ સાચા યત્રના સાહિત્ય જે જોવામા આવેલા તે ખેડુત તથા કારીગર વર્ગને ઘણા ખરા ઉપયોગી થઇ પડે એવા હતા, તે લોકો બારીકીથી તપાસી જોતા હતા, તેમ ત્યા લોકોની ભીડ પણ જણાતી હતી, કારણ કે “ આયર્ન મેક ’ કંપનીના સાચા વિગેરે ચીજો તો કેટલાએક પહેલ વહેલી જ જોયેલી તેથી જોવાને વધારે ઉત્સાહ ઉત્પન્ન થતી હતી એવી ખેડુતને તથા કારીગરોને કામ લાગે તેવી ચીજોની માગણી કરવા ઇંગ્લાન્ડમાં પત્રો પણ ગયા હતા એવુ સાભળ્યુ હતુ હવે તો એવી ચીજોની નવાઈ નથી, કારણ કે દરેક હુન્નરવાળાને ત્યા સાચા જોવામા આવે છે, તેમ આયર્ન સેફ પણ ઘણા ખરાને ત્યા હોય છે, ખરે ! તે વખતે તો આવા સચાઓ નવાઈ જેવાજ લાગતા હતા

દરેક જાતના અનાજના નમુના, તેના બી જુદી જુદી જાતના રગો, કેટલીક ખાવાની વસ્તુઓના નમુના, દરેક જગ્યાએથી આવેલુ રૂ, કપાસ વગેરે પણ નિયમસર ગોઠવી દીધેલા જોવાની મઝા પડતી હતી. જુદી જુદી જાતના અમુલ્ય નકશી કામ જેવા કે કમાડ, ખુરશી, મેજ, ખાટલા, પાટલા તેમજ રમકડા લોકોને ઉપયોગમા આવે એવા, તેમા વળી કાચમા ભરતકામ, રંગ બેરંગી ચીજો જોવામા આવ્યા હતા, તેનો પણ ભપકો ઓર તરેહનો જણાતો હતો વળી જુદી જુદી જગ્યામા રેશમ પણ જોવામા આવ્યા હતા

* જુઓ Sir T C Hope's Report on The Broach Exhibition

રેશમી કાપડ ઘણાં જોવામાં આવ્યાં, તેમાં અમદાવાદ, સિંધ, સુરત, અને ભરૂચ તથા કાઠીયાવાડ તરફનાં ભરતકામે પ્રદર્શનને વિશેષ દીપાવી મૂક્યું હતું. કીનખાબના જુદા જુદા રંગના પોતદાર તાકાઓ, રેશમી કસબી સાડીઓ, પીતાંબરો, કસબી દોપટાઓ, શેલાં, શાલ વગેરે ઉમદા રેશમી કાપડ તરફ હિંદુઓની વિશેષ ભીડ થતી હતી. સાહેબોના દેવળોના રંગબેરંગી તકતાઓ પણ ઝળાંઝળાં કરી રહ્યાં હતા.

જુદી જુદી જાતના લોટાઓ, જામ, પ્યાલા, રકાબીઓ, થાળીઓ, કાચનાં, તાંબા પીત્તળના કે જરમન સિલવરનાં, તેમ રૂપાનાં વાસણો પણ ચળકાટ આપી રહ્યાં હતાં.

સોના રૂપાના તથા પીતળના હલકા ગજવામાં રહે એવી જ ધાતુના અછોડા સાથેના કબાટો ઉપર ટાંગેલા નહાનાં ઘડીઆળો પણ જણાતાં હતાં. તેમ લાકડાનાં વાગતાં ઘડીઆળો પણ ઘણાં હતાં. ટાઇમપીસો વગર વાગતાં પણ તેની સાથેજ ગોઠવેલાં જણાયાં હતાં.

સુતરાઉ કાપડ તથા રેશમી ધોતીયાં, દોપટા, રૂમાલો, જુદી જુદી તરેહની છીંટો, અંગરખાનાં થાન, સ્ત્રીઓને પહેરવાના લુગડાં વગેરે વિલાયતી તથા દેશી બન્ને જાતનાં જોવામાં આવ્યાં હતાં. તે પણ શોભા આપતાં હતા.

અમદાવાદ, સુરત, મુબાઈ, સિંધ કાઠીયાવાડ તથા ગુજરાતની બીજી જગ્યાએથી રંગબેરંગી રેશમી લુગડાં ઉપર, મખમલ ઉપર, કે તેવાં ઉમદા વસ્ત્ર ઉપર ભરેલાં ભરતકામ રૂપેરી અને સોનેરી, જુદી જુદી ઢબ (ફેશન) થી ભરાયલા, કોઈમા ઝીણાં ઝીણા મોતી પણ અડાવી દીધેલાં, જે મેજો ઉપર ગોઠવી દીધા હતાં, તથા સુતરાઉ ભરતકામ, અગર રેશમી ભરતકામ, દોરીઓ ઉપર લટકાવેલા તેણે તો પ્રદર્શનને ખરેખરૂં દીપાયમાન કરી દીધું હતુ. આ કામો એવી બારીકીથી કરેલા હતાં, કે જેથી તેમની મહેનતનાં વખાણ થતા હતાં. ભરતનું કામ આ વખત સુધી આ દેશનું દરેક દેશમા વખણાતુ હતુ. પાછળથી પડી ભાગેલુ હાલ તાજું થયું જણાય છે. પહેલાં ઘેરઘેર શુ હિંદુમાં કે શું પારસીમાં એક બે સ્ત્રીઓ તો ભરતનું કામ જાણતી જ હોય, એ તેમને એક જાતની ઘરની કેળવણી હતી. એવી છોકરીઓ નિશાળે જતાં શિખી, એટલે તે નિશાળના અભ્યાસમાં આવાં કામને બદલે ચોપડીઓમાંનું શિખવા વધારે લક્ષ આપતી. હવે એ કામ નિશાળોમાં જારી થએલું જણાય છે, તો તે સુધારા ઉપર આવે એમ સંભવ છે. ભરૂચમાં સ્ત્રીઓ સારૂં ભરતકામ કરતી હતી. આ

પ્રદર્શનમા તેઓએ પોતા હાથે ભરેના કામો કેટલીએક ભરૂચની સ્ત્રીઓએ મૂકવા આપ્યા હતા, તેમ એક બાર તેર વરસની ઉમરની અત્રેના જુના વખતના જાણીતા વકીલ જીવણરામ સાહેબરામની દીકરી નામે નાલકોરનું ભરત વખણાયુ હતુ પછી તે છોકરીનું ભરેલુ હોય કે તેના ઘરના કોઇ બીજાનુ ભરત હોય, પણ કાગળ ઉપર નામ તો તે છોકરીનું વાચ્યુ હતુ.

બીલોરી કાચના કામ તેમ બીજા કાચના કામ જોવા લાયક હતા. તેનો ચકચકાટ વિશેષ મારતો હતો અકીકના કામ ખભાતથી આવ્યા હતા. વીંટીઓ રકાબીઓ, માળાના મણકા વગેરે બીજી અકીકની બનાવટની વસ્તુઓએ ખભાતની જુની કારીગરીને યાદ કરાવી હતી ટુકામા દરેક જાતનો વિલાયતી તથા દેશી માલ, ચીજ કારીગરીના કામ આ પ્રસગે આ ભરૂચ શહેરમા લોકોના જોવામા આવ્યા હતા, અને તેથી પ્રદર્શન દીપી નીકળ્યુ હતુ "+

મુબાઇના ગવર્નર સર સેમોર ફિટ્સજીરાલ્ડ તે પ્રદર્શનના પેટ્રન હતા અને મ્હોટા અમલદારો તેના વ્યવસ્થાપકો હતા એટલે તેની શોભામા કે ગોઠવણીમા કશી ઉણપ નહોતી, અને એ બનાવ પહેલો તેમ નવીન હોઈને અને વિશેષ કરીને મુબાઇથી ગવર્નર સાહેબ ખાસ પધારતા હોવાથી લોકમેદની મ્હોટી જામી હતી અને આખા પ્રાતમાથી રાજા મહા-રાજાઓએ પણ સારી સખ્યામા તે પ્રસગે હાજરી આપી હતી, અને તેની રચના પણ અનકાપુરીને શોભે એવી વૈભવશાળી હતી તે અવસરે દરબાર ભરાયેલો તે પણ દબદબા ભર્યો હતો શ્રીયુત ગણપતરામ જણાવે છે, કે,

"દરબાર એક ભવ્ય તબુમા ભર્યો હતો એ તબુની બહારની બાજુએ ગવર્નર સાહેબનુ તખ્ત જે દક્ષિણ તરફને મુખે ગોઠવ્યુ હતુ, તેની સન્મુખ ૧૦૦ લશ્કરી ગોલ્જરોની "ગાર્ડ ઓફ ઓનર' બેન્ડ તથા વાવટા સાથે ઉભેલી હતી વાહિનીરોડની બે બાજુએ બબ્બે ફીટને અતરે લશ્કરી સીપાઇઓની પલટણો વાજા તથા વાવટા સાથે ઉભી હતી, તથા બાજુ ઉપર તોપખાનુ હતુ દરબારની અદર સૌથી છેલ્લી બેઠકવાળા રાજાએ પ્રથમ આવીને પોતાની બેઠક લેવાની હતી સુરત, રેવાકાઠા, પાલણપોર, મહીકાઠા અને કાઠિયાવાડ એજન્સીના બધા રાજાઓ આવી ગયા પછી ખંભાત ગાયકવાડ અને પાચ મિનિટના આતરે ગવર્નર સાહેબને આવવાની ગોઠવણ હતી પહેલા તો ત્રીજા વર્ગના રાજાઓ

+ ભરૂચ શહેરનો ઈતિહાસ, પૃ ૩૪૨ થી ૩૪૪

(દાકોરો) આવ્યા, તેમને લશ્કરી માન નહિ હતુ પછી બીજા વર્ગના રાજાઓ આવ્યા, તેમને દરેકને બહાર ઉભેલી ૧૦૦ માણસની લશ્કરી ટુકડીએ હથીઆર નમાવી વાજા પડઘમના ગા (સાડા ત્રણ) ટગ્રા (Bars) વગાડી, તથા તોપખાનાવાળાએ ૯ (નવ) તોપોનુ માન આપ્યુ હતુ તેમની પછી ૧૧ અગીઆર તોપોની સલામતીવાળા રાજાઓ આવ્યા. એઓને ઉપર મુજબ લશ્કરી માન મળ્યુ હતુ વધારામા એકલી પડઘમને બદલે આખુ વાજુ (બેન્ડ) ગીતન એક ચરણ વાગતુ, ને ૧૧ તોપો ફૂટતી હતી આ સઘળા રાજાઓની બેઠક ગવર્નર સાહેબના તખ્તની જમણી બાજુએ ઉત્તરથી દક્ષિણ સુધી ખુરસીઓની લાબી હાર કરી-ગોઠવી હતી રાજાઓના મુખ ઉગમણી દીશા તરફ હતા દરેક રાજા અને ઠાકોરની પાછળ દરેકના દરજ્જા મુજબ એકથી ચાર માણસો બેસવાની જગ્યા રાખી, તેટલી ખુરસીઓ દરેક રાજાની પાછળ એક પછી એક ગોઠવી હતી ઉત્તર દીશાએ મધ્યમા એક તખ્ત ઉભુ કર્યું હતુ તેના ઉપર બે ચાદીની ગાદી મઢેલી ખુરશીઓ ગોઠવી હતી એ ખુરશીમાની જમણી બાજુની ખુરશી ખંડેરાવ ગાયકવાડની અને ડાબી બાજુની ગવર્નર સાહેબની હતી. એ તખ્તની પાછળ દક્ષિણાતા મુખે પૂર્વથી પશ્ચિમ સુધી લાબી ગેલેરી હતી તે ઉપર બધી મડમો બેઠી હતી વખતસર દરબાર ભરાઈ ગયો હતો નિયમિત વખતે શ્રીમત ખંડેરાવ ગાયકવાડ સરકાર આવવાની વધાઈ બહાર ઉભેલા બધા લશ્કરની સલામતી, બેન્ડોના મરોદ અને ૨૧ તોપોના ધડાકા (ગડગડાટ) થી મળી, કે તરત આખોય દરબાર ઉભો થયો અને ગાયકવાડ સરકાર બેઠા પછી બધા બેઠા એમની ખુરશીની પાછળ એમના સાત અમલદારો માટે ખુરશીઓ હતી પાચ મિનીટ પછી ફરીથી લશ્કરની સલામતીના અવાજ, બેન્ડોમાથી રાજગીતના મરોદ અને ૧૭ તોપોના ધડાકા થયા અને નામદાર ગવર્નર સાહેબ સર સેમોર ફિટ્સ જીરાલ્ડ પોતાના પોલિટિકલ પોશાકમા તેમના રસાલાના અમલદારો સાથે દરબારમા પેઠા, કે સઘળા ઉભા થયા એ તખ્ત ઉપર બીરાજમાન થયા પછી દરેકે પોતાની બેઠક લીધી દરબારની અદર તખ્તની ડાબી બાજુએ સઘળા સરકારી અમલદારોને માટે ખુરસીઓ સોઠવી હતી એ ખુરશી ઓમાની પહેલી ખુરશી ચાદીની હતી તે ઉપર કાઉન્સીલના સીનિયર મેમ્બર બેઠા હતા તેમની હારમા કમિશ્નર સાહેબ વગેરે અમલદારો હતા દરબાર ઘણો મોટો અને ભવ્ય હતો ગવર્નર સાહેબના બેઠા બાદ દરેક રાજાને તેમના પોલીટીકલ એજટો ગવર્નર સાહેબની પાસે લઈ જતા

હતા દરેક રાજા પોતાના દરજ્જાનો નજરાણો કરી, ગવર્નર સાહેબને સલામ કરી પોતાની ખુરસી ઉપર પાછા આવીને બેસતા હતા નજરાણાનુ કામ ખલાસ થયા પછી ગવર્નર સાહેબે અગ્રેજીમા ભાષણ કર્યું હતુ એ ભાષણનો તરજુમો તે વખતના ઓરિયેન્ટલ ટ્રાન્સલેટર મી વિનાયકરાવ વાસુદેવજીએ કહી સભળાવ્યો હતો. ગવર્નર સાહેબે એક સોનાના દાબડામા પાનના બીડા ગાયકવાડ સરકારને આપ્યા, તે સાથે અત્તર, ગુલાબજળ તથા હાર પણ અર્પણ કર્યા, અને બીજા અમલદારોએ બીજા રાજા રજવાડાઓનો તથા અમલદારોનો તેવોજ સતકાર કર્યો આશરે સાડાપાચ વાગ્યાને સુમારે ગવર્નર સાહેબ દરબાર પુરો કરી વિદાય થયા. એમની પછી ગાયકવાડ અને તેમની પછી બીજા રાજાઓ તણુ બહાર નીકળ્યા એ દરેક રાજાને આવતી વખતે જે લશ્કરી માન અને સલામતી આપવામા આવી હતી, તે માન અને સલામતી વિદાયગીરી વખત પણ તેમને આપવામા આવ્યા હતા દરેક રાજાને તેમના પોલિટિકલ એજન્ટ, સરકારના સેક્રેટરી અને ઓરિયેન્ટલ ટ્રાન્સલેટર તેમની ગાડી સુધી લેવા તથા વિદાય કરવા ગયા હતા "

આપણા મૂલકમા આ પ્રકારના પ્રદર્શનો એક તમાસારૂપ થઈ પડે છે, પાશ્ચાત્ય સુધરેલા દેશોમા તેનો જે લાભ મેળવાય છે, તે દ્વારા જે માહિતી સગ્રહવામા આવે છે, તેમ તેમા રજુ થયલી ચીજોની કારીગરી અને કળાની કદર બુઝી, તે માલની જાહેરાત કરી, તેનો પ્રચાર વધારવા, વ્યવસ્થિત રીતે પ્રયત્નો થાય છે, એમાનુ કાઈ પણ અહિ થતુ નથી એમ સખેદ કહેવુ પડશે

સન ૧૮૫૧ મા કવિ દલપતરામે "હુન્નરખાનની ચઢાઈ" નામે એક કાવ્ય રચી, દેશના હુન્નર ઉદ્યોગ ખીલવવા લોકોને બોધ આપ્યો હતો

સન ૧૮૭૫ ના અરસામા દેશમા રાષ્ટ્રીય અસ્મિતાનુ જુઆળ ફરી વળ્યુ હતુ તે વખતે સ્વદેશી ચીજો વાપરવા અને દેશી કારીગરોને ઉત્તેજન આપવા જૂદે જૂદે સ્થળોએ હિલચાલ ઉપડી હતી. અમદાવાદમા સ્વદેશ ઉદ્યોગ વર્ધક મડળી રા બા અબાલાલ સાકરલાલ દેસાઈના ઉપદેશથી નિકળી હતી, રાજકોટમા હરગોવિંદદાસ કાટાવાળા તે કાર્યમા પ્રવૃત્ત થયા હતા, અને 'દેશી કારિગરીને ઉત્તેજન' એ નામની બે ચોપડીઓ લખી તેમા આપણા પ્રાતમા બનતી જૂદી જૂદી ચીજો વિષે સવિસ્તર માહિતી નોંધી હતી, અને સોસાઈટીના ઓન સેક્રેટરી ગોપાળરાવ હરિ દેશમુખની

* ભરૂચ શહેરનો ઈતિહાસ પૃ ૩૩૮

અમદાવાદથી બદલી થતાં, તેમની યાદગીરીમાં જે ફંડ એકઠું કરવામાં આવ્યું હતું, તેનો વ્યય, દેશી કારિગરી કે હુન્નરને ઉત્તેજન આપવામાં, કરવાનો નિર્ણય થયો હતો, તે એ વાતાવરણમાંથી ઉદ્‌ભવ્યો હતો.*

પરંતુ તે સ્વદેશીની ભાવનાએ પ્રજામાં જડ પકડી નહોતી અને વિદેશી વસ્તુઓ, સોંઘી અને સારી ચળકાટવાળી અને દેખાવડી મળતી, તેના મોહમાં લોક ખેંચાતા હતા.

દેશમાં ગરીબાઇ વધતી જતી હતી, અને હુન્નરઉદ્યોગ જે થોડો ઘણો ટકેલો હતો તે પરદેશી માલની હરિફાઈમાં અને ઉત્તેજનના અભાવે નાશ પામતો હતો; તે કોઇક રીતે અટકે અને તે સંબંધમાં યોગ્ય માર્ગ શોધવા સ્વર્ગસ્થ રાનડેએ પૂનામાં સન ૧૮૯૩ માં એક ઔદ્યોગિક પરિષદ ભરી હતી; પણ તે પ્રયત્ન, પ્રચલિત મનોદશા, સરકાર તેમ લોકો ઉભયની લક્ષમાં લેતાં, અરણ્યમાં રૂદન કરવા સમાન હતો.'

( આપણો હુન્નરઉદ્યોગ ખીલે અને વિસ્તરે એ અગત્યનું હતું, અને આપણી દરિદ્રતા ટાળવાનો એ એક રાજમાર્ગ હતો. તેથી આપણા દેશનેતાઓએ હિન્દી મહાસભાની બેઠક સાથે સન ૧૯૦૨ માં હિન્દી હુન્નરકળા અને માલનું મ્હોટું પ્રદર્શન ભર્યું હતું;ને તેનો ઉદ્‌ઘાટન વિધિ વડોદરા નરેશ શ્રીમંત મહારાજા સર સયાજીરાવના શુભ હસ્તે કરાવ્યો હતો.

તે શાણા ગજવીએ પરિસ્થિતિને અનુલક્ષીને જે નિદાન શોધ્યું હતું તે જ ખરું હતું, અને આખ્યાનના આરંભમાંજ તેનો નિર્દેશ કરતાં તેઓએ કહ્યું હતું કે,

"દુષ્કાળ, ઉત્તરોત્તર વધતી જતી દરિદ્રતા, ચારે બાજુએ વ્યાપેલા રોગો, આ બધી વાતો એક બાબતનો આપણને નિશ્ચય કરાવે છે કે આપણી વ્યવસ્થામાં કોઇક ખરેખર અંદરની નબળાઈ છે અને તેનો

---

* ભરૂચ શહેરનો ઈતિહાસ પૃ. ૩૩૮.

સરખાવો:

"સ્વદેશાસક્તિની આ ભરતીના જુવાળમાં ત્હેમણે ( કવિ બુલાખીરામે ) તરતજ "સ્વદેશ કારીગરી" નામક લાંબું કાવ્ય લખ્યું, અને તે સંવત ૧૯૩૨ ના ભાદરવા વદ ૯ ને મંગળવારે દી. બા. અંબાલાલ સાકરલાલના પ્રમુખપણા હેઠળ હીમાભાઈ ઈન્સ્ટીટ્યુટમાં જાહેર સભા સમક્ષ વાંચ્યું હતું ત્હેમાં

ચીજો છે વિદેશી સહુ એ ઠગારી, ન લેશો જતાં છત્ર છે અર્જ મ્હારી;
હવે હું રહ્યો આખરે એથિ હારી, વિલાતી ચીજો વીર લેજો વિચારી
જ્યારે અન્ન વર્ણનું ખાઈ વટલઈએ
તો શું અન્ય માલ લઈ ન અભડાઇએ "

કવિ બુલાખીરામ ચરિત્ર, પૃ ૨૧.

પ્રતિકાર કરવા માટે આપણે કાંઈ કરવું જ જોઈએ. પણ આ બાબતનું એક બીજું વધારે વિશાળ અને વ્યાપક સ્વરૂપ છે. તે એ છે કે આ આર્થિક પ્રશ્ન એક પ્રજા તરીકેની આપણી છેલ્લી કસોટીનો છે તેનો ઉકેલ



દી. બા. અંબાલાલ સાકરલાલ

થાય તો જ આપણો ઉદ્ધાર થાય. તેમાં આપણે નિષ્ફળ ગયા તો ભવિષ્યમાં આપણી શી અવદશા થશે? આપણે ઉત્તરોત્તર નબળા ને વધારે ગરીબ થઈશું અને પારકી મદદ ઉપર આધાર રાખનારા બનીશું. આપણી ઔદ્યોગિક સ્વતંત્રતા નાશ પામશે અને કોઈ પણ પરદેશી સત્તા આપણા ઉપર રાજ્ય ચલાવશે તેના તાબામાં આપણે લાકડાં કાપનારા ને પાણી વહેનારા અર્થાત્ મજૂર બની જઈ આપણું નિર્માલ્ય જીવન ગાળીશું. એ પ્રશ્નનો સંતોષકારક ઉકેલ થાય તો આપણું ભાવી ઉજ્જવળ થાય."*

આપણા હિતચિંતકો, આમ લાંબા સમયથી, દેશના હુન્નર ઉદ્યોગના પ્રશ્નને ચર્ચી રહ્યા હતા, પણ હિન્દી સરકારની અપ્રતિબંધ વેપારની રાજનીતિના પરિણામે દેશની આર્થિક સ્થિતિ બગડતી જતી હતી, અને એ સ્થિતિમાંથી કેવી રીતે બચવા પામીએ, અને તે સારૂ શા ઈલાજ લેવા જોઈએ, તેનો એકત્ર થઈ વિચાર કરવા ઔદ્યોગિક કોન્ફરન્સની યોજના ઘડવામાં આવી હતી, અને તેનો આશય, દી. બા. અંબાલાલ સાકરલાલના શબ્દોમાં જણાવીએ તો, હિંદમાં નવા નવા ઉદ્યોગ, બને ત્યાં સુધી હિન્દી ભંડોળ મેળવી ઉભા કરવાનો અને એ રીતે પ્રજાની જરૂરિયાતોની ચીજો, બની શકે તેટલી પૂરી પાડી, તેઓ સ્વાશ્રયી બને અને દેશમાં પાણીના પુરની પેઠે વિદેશી ચીજો રેલાઈ રહેલી છે તેની પરવા ન કરે, એ હતો; અને તેનું સ્પષ્ટીકરણ કરતાં તેમણે સમજાવ્યું હતું કે, કાચો માલ આપણે અહિં પુષ્કળ પેદા થાય છે, અને મજૂર વર્ગ પણ મ્હોટી સંખ્યામાં અને સસ્તે દરે મળી શકે છે, આપણે જે કાંઈ જરૂરનું છે તે એ વસ્તુઓને વ્યવસ્થિત રીતે નિયમન કરનારી શક્તિ, હુન્નર ઉદ્યોગનું વૈજ્ઞાનિક જ્ઞાન અને આવડ, અને ખપપુરતું ભંડોળ, એ ત્રણનું સંયોજન થશે તો કાચા માલની, આપણી મૂડી અને મજુરી વડે, જે ચીજો મહારથી આયાત થાય છે તે, આ પ્રમાણે તૈયાર કરી શકીશું એમાં જ સ્વદેશીનું રહસ્ય રહેલું છે

યુરોપમાં મહાયુદ્ધ જાગ્યા પછી આપણા દેશમાં કેટલાક નવા ઉદ્યોગો ઉભા થવા પામ્યા છે, પણ આપણો એ ઔદ્યોગિક વિકાસ હજી તદ્દન પ્રાથમિક અવસ્થામાં છે.

એ તો કવિ દલપતનાએ ભવિષ્ય ભાખ્યું હતું, તેમ,
"જે દિન જાગે મંડળિક, દેશ તણું દુઃખ જાય."

---

* શ્રી મહારાજ સયાજીરાવ ગાયકવાડ એઓશ્રીનાં વ્યાખ્યાનો તથા ભાષણો ભા. ૧ પૃ. ૨૦

# પ્રકરણ ૬

## અંગ્રેજી શિક્ષણ

"English has brought various parts of our Country to-gether, has made possible our contact with the wide world and has been the means of making us familiar with modern ideas It would be short-sighted policy if narrow ideas of nationalism lead us to neglect this fountain from which we imbibe invigorating thoughts* "

દર વીસ વર્ષે ઈસ્ટ ઈન્ડીયા કંપનીનો ચાર્ટર નવેસર ચાલુ કરી આપતી વખતે પાર્લામેન્ટરી કમિટી, તેના કામકાજની બારીકાઈથી તપાસ કરી, કંપની સરકારના અધિકાર અને વહિવટમાં, જે કાંઈ સુધારાવધારા ફેરફાર કરવાનું યોગ્ય જણાય તેની ભલામણ કરતી અને એ ભલામણોમાં હિન્દીઓની કેળવણીનો પ્રશ્ન પણ આવી જતો હતો સન ૧૮૧૩ માં પાર્લામેન્ટમાં થએલી ચર્ચા દરમિયાન હિન્દીઓને કેળવણી આપવી એ રાષ્ટ્ર-સરકારનું કર્તવ્ય છે, એ સિદ્ધાંત ગ્રાહ્ય થયો હતો તે પછી હિન્દીઓને કયું શિક્ષણ આપવું, પરાપૂર્વથી ચાલતું આવતું સંસ્કૃત, ફારસી-અરેબિક ભાષા સાહિત્યનું કે નવા યુરોપિય જ્ઞાન અને વિજ્ઞાનથી પરિચિત થવા અંગ્રેજી ભાષાનું, અને તે વિષે ખુબ ઉહાપોહ અને વિવાદ થઇ, છેવટે, લોર્ડ બેન્ટીંકે, એવો નિર્ણય આપ્યો હતો : હિન્દીઓને યુરોપિય સાહિત્ય અને વિજ્ઞાનનું જ્ઞાન આપવું એજ બ્રિટીશ સરકારનો પ્રધાન આશય છે અને તેથી હિન્દીઓની કેળવણી સારુ પાર્લામેન્ટ તરફથી જે નાણું મુકરર થયલું છે તે એકલા અંગ્રેજીના શિક્ષણ પાછળ ખર્ચાશે, તે ગાળામાંજ કોર્ટના કામકાજમાંથી ફારસી ભાષાનો વ્યવહાર બંધ કરી, અંગ્રેજી અથવા તેના અભાવે માતૃભાષાને સ્થાન આપવાનો ઠરાવ થયો હતો, તે કારણે પણ અંગ્રેજી ભાષાના અભ્યાસને વધુ ઉત્તેજન મળ્યું હતું

અંગ્રેજીના અભ્યાસને આમ પ્રધાનપદ અપાયું તે એકંદરે આપણને હિતાવહ નિવડ્યું છે,એમ તટસ્થપણે વિચારનાર કોઈ પણ કહેશે, અર્વાચીન

* The Kamala Lecture—1934 Page 2

હિન્દના પિતા રાજા રામમોહનરાયે, એ ભાષાજ્ઞાનનુ મૂલ્ય અને મહત્વ વિચારીને જ અંગ્રેજીનું શિક્ષણ આપવાની મક્કમતાથી માગણી કરી હતી; અને એ ધોરણ સ્વીકાર્યાથી હિન્દની ઉન્નતિ થવા પામી છે, એવો સ્પષ્ટ અભિપ્રાય કામદાર પક્ષના એક જાણીતા સભ્ય મી. માર્ડી જોન્સે, તાજેતરમાં વ્યક્ત કર્યો છે, નહિ તો તેઓ કહે છે, કે તેના અભાવે ચીનમા જે સ્થિતિ અત્યારે છે, તે સંભવિત છે કે, હિંદુસ્તાનની રહી હોત,* તેમ છતાં તે શિક્ષણમાં વાધાભર્યું, બોજારૂપ અને નુકશાનકારક તત્વ તો એ હતું કે શિક્ષણના વાહન તરીકે, વિદ્યાર્થીઓને સ્વાભાવિક તેમ પરિચિત, માતૃભાષાનો ઉપયોગ કરવાને બદલે, અંગ્રેજી શિવાયના બીજા બધા વિષયોનું જ્ઞાન પણ અંગ્રેજી ભાષાદ્વારા આપવામા આવતુ હતું માતૃભાષાદ્વારા એ શિક્ષણ અપાયાથી અંગ્રેજી ભાષા પરનો કાબુ વા પ્રભુત્વ કદાચ ઓછુ પ્રાપ્ત થયુ હોત, પણ જ્ઞાન પ્રાપ્તિમા જે પ્રગતિ થવા પામત તે વિદ્યાર્થિને વધારે મહત્વની અને મદદગાર નિવડત વળી તે શિક્ષણની આડકતરી પણ અનિષ્ટ અસર એ થવા પામી હતી કે, અંગ્રેજી શિક્ષિત વર્ગ, જે એ જ્ઞાનનો લાભ જનસમુદાયને આપશે એવી ધારણા રાખવામા આવી હતી તે નિષ્ફળ ગઈ હતી, અને ઉલટુ તે વર્ગ તેમનાથી અતડો અને અક્કડ થઈ પડયો હતો।

તથાપિ એટલુ નિર્વિવાદ છે કે અંગ્રેજી ભાષાનુ જ્ઞાન આપણને તે રાજકર્તાઓની ભાષા હોવા સિવાય, જગત સાથે વ્યવહાર રાખવાને, તેમ આધુનિક વિચાર અને સાહિત્યથી પરિચિત રહેવાને અને દેશનું ઐક્ય સંપાદન કરવામા અત્યંત મદદગાર નિવડ્યુ છે અને તેની અવગણના કરવી, ત્યાગ કરવો એ આપણા વિકાસના માર્ગનો સ્વત વિનાશ કરવા જેવુ પગલું લેખાય એ ભાષાનુ સાહિત્ય એટલું વિકસેલું અને સુસમૃદ્ધ છે કે બીજી ભાષા તરીકે પણ, જ્ઞાન અને સંસ્કારની પ્રાપ્તિ અર્થે, તેનો અભ્યાસ અગત્યનો છે જે કાંઈ કરવા જેવુ, જરૂરનુ છે તે આનુ શિક્ષણ પદ્ધતિમા ઘટતો ફેરફાર અને સુધારો કરવાનુ છે અને તે સહેલાઈથી થઈ શકે એમ છે

---

* "Had the dead Classics of India been adopted as the educational media a century ago to cope with the Science and industry of the modern world, India would probably have remained about as backward and undeveloped as China still remains"

Contemporary India-March 1936

આપણે હવે પાર્લામેન્ટરી કમિટીની સૂચનાનુસાર કંપની સરકારે હિન્દીઓને કેળવણી આપવા શા પગલા લીધા હતા તે જોઇએ.

છેલ્લી ચાર્ટર સન ૧૮૫૩ મા ચાલુ કરી આપ્યા બાદ હિન્દીઓની કેળવણીના વિષયમા યોગ્ય દિશા સૂચન કરતો એક ખરીતો બોર્ડ ઓફ કોન્ટ્રોલના પ્રમુખ સર ચાર્લ્સ વુડે હિન્દી સરકારને લખી મોકલ્યો હતો અને હિન્દની કેળવણીના ઈતિહાસમા તે ખરીતો બહુ મહત્વનો ગણાય છે, અને એક દસ્તાવેજની પેઠે તેનુ મૂલ્ય અકાય છે.

કેળવણીનુ ધ્યેય સ્પષ્ટ કરતા તેમા કહેવામા આવ્યુ હતુ કે હિન્દીઓના ઉપલા વર્ગોને યુરોપીય જ્ઞાન પ્રાપ્ત થાય એ પ્રકારે બને તેટલી સવડ કરી આપવી, જેની અસર ધીમેધીમે તેમના અન્ય બાધવો ઉપર થશે એ રીતે સમસ્ત દેશનુ કેળવણીનુ વાતાવરણ વધતુ વધતુ ઉંચે પહોચશે,• અને તેની સિદ્ધિ અર્થે નીચે મુજબ કાર્યક્રમ સૂચવ્યો હતો ×

(૧) કેળવણીના વહિવટ સારૂ જુદુ ખાતુ કાઢવુ
(૨) ઇલાકાના શહેરોમા યુનિવરસિટિઓ સ્થાપવી
(૩) શિક્ષકોને તાલીમ આપવા ટ્રેનિંગ સ્કૂલો ખોલવી
(૪) સરકારી કૉલેજો અને હાઈસ્કુલો ચાલુ છે તે નિભાવવી અને જરૂર જણાયે તેની સખ્યા વધારવી
(૫) નવી મિડલ સ્કૂલો ઉઘાડવી
(૬) પ્રાથમિક કેળવણી પ્રતિ વિશેષ ધ્યાન આપવુ
(૭) ગ્રાન્ટ ઇન એઇડનુ ધોરણ દાખલ કરવુ

અને વધુમા જણાવ્યુ હતુ કે ઉપલા વર્ગોમા શિક્ષણનુ વાહન અંગ્રેજી રાખવુ, જ્યા તે શિક્ષણ સારૂં માગણી થાય ત્યા સવડ કરી આપવી પણ એ લક્ષમા લેવુ કે અંગ્રેજીએ માતૃભાષાનુ સ્થાન લેવાનુ નથી ×

• It is well that every opportunity should be given to those (the higher) classes for the acquisition of a liberal European education the effects of which may be expected slowly to pervade the rest of their fellow country men and to raise, in the end, the educational tone of the whole country." (History of English Education In India, P 85 Syed Mohumad)

× but it is not to be substituted for the Vernacular languages of the country ("English Education in India" by Syed Mahumood page 85)

ઉપર જણાવેલ ગ્રાન્ટ ઈન એઈડનું ધોરણ એવું ઠરાવ્યું હતું કે તે નાણાની રકમ, જે શાળા ધર્મ વિષયમાં તટસ્થતા જાળવી સામાન્ય (Secular) શિક્ષણ આપતી હોય, તેનો પદ્ધતિસર વહિવટ થતો હોય, સરકારી નિયમો અને તપાસને આધીન હો, અને શિક્ષણ બદલ થોડી ઘણી ફી લે, તે સૌને, સમાન રીતે, આપવામાં આવે, અને તે કેટલી અને કયાં સુધી આપવી તેનો નિર્ણય સરકારના ઇન્સ્પેક્ટરના રીપોર્ટ પર આધાર રાખશે.

પણ હિંદી સરકારની એ કેળવણી વિષયક રીતિનીતિ (Policy) પૈસાની તંગાશને લઈને પ્રાથમિક કેળવણીનો વિસ્તાર વધારવા નિષ્ફળ નિવડી હતી, તેમજ માધ્યમિક શાળાઓ પાસે ગ્રાન્ટની બાબતમાં સખ્ત અને ઉંચા ધોરણની માગણી કર્યાથી, તેમાં પણ પ્રગતિ સાધી શકાઈ નહોતી તે પછી દેશમાં અફઘાન વિગ્રહ, દુકાળ અને આકરા કરો પડતા અને કાયદાનું પ્રાબલ્ય વધતા, અજંપો પેદા થયો હતો અને નવા અંગ્રેજી વિચાર અને સાહિત્યના સંસ્કાર પામેલો શિક્ષિત વર્ગ, સમજણો અને પગભર થતા, તેમના તરફથી પ્રચલિત કેળવણીના ધોરણમાં સુધારા થવા માગણી ઉદ્ભવતા, હિન્દી હાકેમ લોર્ડ રીપને સન ૧૮૮૨ માં સર વિલિયમ હંટરના પ્રમુખપણા હેઠળ એક કેળવણી કમિશન નિમ્યું હતું તેણે આખોય પ્રશ્ન વિચારી જે ભલામણો હિન્દી સરકારને કરી, તેનો સાર એ હતો, કે સરકારે માત્ર પ્રાથમિક કેળવણીની જવાબદારી સ્વીકારવી, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ પરત્વે જીલ્લાવાર એક એક આદર્શ હાઈસ્કૂલ કે કૉલેજ રાખવી અને બીજી હાઈસ્કૂલો કે કૉલેજોને ખાનગી સાહસથી નિભાવે તેને તેના ખર્ચની વધુમાં વધુ અડધી રકમ ગ્રાન્ટ તરીકે આપવી ને મદદ કરવી. વાસ્તવિક રીતે સરકારે માધ્યમિક અને ઉંચી કેળવણીના ક્ષેત્રમાંથી ખસી જઈ ખાનગી અને સ્થાનિક સાહસ તે કેળવણી પ્રવૃત્તિ ઉપાડી લે એ રીતે વિસ્તરે એવી વ્યવસ્થા યોજી હતી

અંગ્રેજી શિખનારાઓનો મ્હોટો ભાગ નોકરીની લાલચે તે ભાષા ભણતો હતો અને તેમનું ધ્યેય યુનિવર્સિટિનું ઉંચું શિક્ષણ લેવાનું નહોતું એવાઓને માટે તેમજ જેમને સામાન્ય વ્યવહારૂ જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તેમની સગવડ સારૂ, હાઈસ્કૂલના અભ્યાસમાં કમિશનની સૂચના પરથી બે વિભાગ પાડી નાખવામાં આવ્યા હતા જેમાંનો એક કૉલેજમાં જઈ શકે અને બીજો, પબ્લિક સર્વિસ પરીક્ષામાં બેસી શકે જે પરીક્ષા પાસ કરે તે નોકરી માટે લાયક ગણાય પણ કૉલેજ

અભ્યાસની મોહિની એટલી બધી ન્હોતી કે બહુ થોડાજ વિદ્યાર્થીઓ પબ્લિક સર્વિસ પરીક્ષામાં બેસતા હતા. /

માધ્યમિક શિક્ષણમાં ઉપર મુજબ ફેરફાર થયા અને પ્રાથમિક કેળવણીના વિષયમાં વડી સરકારે તેની જવાબદારીનો બોજો, નવા સ્થપાયલા સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા ઉપર લાદી, તેમાંથી છટકબારી શોધી હતી તે પગલું જેમ ઉતાવળું તેમ ગેરવાજબી હતું.

યુનિવર્સિટિને હાઇસ્કુલોને ગાઢ સંબંધ છે, અને તે એવી રીતે સંકળાએલા છે કે એક બીજા પર તેની સારી માઠી અસર તુરત માલુમ પડે છે. હંટર કમિટીના તપાસક્ષેત્રમાંથી યુનિવરસિટિના પ્રશ્નને અલગ રાખવામા આવ્યો હતો એ એક ગંભીર ભૂલજ હતી. એ રીતે હંટર કમિશનની તપાસ અધુરી અને એકપક્ષી (one sided) હતી.

આ કમિશનથી મ્હોટો અને મુખ્ય લાભ એ થયો કે પ્રજામા અંગ્રેજીના શિક્ષણની માગણી ઉદ્ભવી હતી તેને પહોંચી વળવા ખાનગી સાહસ ને ઉત્તેજનથી પ્રેરાઈને સંખ્યાબંધ હાઈસ્કુલો તેમ કૉલેજ સંસ્થાઓ દેશમા નવી નિકળી, તેથી કેળવણીનો પ્રચાર તેમ પ્રમાણ બને વધ્યાં હતા. 1

એ સંસ્થાઓનો આશય લોક માગણીને પૂરી પાડવાનો હતો અને ઘણીખરી શાળાઓ સાર્વજનિક સંસ્થાઓ દ્વારા ઉભી થઇ હતી, એટલે તેમાં કમાણીનો સંભવ નહોતો, પણ વખત જતા તેમા એવો વર્ગ પણ દાખલ થતા પામ્યો, જેની પ્રવૃત્તિ કમાણી અર્થે હતી, અને એ હરીફાઈ વધતા, જેમાની કેટલીક સસ્થાઓ, કેળવણીની સંસ્થાઓ મટી, વેપારની પેઢીઓ થઈ પડી હતી, અને ધન પ્રાપ્તિના લોભને વશ થઈ, તેઓ વર્ગમા જોઈએ તે કરતા વધુ પ્રમાણમા વિદ્યાર્થીઓ લેતા, શિક્ષકોને હલકા (low) પગાર આપતા, અને શિક્ષણના સાધનો જેવા કે લાઇબ્રેરી, લેબોરેટરી, હોસ્ટેલ વગેરે નામના રાખી, જેમ વધુ નફો મળે એવી તજવીજ કરતા, અને તેના પરિણામે શિક્ષણનું ધોરણ બગડતુ તેમ શિસ્તનો (discipline) લોપ થતો હતો, અને એવી શાળાઓ નજર સમીપ રાખીને, જેની સંખ્યા બહુ વધી પડી હતી, તે વિષે ટીકા કરતા કર્ઝનકૃત યુનિવર્સિટી કમિશને, તેમના રીપોર્ટમા લખ્યુ હતુ, કે, "The education in these Schools was cheap because it was bad and bad because it was cheap " એ શાળાઓનુ શિક્ષણ ખરાબ હતુ માટે સોંઘુ હતુ, અને સોંઘુ હતુ એટલે તે ખરાબ હતુ

આપણા દેશમાં જ્ઞાનનો મહિમા મ્હોટો બતાવાયો છે, અને તે પવિત્ર ગણાઈ, જ્ઞાન વિના મૂલ્ય અપાતું આવ્યું છે. એટલું જ નહિ પણ ગુરુ તેમના શિષ્યોને પુત્રવત્ રાખતો અને તેમના વચ્ચેનો સંબંધ કુટુંબવત થઈ પડતો હતો.*

જે કેળવણી સંસ્થાઓ ઉપર જણાવ્યા પ્રમાણે અયોગ્ય રીતે અને કેળવણીના ધોરણ અને નીતિની વિરૂદ્ધ તેનો વહિવટ કરતી હતી, તેમાં યોગ્ય સુધારો, હિન્દી સરકાર વધારે સખ્તાઈથી કામ લઈને કરી શકત; એમાં એવું કાંઈ તત્ત્વ નહોતું કે ચોક્કસ નિયમો ઘડયે તે દૂર થઈ ન શકે.

પરન્તુ લૉર્ડ કર્ઝન, જે એક બુદ્ધિશાળી અને પ્રતાપી વ્યક્તિ હતી, તેમને આ વધતો જતો ઉંચી કેળવણીનો પ્રવાહ ભય સમાન દેખાયો અને તે ખાળવાના માર્ગ તેમણે શોધવા માંડ્યા.

પ્રથમ જુદા જુદા પ્રાંતોના વિદ્યાધિકારીઓની પરિષદ મેળવી, હિન્દી કેળવણીનો પ્રશ્ન સમગ્ર રીતે તપાસી જઇ, હિન્દી કેળવણીની રીતિનીતિ સ્પષ્ટ કરતો એક લાંબો ઠરાવ પ્રસિદ્ધ કર્યો, તેમાં એમ જણાવ્યું હતું, કે હંટર કમિશને સૂચવ્યા મુજબ પ્રાથમિક કેળવણી એ હિન્દી સરકારનું મુખ્ય કર્તવ્ય છે; અને ખેતીપ્રધાન દેશને સરળ, બંધબેસ્તી અને ઉપયોગી થઈ પડે એવી કેળવણી આપવા ખાસ ધ્યાન અપાવું જોઈએ; માધ્યમિક શાળાઓનો સ્વીકાર સરકારના કેળવણી ખાતાએ અમુક શરતોએ કરવો, અને એવો સખ્ત પ્રતિબંધ મૂકવો કે કેળવણીના તાત્ત્વિક સિદ્ધાંતોનું જે સંસ્થા પાલન કરતી ન હોય તે યુનિવરસિટિની પરીક્ષામાં વિદ્યાર્થીઓને મોકલી ના શકે. એ સિવાય બીજી કેટલીક સૂચનાઓ કરી હતી, તે ગૌણ હોઈ અહિં નહિ આપીએ; પણ જે અગત્યનું તેમણે કાર્ય ઉપાડી લીધું તે યુનિવરસિટિ સુધારણાનો પ્રશ્ન હતો.

સન ૧૮૫૭ માં લંડન યુનિવરસિટીના ધોરણ ઉપર મુબાઇ, કલકત્તા અને મદ્રાસની યુનિવરસિટિઓ સ્થપાઈ હતી; તે પછી આપણે અહીં મ્હોટા ફેરફાર થવા પામ્યા હતા, તેમ જે ધોરણ પર એ સંસ્થાઓ નીકળેલી, તે લંડન યુનિવરસિટીના બંધારણ અને ધોરણમાં પણ સુધારા કરવામાં

* આપણી એ પ્રાચીન કેળવણી પદ્ધતિનો સુંદર પરિચય જાણીતા અભ્યાસી પ્રો. ક્ષિતિમોહન સેને, "વિશ્વ ભારતી", ત્રૈમાસિકમાં કરાવ્યો છે, તે વાચકે જોઈ લેવા વિનંતિ છે. "વિશ્વભારતી" મે ૧૯૩૬.

આવ્યા હતા; હંટર કમિશને એ યુનિવરસિટિનો વિષય છોડી દઈને તેને અન્યાય જ કર્યો હતો; એટલે યુનિવરસિટિ સુધારણાનો પ્રશ્ન અગત્યનો હતો; પણ તેમ કરવામાં લૉર્ડ કર્ઝનનો જે હેતુ હતો તે પ્રમાણિક તેમ હિન્દીઓના હિતનો નહોતો; તેથી તે એક્ટ પસાર થતાં તેની વિરૂદ્ધ જે પોકાર ઉઠ્યો હતો તે વાજબી અને વાસ્તવિક હતો એમ કહેવું પડશે; પણ આ તો આપણે તેની વિગતો જોયા પૂર્વે તેનો નિર્ણય નોંધ્યો.

લૉર્ડ કર્ઝનનાં યુનિવરસિટિ કમિશને તે પ્રશ્ન તપાસી વિચારી નીચે પ્રમાણે સૂચનાઓ કરી હતીઃ—

(૧) યુનિવરસિટિની નવેસર રચના.

(૨) કૉલેજોની વધારે સખ્ત અને પદ્ધતિસર તપાસ અને કૉલેજ સ્વીકાર કરવામાં વધારે ચોકસાઈભરી શરતો.

(૩) કૉલેજ વિદ્યાર્થીઓના અભ્યાસ અને રહેઠાણ ઉપર વધુ જાપતો રાખવો.

(૪) મર્યાદિત ક્ષેત્રમાં યુનિવરસિટિએ શિક્ષણકાર્ય શરૂ કરવું.

(૫) અભ્યાસક્રમમાં અને પરીક્ષાના ધોરણમાં બહોળા ફેરફાર કરવા.

લૉર્ડ કર્ઝનના આ યુનિવરસિટિ સુધારણાના ગુણદોષ ઉપર આપણે કાંઈ કહીએ તેના કરતાં, કલકત્તા યુનિવરસિટિ કમિશને તે વિષે જે ટીકા કરેલી છે તે જ આપવી ઠીક થઈ પડશે.

તે જણાવે છે, કે જેમ હંટર કમિશને યુનિવરસિટિનો પ્રશ્ન અલગ રાખીને જેવી ગંભીર ભૂલ કરી હતી તેવી મ્હોટી ભૂલ યુનિવરસિટિ કમિશને માધ્યમિક શાળાઓની તપાસનો પ્રશ્ન મૂકી દઈને કરી હતી. તેણે વળી યુનિવરસિટિના વહિવટમાં સરકારનો કાબુ અને દેખરેખ અગાઉ કરતાં વધારે અસરકારક અને સીધા રહેવા પામે એ ઉદ્દેશથી સેનેટનું બંધારણ અધિકારીવર્ગવાળું કરી નાખી, સઘળી સત્તા સરકારના હાથમાં કેન્દ્રિત કરી હતી; તે પ્રજાના હક્ક ઉપર તરાપ મારવા સમાન હતું. બીજો આક્ષેપ તેની સામે એ હતો કે તેથી યુનિવરસિટિનું શિક્ષણ બહુ ખર્ચાળ થવા પામ્યું હતું. એ એક્ટની અસર વર્ણવતા મિસિસ એનિ બિસેન્ટે કહ્યું હતું, કે 'એ એક્ટના પરિણામ બહુ શોચનીય નિવડ્યા છે, કેળવણી આપવી મોંઘી થઈ પડે એવી રીતે તેની ફી વધારવામાં આવી છે. અને યુનિવરસિટિના વહિવટ પર સરકારનો કાબુ વિશેષ જામ્યો છે. ઉચ્ચ

* Calcutta University Commission Report.

કેળવણી એ સરકારનું એક યંત્ર થઈ પડયુ છે, તેમાં પરીક્ષાનું ધો-
વધારેને વધારે સખ્ત બનતું જાય છે'* અને એ સુધારાના પરિણા
યુનિવરસિટિનું કાર્ય પ્રગતિમાન અને યશસ્વી થઈ પડશે, એ આશા રાખે
તે પણ વ્યર્થ ગઇ છે. હિન્દી પ્રજાને નવા સુધારા આપવાનો પ્ર'
ઉપસ્થિત થયો ત્યારે યુનિવરસિટિને લગતો પ્રશ્ન ફરી વિચારવા કલકત્ત
યુનિવરસિટિ કમિશન જાણીતા કેળવણી નિષ્ણાત ડૉ. એમ. ઇ. સેડલરના
પ્રમુખપણા હેઠળ નિમવામાં આવ્યુ હતુ, અને તેનો રીપોર્ટ હિન્દી
કેળવણીના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે, પણ એ વિષય પ્રસ્તુત
ખંડની કાળમર્યાદા બાધી છે, તે પછી આવે છે, એટલે એ પ્રશ્નને
અહિંથી છોડી, પ્રાથમિક કેળવણીના વિષયમાં હિન્દી સરકારે, તેનું એ
પ્રાથ કર્તવ્ય કેવી રીતે અદા કર્યું છે તે આપણે નજર તળે કાઢીશુ.

પ્રજાને કેળવણી આપવી એ સરકારનું કર્તવ્ય છે, એ સિદ્ધાંત
માન્ય થયા પછી, સન ૧૮૮૨ ના હંટર કમિશનથી હિન્દી સરકારે માત્ર
પ્રાથમિક કેળવણીની જવાબદારી માથે લઈ અને પછીથી તે સ્થાનિક
સ્વરાજ્યની સંસ્થાઓ વચ્ચે વહેંચી નાંખી, માધ્યમિક અને ઉંચી કેળવણી
માટે માત્ર નમુનેદાર એક એક સસ્થા ચલાવવાનું સ્વીકારી, બાકીનું કાર્ય
ખાનગી પ્રયત્ન પર છોડી દીધુ હતુ

' તેમ છતા ખેદ સાથે કહેવું પડે છે કે સરકારે એ પ્રાથમિક
કેળવણીના પ્રદેશમાં કાંઈ પણ સંગીન કાર્ય કર્યું નથી, બ'કે સ્વર્ગસ્થ ગોખલેએ
હિંદી ધારાસભામાં પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવા એક ખરડો રજુ
કર્યો હતો, ત્યારે સરકારે એવી બાલીશ દલીલો આણી, તેનો વિરોધ
કર્યો કે એવા અખતરા સારૂ હજી સમય આવી પહોચ્યો નથી, એવા
જરૂરી ખર્ચને પહોચી વળવા સરકાર પાસે નાણા નથી, અને લોકસમૂહ
ધાર્મિક કારણસર તેની વિરૂદ્ધ છે. એ દલીલ એવી પોકળ અને ખોટી હતી
કે તે વિષે ટીકાની જરૂર જ રહેતી નથી, અને તે સબધમાં એટલુ

---

* "Its result were lamentable, fees were raised so as to make education costly, private efforts were discouraged Government control was increased, and higher education became a Government machine in which examinations became more and more exacting."

England's Educational Policy by Oak page 15

કહેવું ખસ થશે કે, અન્ય સુધરેલા દેશોમાં બને છે તેમ, એ કેળવણી સાર્વત્રિક નથી, ફરજીયાત નથી, તેમ મફત પણ અપાતી નથી.

અંતમાં, હિન્દી કેળવણીના પ્રશ્ન જેમણે ઝીણવટથી અને તેમાં ઉંડા ઉતરીને વિચાર્યો છે, તે ગૃહસ્થ મી. આર્થર મેહ્યુ, તેનો ઉપસંહાર કરતાં જણાવે છે કે—

સમજુ અને વિચારવંત વિવેચક, જેણે કેળવણીના ક્ષેત્રમા કાર્ય કરેલુ છે એટલુંજ નહિ પણ નિવૃત્ત થયા પછી ચિંતન માટે સમય મેળવેલો છે, તે, ડૉ. જોન્સન અને લેડી ઉપદેશક વચ્ચે થયલા સવાલ જવાબ મુજબ, એ વિષે કહેશે, 'સાહેબ, કુતરૂ તેના પાછલા પગ પર નાચ કરે છે, તેની એ યાદ આપે છે, તે બરોબર થયુ નથી, તે આટલુ પણ થવા પામ્યુ છે, એજ નવાઇભર્યું છે*



*"The attitude of the really thoughtful criti still more of one who has worked in the vineyard and had time for subsequent reflection, will probably be that of Dr Johnson towards the lady preacher, "Sir, it reminds me of a dog dancing on its hind legs' It is not done well The wonder is it is done at all"

'The Education of India" by Arthur Mayhew—page 102.

## હિન્દી મહાસભાની સ્થાપના ( સન ૧૮૮૫ )

" સગી માતા સમાન જાણજો જો,
સુખ આશા એના થકીજ માણજો જો
સભા આપણી ઉદાર ઇષ્ટ દેવી છે જો,
આપે સર્વદા અનેક સુખ એવી છે જો
સભા જીવજો કરોડ દિવસ જમની જો,
એવી આશીશ છે દલપતરામની જો "*

ઓગણીસમા સૈકાના ચોથા પાદના આરંભમા આપણા ભારતવર્ષમા ભિન્નભિન્ન પ્રકારના બળો આર્થિક, સામાજિક, ધાર્મિક, સાસ્કારિક, રાજકીય વગેરે, પ્રવર્તિ રહ્યા હતા, તેમાથી રાષ્ટ્રીય એકતાની ભાવના ઉદ્‌ભવી, અને તેનુ મૂર્તસ્વરૂપ તે આપણી મહાસભા છે.

તે સસ્થા, આપણા લોકપ્રિય કવિ દલપતરામે એમની આર્ષ વાણીમા જણાવ્યુ હતુ કે, એક સગી જનેતાની પેરે, હિન્દી જનતાને સુખદાયી, કલ્યાણકારી અને આશાસ્પદ નિવડશે અને એક ઇષ્ટદેવની પેઠે તેનુ રક્ષણ કરશે તે અક્ષરસ સાચુ પડયુ છે। હિન્દમા વસતી સર્વ જાતિઓનુ અને પક્ષોનુ તે પ્રતિનિધિત્વ ધરાવે છે, અને એ મુદ્દા ઉપર વિશેષ ભાર મૂકતા, મહાત્મા ગાધીજી, જે મહાસભાના એક મહારથી હોવા ઉપરાત, છેલ્લા પદર વર્ષથી તેના સુકાની છે, તેમણે બીજી ગોળમેજી પરિષદમા, તેના એકજ અને એકલા પ્રતિનિધિ તરીકે, મહાસભાનો કેસ રજુ કરતા, કહ્યું હતુ કે,

" મહાસભા એ હિન્દુસ્તાનની જૂનામા જૂની રાજકીય સસ્થા છે તેનુ આયુષ્ય ૫૦ વર્ષનું થવા આવ્યુ છે, અને એ સમયમા તે કશા અતરાય વિના પોતાની વાર્ષિક બેઠક ભરતી આવી છે તે નામ પ્રમાણે ગુણે પણ રાષ્ટ્રીય છે તે કોઈ એક નામ, એક વર્ગ કે એક હિતની પ્રતિનિધિ નથી હિન્દુસ્તાનના તમામ હિત અને તમામ વર્ગોની પ્રતિનિધિ

* ઈન્ડિયન નેશનલ કોંગ્રેસ યાને ભાગ્તી જયતિ ગીતાવલી, ખડ—૨

હોવાનો તેનો દાવો છે. મને કહેતાં અતિશય આનંદ થાય છે કે એની ઉત્પત્તિની કલ્પના એક અંગ્રેજના મગજમાંથી ઉદ્‌ભવી હતી. એલન ઓક્ટેવીયસ હ્યુમને અમે મહાસભાના જનક તરીકે ઓળખતા. બે મહાન પારસીઓ ફીરોજશાહ અને હિન્દના દાદાભાઈ નવરોજજીએ તેને ઉછેરી છે. છેક શરૂઆતની મહાસભામાં મુસલમાનો, ખ્રિસ્તિઓ, એંગ્લો-ઈન્ડિયનો કહો કે તમામ ધર્મો, સંપ્રદાયો, તથા માન્યતાઓના પ્રતિનિધિ ઓછી વત્તી સંખ્યામાં હતા.*

હિન્દી પ્રજા ગયા સૈકામાં ઘોર નિંદ્રામાં પડેલી હતી, તેને જાગૃત કરવા અને તેનો ઉત્કર્ષ સાધવા જીવનમાં જૂદાં જૂદાં ક્ષેત્રો જેવાં કે કેળવણી, સાહિત્ય, સમાજ સુધારો, ધર્મ વગેરેમાં, સાથ આપનાર કે હાથ પકડી ઉંચે આણનાર અગ્રેજો હતા અને રાજકારણના વિષયમાં પણ, ઉપર જણાવ્યુ તેમ, નવો ચીલો પાડી, માર્ગ બનાવનાર એક અંગ્રેજ ગૃહસ્થ હતો.

દેશના રાજકીય પ્રશ્નો વિચારવા અને ચર્ચવા હિન્દના જુદા જુદા પ્રાંતોમાં પ્રજાકીય સંસ્થાઓ, જેમ કે કલકત્તામાં ઇન્ડિયન એસોશિયેશન, મદ્રાસમાં મહાજન સભા, પૂનામાં સાર્વજનિક સભા હતી તે સઘળી એકત્ર થઈ, પ્રજાજીવનને લગતા સામાજિક પ્રશ્નો હાથ ધરે, તે આવશ્યક છે, એ વિચારથી પ્રેરાઇને એલન ઓક્ટોવિયસ હ્યુમ જેઓ અગાઉ એક સાનંદી અમલદાર હતા, તેમણે તે વિચાર હિન્દના ગવર્નર જનરલ લોર્ડ ડફરીન સમક્ષ રજુ કર્યો; પણ તે તેમને પસંદ પડ્યો નહિ; અને તે વિષે વધુ ચિંતન કર્યા બાદ હ્યુમને પાછા બોલાવીને તેમણે સૂચવ્યુ હતું, કે "તમારી કલ્પના બહુ ઉપયોગી નિવડે એવી નથી. હિન્દમા આવ્યા પછી મને અહીંના વહીવટમાં એક મોટી ખામી દેખાઈ છે. ઈંગ્લાંડની પાર્લામેન્ટમાં સરકાર પક્ષ કરતાં લઘુમતીમા હોવાથી સરકારની નીતિ પર સતત ચોકી રાખનાર અને તેની ટીકા કરનાર જે 'વિરોધ પક્ષ' હોય છે તેની ગરજ સારે એવું એક પણ રાજદ્વારી મંડળ આ દેશમાં નથી. વર્તમાનપત્રો છે ખરા અને તેમાં સાચો લોકમત રજૂ થતો હોય તો પણ તેમના પર વિશ્વાસ રાખી શકાય એવુ નથી. અગ્રેજોને પોતાને વિષે અને તેઓ જે નીતિથી રાજ્ય ચલાવે છે તે નીતિ વિષે દેશના વતનીઓ શું ધારે છે તેની સ્વાભાવિક રીતે કશીજ માહિતી મળતી નથી.

* મહાસભાનો ઇતિહાસ, પૃ. ૩૦.

તેથી અગ્રેજોના હિતને ખાતર તેમજ હિંદી પ્રજાના હિતને ખાતર હિન્દી રાજદ્વારીઓ વરસમા એક વાર એકત્ર થઇને સરકારના વહીવટની ખામીઓ બતાવે તેમ જ તે તેમ સુધારવી તે વિષે સૂચનાઓ કરે એ બહુ ઇચ્છવાયોગ્ય છે ”

ઉપરોક્ત બનાવ બન્યો તે અરસામા મદ્રાસમા થિયોસોફિકલ સોસાઇટીનુ વાર્ષિક સમેલન મળ્યુ હતુ, તેમાના કેટલાકે, જેમની સખ્યા ૧૭ હતી, અન્ય મિત્રો સાથે મસલત કરી તેમજ તે સાની સમતિ મેળવી એક સભા દીવાન બહાદુર રઘુનાથરાવના ઘરમા ભરી હતી, તેનો મુખ્ય આશય અખીલ ભારતવર્ષીય રાજસભા સ્થાપવાનો હતો +

હિન્દના ત્રણ મોટા પ્રાતોમા લોકહિત અને લોકહક્કના રક્ષણ અર્થે, દરેકમા એક મોટી પ્રજાકીય સસ્થા હતી, અને સન ૧૮૮૫ મા, ઉપર જણાવેલી સભા મળ્યા બાદ, મુબાઈમા પ્રેસિડેન્સી એસોસિએશન નવી નીકળી હતી

સમસ્ત દેશ માટે જુદા જુદા પ્રતિનિધિત્વવાળી એક મધ્યસ્થ સસ્થા હોય એ અગત્યનુ છે એવી લાગણી સુરેન્દ્રનાથ બેનરજી અને અન્ય હિન્દી ગૃહસ્થો જેમણે સન ૧૮૭૭ મા લોર્ડ લીટનના દિલ્હી દરબારમા હાજરી આપી હતી, તેમને સ્ફુરી હતી, પણ પ્રચલિત રાજકીય વાતાવરણ એવુ ક્ષુબ્ધ અને ઉદ્વેગભર્યું હતુ કે તેનો વિચાર કરવાનો તે સમયે અવકાશ જ ન હતો

તે પછી લોર્ડ સેલ્સબરીએ હિન્દી સિવિલ સર્વિસની પરીક્ષાની વય હતી તેમા બે વર્ષનો ઘટાડો કર્યો ત્યારે તેની સામે પોકાર ઉઠાવવા સુરેન્દ્ર-

---

* મહાસભાનો ઇતિહાસ પૃ ૨૪

+ ' He (Ragunath Rao) set up a special meeting of his friends in his house later on and determined with their approbation to find ways and means of bringing together Indian Politicians to inaugurate a political movement for the regeneration and reform of the methods of Government of this Country calculated to promote a future Indian alliance towards swaraj "

Prof Sundarraman

The Hindu Congress Jubilee Number, 27th Dec 1935

એનરજીએ એક જબરજસ્ત હિલચાલ ઉપાડી લીધી હતી અને એ વખ લાગટ તે માટે લોકમત કેળવવા તેમ પાર્લામેન્ટને મોકલવાના મેમોરિયલ–નિવેદનપત્ર પર સહીઓ લેવા આખા દેશમા તેઓ ફર્યા હતા, અને તે મેમોરિયલ તૈયાર થતાં લાલમોહન ઘોસને બ્રિટિશ પાર્લામેન્ટને તે હિન્દ તરફથી સાદર કરવા ખાસ ડેપ્યુટ કર્યા હતા.

એ હિલચાલે ચારે દિશામા નવીન સ્ફૂર્તિ આણી હતી અને પ્રજાના હક્ક સ્થાપિત કરવા તેમ સરક્ષવા, હિન્દી પ્રજાના સગઠનની જરૂર સૌને તે સમયે સમજાઈ હતી.

લાલમોહન ઘોષે ઈંગ્લાંડમા જઈ ત્યાની પાર્લામેન્ટમા એક સભ્ય ચુટાવાને ઉમેદવારી સુદ્ધા કરી હતી. એ પ્રયાસ જો કે નિષ્ફળ ગયો હતો પણ જે ભૂમિકા તૈયાર થઈ, તેનો લાભ દાદાભાઈ નવરોજીને મળ્યો હતો, અને બ્રિટિશ પાર્લામેન્ટમા એક હિન્દી તરીકે ગિણાનાર તે પ્રથમ સભાસદ હતા. તે બનાવ, હિન્દ માટે, ગૌરવાસ્તિ તેમ આશાપ્રેરક હતો.

પાછલા પ્રકરણોમા આપણે જોયુ છે કે ખ્રિસ્તિ મિશનરીઓની ધર્માંતર (Conversion) પ્રવૃત્તિને લીધે હિન્દી પ્રજા જાગૃત અને સાવધ બની હતી, અને સ્વામી દયાનંદ સરસ્વતી જેવા મહાન અને પ્રતાપી પુરુષે સ્વધર્મ અર્થે, વેદધર્મની પુન સ્થાપના અને તેના પ્રચાર અર્થે, જે પ્રવૃત્તિ આદરી હતી, તે લોકોપકારી તેમ પ્રજાકીય અસ્મિતાને પોષનારી હતી સ્વામીજીની પ્રચંડ ઘોષણાએ જનસમુદાયમા આર્યત્વ માટે મમત બધાઈ, તેના ગૌરવ માટે માન અને મગરૂરી ઉત્પન્ન કર્યા હતા. અને હિન્દુઓને એક કરવામા એ પ્રવૃત્તિ સહાયભૂત થઈ પડી હતી.

નવુ શિક્ષણ પામેલો શિક્ષિત વર્ગ પાશ્ચાત્ય સાહિત્ય અને વિચારમાથી પોષણ પામી, સ્વદેશાભિમાની બન્યો હતો, એટલુજ નહિ પણ તેનામા સ્વાતત્ર્યની ભાવના વિકસી, તે સમાનતા અને વ્યક્તિ હક્કનો ઉપાસક થયો હતો. મીલ અને સ્પેનસર, રેતી અને બર્કનો વાચક એટલુ ન વાછે એ બનેજ નહિ, એવો પ્રબળ તે લખાણનો પ્રભાવ હતો, એટલે તેઓ પણ રાષ્ટ્રીય અસ્મિતાના કારણભૂત બન્યા હતા

તે કાર્યને, દેશમા વ્યવહારના સાધનો રેલ્વે, તાર, ટપાલ વગેરેની સુગમતા થતાં, નવુ ઉત્તેજન મળ્યુ હતુ, અને વર્તમાનપત્રોએ તો તે

લાગણી અને વિચારને પોષી, દૃઢ કરી, ઘણી અનુકૂળતા કરી આપી હતી. વિધવિધ બળો આ પ્રમાણે પ્રકટ થતા પ્રજામા નવુ દૈવત આવ્યુ હતુ, અને જૂદા જૂદા પ્રાંતોની પ્રજા સૌ એકજ હિન્દ મૈયાનો પરિવાર છે, એ લાગણી તીવ્ર બની હતી, અને રાજકર્તાઓની સ્વાર્થભરી અને આપખુદ રીતિનીતિને લઈને હિન્દી મહાસભાનુ કામ વધુ મક્કમ તેમ મજબુત થયુ હતુ

લોર્ડ લીટનની અન્યાયી, ખર્ચાળ અને આપખુદ રાજનીતિ વિષે અગાઉ કહેવાઈ ચૂક્યુ છે અને તેના જોહુકમી અમલથી હિન્દી પ્રજા બહુ કકળી ઉઠી હતી, તેથી ઉદારમતવાદી પક્ષ સત્તામા આવતા ગ્લેડસ્ટને હિન્દી પ્રજાને શાન્ત કરવા લોર્ડ રીપન જેવા ઉદાર દીલના ઉમરાવને હિન્દના હાકેમ તરીકે તુરતજ મોકલ્યા હતા, અને એ અમીર ખવાસના પુરૂષે હિન્દુઓને સ્થાનિક સ્વરાજ્યનો હક્ક બક્ષી, ભવિષ્યમા પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત થાય એવો માર્ગ મોકળો કરી આપ્યો હતો, તેમ પ્રેસ એક્ટ રદ કરીને લોકોનો આદર સપાદન કર્યો હતો, પરન્તુ હિન્દી ક્રિમિનલ કોડમા એક કલમ એવી હતી કે, કોઈ યુરોપિયન બ્રિટિશ રૈયત સામે તપાસ વા કેસ કોઈ હિન્દી મેજીસ્ટ્રેટ, પછી તે ગમે તેવો મ્હોટો હોય, તો પણ, ચલાવી શકે નહિ, તે એક વિચિત્રતા હતી, અને ક્રિમિનલ કોડ સુધારવાનુ કામ હાથ ધરવામા આવ્યુ ત્યારે તેની દુરસ્તી માટે તજવીજ થઇ હતી, અને જુદા જુદા પ્રાન્તિક અમલદારોના અભિપ્રાય મેળવી સન ૧૮૮૩ ના મી. ઈલબર્ટે વડી ધારાસભામા એવુ એક બીલ આણ્યુ હતુ કે, હિન્દી મેજીસ્ટ્રેટ અને સેશન્સ જડ્જ, યુરોપિયન બ્રિટિશ રૈયતનો કેસ ચલાવી શકે એવો અધિકાર આપવો, એ રીતે જેમાં ભિન્નતા કાળા ગોરા વચ્ચે હતી તે દૂર કરી, વહિવટમા સમાનતા આણવાનો તેનો આશય હતો, કેમકે મૂળ કલમ પ્રમાણે એક હિન્દી સનદી ઓફીસર તેના હાથ નીચેના, એક નાના યુરોપિયન નોકરનો ન્યાય પણ કરી શકે નહિ પણ તે સુધારા ઉપર એંગ્લોયુરેશિયન પ્રજા એટલી બધી છેડાઈ પડી અને ઉશ્કેરાઇ ગઈ હતી કે લોર્ડ રીપનને તે બીલ આખરે પડતુ મુકવુ પડયુ હતુ તે વિરોધ એટલે દરજ્જે વધી પડ્યો હતો કે વાઈસરોયનું અપમાન સુદ્ધા કરવાના પ્રયાસો થયા હતા, અને તે સુધારો અમલમા આવે તો તેની સામે થવા તે લોકોએ નિશ્ચય કર્યો હતો.*

* 'If it became law, but' would deal in their own way with the first native magistrate who presumed to try a European
Life of Sir Pherozshah Mehta Vol I p 127.

યુરોપિયનોની આ વિરોધતાએ, તેમજ બીજાની સામે એકત્ર થઈ સામનો કરવાની પદ્ધતિ પરથી હિન્દીઓએ જોયુ કે રાજકર્તાઓ પાસે હિન્દી પ્રજાના હક્ક અને હિતના રક્ષણ સબધમા, ન્યાયની આશા રાખવી એ વ્યર્થ છે, અને તેમાથી તેમને એ બોધપાઠ મળ્યો કે એકરૂપી અને સઘબળ શુ નથી મેળવતુ? તેમ તેમણે પ્રત્યક્ષ અનુભવ્યુ કે એકત્રિત સઘબળ શુ કરી શકે છે.'

હિન્દી પ્રજાના સગઠન અને જોડાણ માટે, આ પ્રમાણે વિવિધ સજોગોએ કાર્ય કરી, અનુકૂળ વાતાવરણ ઉપજાવ્યુ હતુ અને તે તૈયાર ભૂમિકામા મી હ્યુમે હિન્દી મહાસભારૂપી બીજ નાખતા, તે તુરતજ ઉગી નિકળ્યું હતુ +

સન ૧૮૮૫ મા તેમણે પહેલી હિન્દી મહાસભાની બેઠક ભરવાનો સકલ્પ કરી, જૂદે જૂદે સ્થળે એક સરક્યુલર મોકલી આપ્યો હતો તેમા તેનો ઉદ્દેશ સ્પષ્ટ કરતા જણાવ્યુ હતુ કે—

(૧) રાષ્ટ્રીય પ્રગતિને માટે કાર્ય કરનાર સર્વ અતિ ઉમગી સેવકોની પરસ્પર અગત ઓળખાણ કરાવવા માટે સરળતા કરવી, (૨) આવતા વર્ષમા જે જે રાજનીય પ્રવૃત્તિઓ કરવાની હોય તેમની પર ચર્ચા કરવી અને નિર્ણય કરવો

પરોક્ષ રીતે આ પરિષદ સ્વદેશી પાર્લામેન્ટના બીજરૂપ બનશે અને જો યોગ્ય રીતે ચલાવાશે તો હિન્દ હજુ કોઈપણ પ્રકારની પ્રતિનિધિત્વ વાળી સસ્થાઓ માટે સપૂર્ણ નાલાયક છે, એવા આક્ષેપનો, જવાબ દઈ શકાય એવો પ્રત્યુત્તર તે થોડા વર્ષોમા વાળશે આ પરિષદ વખતે પહેલી પુનામા ભરવી અથવા બ્રિટિશ એસોશિએશનના ઉદાહરણનુ અનુકરણ કરીને દર વર્ષે પરિષદો જુદા જુદા મહત્ત્વના કેન્દ્ર સ્થળોએ ભરવી.' ‡

---

‡"We planted a little seed' said Allan Octavius Hume, "and if you only persevere the time will come, long after he who planted it has passed away is forgotten, when it shall spread a great and gracious tree, sheltering the whole land and bearing innumerable blessings for all"

'The Hindu" Sunday edition 19th 1936

+હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો ઇતિહાસ પૃ ૨



એલન ઓકટેવિયસ હ્યુમ

પહેલી કોંગ્રેસ પ્રથમ પુનામાં ભરવાનું ઠરાવ્યું હતું પણ ત્યાં તે અરસામાં કોલેરા ફાટી નિકળવાથી હિન્દી મહાસભાની પહેલી બેઠક મુંબાઇમા કલકત્તાના અગ્રગણ્ય નાગરિક વ્યોમેશચંદ્ર બેનરજી બેરિસ્ટરના પ્રમુખપદ હેઠળ મળી હતી. તેમના ભાષણમાં મહાસભાના પ્રતિનિધિત્વવાળા અને ગૌરવાન્વિત સ્વરૂપ વિષે ઉલ્લેખ કરી, તેમણે મહાસભાના ચાર સિદ્ધાંતો નીચે મુજબ દર્શાવ્યા હતાઃ—

૧. મહારાજ્યના વિવિધ ભાગોમાં આપણા દેશના હિતને અર્થે વધારે ઉમંગી કાર્ય કરનારાઓમાં અંગત પરિચય અને મૈત્રી વધારવાં.

૨. આપણા દેશના સર્વ દેશપ્રેમીઓમાંથી પ્રત્યક્ષ અંગત મૈત્રી વ્યવહાર વડે જાતિ વિષયક, ધર્મ વિષયક અને પ્રાંતિક સકળ શક્ય ભેદ ભાવો નિર્મૂળ કરવા, અને આપણા પ્રિય લોર્ડ રીપનના ચિરસ્મરણીય રાજ્યમાં ઉદ્‌ભવ પામેલા રાષ્ટ્રીય ઐક્યની ભાવનાઓને અધિક વિકસાવવી અને સંગીન બનાવવી.

૩. અત્યારના કેટલાક વધારે મહત્વના અને વધારે દબાણ કરતા સામાજિક પ્રશ્નો વિષે સંપૂર્ણ ચર્ચા કરી હિન્દના કેળવાયલા વર્ગોના પાકટ અભિપ્રાયો જાણી લઇને તેમની સત્તાવાર નોંધ રાખવી.

૪. સાર્વજનિક હિતને માટે દેશી રાજ્યદ્વારી પુરુષોએ આવતા બાર માસમાં કેવી પદ્ધતિ અને કેવી રીતિઓએ કાર્ય કરવું ઇષ્ટ છે તે સંબંધી નિર્ણય કરવો.*

એ પહેલી બેઠકમાં એક મહત્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો તે જાણવા જેવો છે.

તે વર્ષમાં હિન્દી સરકાર બર્માને હિન્દ સાથે એકત્ર કરી દેવાની તજવીજમાં હતી, તેથી તે પગલાં સામે વિરોધ કરતો એક ઠરાવ મહાસભામાં રજુ કરવામાં આવ્યો હતો. પણ તેની સામે મદ્રાસના એક પ્રતિનિધિ પ્રો. સુંદર રમણે એવો સુધારો આણ્યો હતો કે એ પ્રશ્નના વિષે હિન્દી સરકારનો હેતુ તેમ તેમની રાજનીતિ સંબંધી આપણી મહાસભા પાસે બરોબર માહિતી નથી અને મહાસભા હજી તદ્દન બાલ્યાવસ્થામાં છે, તે સ્થિતિ લક્ષમાં લઈને, સરકારનાં એ પગલાંને વખોડી કાઢવું એ બેહુદુ થઇ પડશે. પણ નરકેશરી સર ફીરોઝશાહે મૂળ દરખાસ્તનુ સમર્થન કરતાં કહ્યું હતુ, કે હિન્દી મહાસભાએ એશિયાની કે દુનિયાની કોઈપણ પ્રજાનુ એક રાષ્ટ્ર (political entity) તરીકેનુ સ્વાતંત્ર્ય પશ્ચિમના વ્યવસ્થિત અને મુસ્તાક રાષ્ટ્રો છીનવી, તે રાજનીતિ સામે, એક સિદ્ધાંત તરીકે વિરોધ કરવો જ જોઈએ; અને આપણે ખુશી થવા જેવું છે કે મહાસભાએ એ સિદ્ધાંત સ્વીકાર્યો હતો.

---

* રાષ્ટ્રીય કોંગ્રેસનો ઇતિહાસ, પૃ. ૪.

પ્રસ્તુત મિના પ્રતિ ખાસ ધ્યાન ખેચવાનુ બીજુ કારણ એ છે દક્ષિણ આફ્રિકામા હિન્દીઓના હકના વિષયમા નામદાર ગોખલે સમાધાન કરી આવ્યા હતા તે સર ફિરોજશાહે એક સિદ્ધાંત તરીકે પસંદ કર્યું નહોતુ અને જીવનભર એ કહેવાતા વિનિતે (moderate) પ્રજા હક્ક સ્થાપિત કરવાના પ્રસંગે કે લોક હિતનુ રક્ષણ કરવા સરકાર સામે થવાના સમયે અનેકવાર યશસ્વી મોરચા માંડયા હતા અને એ હકીકત સાભળીએ છીએ ત્યારે સર ફિરોજશાહ માટે આજ પણ આપણને અત્યંત માનની લાગણી પેદા થાય છે

લોર્ડ ડફરીનની સૂચનાથી હિન્દી મહાસભા દેશની એક મહાન રાજકીય સંસ્થા તરીકે અસ્તિત્વમા આવી હતી તે આપણે અગાઉ જોયુ છે, એટલે તેના પ્રતિ હિન્દી સરકારની સહાનુભૂતિ સભવે અને શરૂઆતમા બગાળામા અને મદ્રાસમા ત્યા મહાસભાની બેઠક મળતા, પ્રાંતના હાકેમોએ મહાસભાના પ્રતિનિધિઓનુ, સભાવિત ગૃહસ્થો તરીકે, સન્માન કર્યું હતુ પણ તે પછી સ્થિતિ પલટાઈ ગઈ, અલાહાબાદમા સ્થાનિક સરકારે વિરોધનાનુ સ્વરૂપ ધારણ કર્યું હતુ તે સરકારી નોકરોને મહાસભાની બેઠકમા હાજરી આપવાની મના કરે એ વસ્તુ આપણે સમજી શકીએ, પણ તે મહાસભાની વિરૂદ્ધ નવો મુસ્લિમ પક્ષ ઉભો કરે, એ તો ખરેખર એક અત્યાચાર, અને અન્યાય જ કહેવાય પણ આવા બનાવોમા સામાન્ય રીતે બને છે તેમ, મહાસભાની સામે પ્રતિબંધો મૂકતા, તેની લોકપ્રિયતામા ઓર વધારો થયો હતો એની તે લોકપ્રિયતામા હરકત ન આવે અને રાજકીય પ્રશ્નના સબધમા સઘળા હિન્દીઓ એકત્ર જોડાઈ શકે એ આશયથી મહાસભાએ તેના કાર્યક્રમમાથી સામાજિક પ્રશ્નોને અલગ રાખ્યા હતા અને બીજી મહાસભાની બેઠકમા પ્રમુખે તે વિષે નીચે મુજબ સ્પષ્ટ નિવેદન કર્યુ હતુ :—

'કોંગ્રેસ એક શુદ્ધ રાજકીય સંસ્થા છે, અને હુ પોતે સામાજિક સુધારાની આવશ્યકતા સારી રીતે સમજુ છુ, છતા મારો અભિપ્રાય એ છે કે, રાજકીય બાબતો પર હિન્દીઓ એકમત થયલા હોવાથી કોંગ્રેસે માત્ર રાજકીય બાબતો જ હાથ ધરવી જોઈએ, અને બીજા પ્રશ્નો વિષે અવશ્ય તેઓ ભિન્ન ભિન્ન મતો ધરાવે છે, અને તેથી તે પ્રશ્નો વિષે સર્વ એકસાથ કાર્ય કરે એ અશક્ય છે, તે પ્રશ્નોને તેણે છોડવા જોઈએ નહિ પ્રત્યેક કોમમા પોતપોતાની સામાજિક આવશ્યકતાઓ

હોય છે, અને એક કોમની એવી આવશ્યકતાઓ અન્ય કોમની આવશ્યકતાઓ કરતાં ભિન્ન હોય છે. પરન્તુ આપણી રાજકીય આવશ્યકતાઓ સર્વ સામાન્ય છે, અને એક સામાન્ય રાજકીય વ્યાસપીઠ પર આપણે એકઠા મળી શકીએ છીએ. સમસ્ત પ્રજા જે પ્રશ્નોમાં સીધો ભાગ લે તે પ્રશ્નોની ચર્ચામાંજ રાષ્ટ્રીય કોંગ્રેસે રહેવું જોઈએ, અને સામાજિક સુધારા અને અન્ય કોમી પ્રશ્નોની વ્યવસ્થા કોમી કોંગ્રેસો માટે તેણે રહેવા દેવી જોઈએ."*

એ નિર્ણય કરવામાં વ્યવહારૂ ડહાપણ દૃષ્ટિગોચર થાય છે, કેમકે સામાજિક સુધારાનું કામ કઠિન હતુ, અને એ પ્રશ્નોને લઈને હિન્દીઓ, જેઓ જુદા ધર્મ, આચાર વિચાર, અને જાતિના હતા તેમનામાં ભંગાણ પડે એ ઈચ્છનિય નહોતું; તેથી મહાસભાએ એકલા રાજકીય પ્રશ્નો ચર્ચવાનું ઠરાવ્યુ હતું, અને સામાજિક સુધારા વિષે વિચારવા અને ચર્ચવા સારૂ મહાસભાની બેઠક સાથે સમાજસુધારા પરિષદ ભરવાનો કાર્યક્રમ યોજ્યો હતો, અને તેમાં ફતેહ મળવાનું મુખ્ય કારણ એ હતુ કે મહાસભાના ઘણાખરા કાર્યકર્તાઓ સમાજ સુધારાના હિમાયતી હતા અને જેમને સમાજ સુધારાનું કાર્ય પ્રિય હતુ, તે મહાસભાની પ્રવૃત્તિ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા. આમ સમાજ સુધારા પરિષદ મહાસભાથી દેખીતી રીતે અલગ પડી હતી, પણ તેમનો સંબંધ સગી બ્હેન સરખો હતો; અને તેમની બેઠકો પ્રતિવર્ષ એક સાથે એક સ્થળે જ ભરાતી હતી, અને તે દ્વારા કેટલુક સુંદર અને સંગીન પ્રચાર કાર્ય થઈ શક્યુ હતુ, તે મહાસભાએ જે સુંદર વાતાવરણ ઉત્પન્ન કર્યું હતુ, તેનુ સીધુ પરિણામ હતુ.

મહાસભાની શરૂઆતથી આપણા સદ્‌ભાગ્યની વાત એ છે કે કેટલાક અંગ્રેજ મિત્રો તેની પડખે ઉભા રહ્યા હતા, અને તેમણે મહાસભાને સક્રિય સહાયતા, આર્થિક મદદ સુદ્ધાંત કરેલી છે, એ યશસ્વી નામાવળીમાં સર વિલિયમ વેડરબર્ન અગ્રસ્થાને બિરાજે છે, તેમ આપણે સર હેન્રી કોટન, વિલિયમ કેન, હેન્રી ફોસેટ, રધરફર્ડ, કેર હાર્ડી વગેરે પરોપકારી પુરુષોનુ સેવા કાર્ય વિસરી શકીએ એમ નથી.

હિન્દી મહાસભાની બેઠકમા હાજરી આપવા બેડલો ખાસ હિંદમાં પધાર્યા હતા; અને તેમણે હિન્દી મહાસભાએ સન ૧૮૬૧ ના ગવર્મેન્ટ

* હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો ઇતિહાસ પૃ ૧૧.

ઓફ ઇંડિયા એકટમા સુધારાઓ કરવા જે માગણી કરી હતી, તે વોરણ પર એક બીલ પાર્લામેન્ટમા બે વાર રજુ કયુ હતુ, પણ સમયના અભાવે તે ઉપર ચર્ચા કરવાનો પ્રસગ મળ્યો નહોતો

હિન્દી મહાસભાની ચળવળને હડી પાડી દેવા લોર્ડ ડફરીને, તેના કારોબારી સભ્યોની કમિટી નીમી, હિદી એકટમા દેવા પ્રમારના સુધારા અને ફેરફાર કરવા જેવા છે તે સૂચવવા તેને જણાવ્યુ હતું, પણ તેમની એ સૂચના દફતરમા, કાગળ પર રહેવા પામી હતી, પણ ઉપરોક્ત બીનના જવાબરૂપે હિન્દી વજીરે ઉમરાવની સભામા એક જુદુ બીલ આણી, પસાર કરાવ્યુ હતુ અને તે લોર્ડ ક્રોસના ઇન્ડિયા કૌન્સિલ એકટ તરીકે જાણીતુ છે

પ્રતિવર્ષ મહાસભાની બેઠકમા સખ્યાબધ ઠરાવો પસાર કરવામા આવતા તે લોકમત કેળવવામા ઉપયોગી થતા, પણ સરકારની રાજનીતિ પર તેની ઝાઝી અસર થવા પામતી નહોતી, અને લોર્ડ કર્ઝન જેવા તુમાખી ગવર્નરે જનરલે મહાસભાને microscopic minority મહાસાગરમા જલ બિન્દુસમાન, જણાવીને ઉવેખી હતી

ધારાસભાનો વિસ્તાર અને સુધારણા, કારોબારી અને ન્યાયના કર્તવ્યોનુ જુદાપણુ, હિન્દ અને ઇગ્લાડમા એક સાથે સિવિલ સર્વિસની પરીક્ષા લેવાનુ ધોરણ, લશ્કરી ખર્ચમા ઘટાડો, હિન્દ અને બ્રિટિશ ખર્ચના હિસાબની ન્યાયપૂર્વક વહેચણી, સરકારી નોકરોમા હિન્દી નોકરોનુ મ્હોટુ પ્રમાણ વહિવટી ખર્ચમા કાપકુપ, કારોબારી સભા અને ઇન્ડિયા કૌન્સિલમા લાયક હિન્દીઓની પસદગી, બ્રિટિશ સંસ્થાનોમા હિન્દીઓની સ્થિતિમા સુધારણા, કેળવણીનો પ્રચાર અને તેના વિવિધ અંગોની ખીલવણી અને દેશનો આર્થિક વિકાસ, એવો કે દુકાળ સામે ટક્કર ઝીલી શકે અને સૌથી ગરીબ એવી હિન્દી પ્રજા પર કરના બોજાનો ઘટાડો, વગેરે પ્રશ્નો ઠરાવ રૂપે થતા તેમા થોડો ઘણો સુધારો થવા પામ્યો છે, પણ સન ૧૮૯૨ નો ઇન્ડિયા કૌન્સિલ એકટ પસાર થવા પામ્યો તેનો યશ મુખ્યત્વે હિન્દી મહાસભાને જ આપી શકાશે જે બારીક સજોગોમા અને કટોકટીના સમયમા જ્યારે જવાબદાર રાજતંત્ર જેવુ કાઇ નહોતુ, તે જમાનામા, મહાસભાએ તેની પહેલી પીરીઓમાં જે થોડી ઘણી સેવા કરવા અને વત્તા ઓછા લાભ સરકાર પાસે મેળવવા

શક્તિમાન થઈ હતી, તે જેમ મહત્વનુ તેમ રાષ્ટ્રીય ભાવનાને ઘડનારૂ પોષનારૂ હતુ, તેની કોઇથી ના પાડી શકાશે નહિ.

લોર્ડ લિટનની રાજનીતિના પરિણામે દેશમા ખળભળાટ ને તેમાથી મહાસભાનો જન્મ થયો હતો તેમ લોર્ડ કર્ઝને હિન્દી વહિવટના કાર્યસાધકતા આણવાને નિમિત્ત, ઘણા ફેરફારો કર્યા હતા, પણ તેનો ઉદ્દેશ ખરી રીતે હિન્દીઓની વધતી જતી પ્રગતિને ખાળી, બ્રિટિશ સામ્રાજ્યનુ હિત વધારવા પુરતો હતો, તેમના યુનિવરસિટિ એક્ટ વિષે "અગ્રેજી શિક્ષણ" એ પ્રકરણમા કહેવાયુ છે, અને આહિ તેણે બંગાળાના બે ભાગલા પાડયા તેનો નિર્દેશ કરીશુ, તેમનુ તે પગલુ તદ્દન ગેરવાજબી, અને ખોટુ હતુ એમની એ ગભીર ભુલે અને જોહુકમીએ આખા દેશમા દાવાનળ પ્રકટાવ્યો હતો.

તે અરસામા વળી રૂશિયા ઉપર જાપાને વિજય મેળવ્યો તેથી પૂર્વની પ્રજાઓમા નવીન ઉત્સાહ જામ્યો હતો અને તેની અસર હિન્દીઓ ઉપર પણ થવા પામી હતી, અને લોર્ડ કર્ઝને બગાળાના વિભાગ કર્યા તે પાછા એકત્ર થાય તે માટે પ્રજા તરફથી માગણી મક્કમ થતી હતી અને રાજ્યકર્તાઓ પર તેની છાપ પડે વા અસર થાય તે માટે તેમના માલનો બહિષ્કાર કરવાની હિલચાલ ઉપાડી લેવામા આવી હતી, એકલો બહિષ્કાર મદદગાર થઈ ન પડે તેથી સ્વદેશીની માગણીને ઉત્તેજવા અને સ્વદેશી હુન્નર ઉદ્યોગના કારખાના સ્થાપવાની પ્રવૃત્તિ પણ આરભવામા આવી હતી, એટલુજ નહિ પણ તે માટે મધ્યમ વર્ગના યુવકોને સ્કોલરશીપો આપી તે ધધા ઉદ્યોગ, શીખી આવવા પરદેશ મોકલવાનો પ્રબધ થયો હતો, અને જે નવો પક્ષ જોરમા આવ્યો તેણે તો ઇગ્લાડના વચનોમા અરજો વિશ્વાસ ખોઇ તે સ્વાશ્રયી થવા ઇચ્છતો હતો, તેમ તેમના કેટલાકના વિચારો ક્રાતિકારી થયા હતા વળી પ્રચલિત કેળવણી પદ્ધતિ ખામીવાળી અને એકજ બાજુનુ શિક્ષણ આપનારી છે તેથી નવુ રાષ્ટ્રીય શિક્ષણ (national education) આપવાનો પ્રયોગ પણ હાથ ધરવામા આવ્યો હતો

આ નવા વિચારોની અસર દેશમધ અને ખાસ પ્રાતોમા પ્રસરતી હતી અને હિન્દી મહાસભાના કાર્યક્રમમા તેનો સમાવેશ કરવા પ્રયત્નો થવા માડયા હતા. આવેશ અને અનુભવી મધ્યસ્થાઓ બહિષ્કારના શસ્ત્રને અલગ રાખવા આગ્રહ કરતા, પણ સામો પક્ષ, તે પર મુસ્તાક રહેતો

અને તે વિષેના ઠરાવો હિન્દી મહાસભામા પસાર કરાવવા એવી તીવ્ર લાગણી ધરાવતો હતો.

આમ જુના અને નવા વિચારોવાળા પક્ષો વચ્ચે મહાસભામાં ખેચાખેચી થવા માડી, અને છેવટે બહિષ્કારનો ઠરાવ સન ૧૯૦૫ માં બનારસમા નામદાર ગોખલેના પ્રમુખપદ હેઠળ હિન્દી મહાસભાની બેઠક મળી તેમા પસાર કરવામા આવ્યો હતો, એક કારણ દર્શાવીને, પ્રજાની વિનતિ અને વાધાઓ છતા, લોકમતની અવગણના કરી, બગાળાના બે ભાગ પાડવામા આવ્યા તે પ્રતિ બ્રિટિશ પ્રજાનું ધ્યાન દોરવા બધારણપૂર્વક અને અસરકારક સાધન, બ્રિટિશ માલનો બહિષ્કાર એ માત્ર છે, અને તે ઠરાવનું અનુમોદન કરતા લાલા લજપતરાયે એટલે સુધી કહ્યું હતુ કે એ હક્ક સારૂ રાજકર્તાઓને વિનતિ કરવાની પ્રથા હવે છોડી દો, દેશ માટે દરકાર હોય તો સ્વાતંત્ર્ય મેળવવા માટે સામનો કરવા તૈયાર થાઓ *

પછીની મહાસભાની બેઠક કલકત્તામા મળનારી હતી કલકત્તા તો એ નવા અને ક્રાતિકારી વિચાર અને પ્રવૃત્તિનુ ઉગમ સ્થાન હતુ, તેનું મુખ્ય કેન્દ્ર હતું, અને વિનિત પક્ષે જોયુ કે મહાસભાના પ્રમુખસ્થાને એવા ગૃહસ્થની વરણી કરવી કે જેમનુ વજન પડે, તેથી ખાસ દબાણ કરીને દાદાભાઈને તે પદ લેવા વિનતિ કરવામા આવી હતી, પણ પ્રજાકીય હક્કોની લડતમા જેમન આખુ જીવન વ્યતિત થયુ હતુ, તેમણે એ પ્રસગે એક પ્રેરણાત્મક વ્યાખ્યાન આપતા, સમગ્ર ચળવળના નિચોડ તરીકે, સ્વરાજ્ય એજ હિન્દની મુક્તિની ચાવી છે, એ મત્ર પ્રજાને આપ્યો હતો, જે નવા અને ઉદ્દામ બંને પક્ષને સાન્તવન કરનાર નિવડ્યો હતો. તેમણે જણાવ્યુ હતુ કે સ્વરાજ્ય એ હવે દૂરનો ધ્યેય નથી, તે સારૂ તાત્કાલિક પગલા લેવાવા જોઈએ સમય આવી પહોચ્યો છે એમ નથી, પણ તે ક્યારનો લાબા સમયથી આવી ગયો છે આપણા માટે, સ્વરાજ્ય એક માત્ર અને મુખ્ય ઈલાજ છે વાસ્તે એકત્ર થાઓ, એ ધ્યેય પાછળ સ્વરાજ્ય મળતા સુધી મચ્યા રહો, જેથી લાખો મનુષ્યો ગરીબાઇ, દુકાળ અને પ્લેગથી ખુવાર થાય છે અને કરોડો જેમને એક ટક પુરૂ ખાવુ મળતુ નથી, તે સૌનુ રક્ષણ થાય અને હિંદુસ્તાન, પશ્ચિમમા મહાન અને સુધરેલા રાષ્ટ્રોમા એકવાર ફરીને, તેનુ પૂર્વનું ઉચુ સ્થાન પ્રાપ્ત કરે !

* જુઓ Renascent India page 148



દાદાભાઈ નવરોજજી

લૉર્ડ મોર્લી તે વખતે હિન્દી વઝીર હતા અને પ્રજાની સ્વતંત્રતામાં ચુસ્તપણે માનનારા હતા. તેમણે આ ઉશ્કેરાયલા અને ઉગ્ર થતા જતા મામલાને સુધારવાને અને પ્રજાને શાન્ત પાડવાને, વચ્ચે પડી, કોઈ સમાધાનીનો માર્ગ કાઢવાને બદલે, હિન્દી સરકારની પ્રતિષ્ઠા સાચવવાની કાળજી રાખી, બંગભંગને એક નિશ્ચિત અને અમલમાં મૂકાઇ ગયલો ( a settled fact ) બનાવ જણાવી, અને તે વિષે કાંઈજ થઈ શકશે નહિ, તે પર ભાર મૂકી, પરિસ્થિતિને વધારે ઉગ્ર બનાવી હતી, એટલું જ નહિ પણ દેશમાં અરાજકતાનું વાતાવરણ પસરતું જતું હતું તેને અટકાવવા સખ્તાઈનાં પગલાં લેવા હિન્દી સરકારને સંમતિ આપી હતી. એટલે બ્રિટિશ પ્રજાનાં ન્યાય અને

સદ્‌બુદ્ધિમાં વિશ્વાસ રાખનાર વિનિત પક્ષને એથી મ્હોટો આઘાત પહોંચ્યો હતો અને નવો ઉદ્દામ વર્ગ જે બ્રિટિશોનાં વહિવટ અને વર્તન સામે પોકાર કરી રહ્યો હતો, તેને નવું જોર મળ્યું તેમજ તેમનું સંખ્યાબળ પણ વધતું જતું હતું.

આગામી બેઠક નાગપુરમાં મળનારી હતી અને ત્યાં ઉદ્દામપક્ષ મજબુત હતો; અને તે પક્ષ લોકમાન્ય ટિળક અને બિપિનચંદ્ર પાલ અને અરવિંદ ઘોશની આગેવાની હેઠળ, એકલા બ્રિટિશ માલનો જ બહિષ્કાર નહિ પણ અંગ્રેજી સત્તાને અવગણવા અને સાથે સાથે નવી એક સમાન સત્તા સ્થાપવા ઇચ્છતા હતા, જે જુના વિનિત પક્ષને માન્ય થાય એમ નહોતું; અને તેમણે મહાસભાનું નાવ સીધેસીધું પાર ઉતરે તેની સલામતી ખાતર મૂળ મુકરર સ્થાન બદલીને સુરત, જ્યાં અંગ્રેજોએ પહેલવહેલી વેપારી કોઠી નાંખી હતી ત્યાં લઈ ગયા. પણ મનુષ્યનું ધાર્યું ક્યાં બર આવે છે? ઉદ્દામ પક્ષે તો મહાસભાની બેઠક પૂર્વે સુરતમાં છાવણી નાંખી, તેમનું પ્રચાર કાર્ય શરૂ કરી દીધું હતું, અને કોઈ ગંભીર બનાવ બનવાનો ન હોય એવું આસપાસનું વાતાવરણ જામ્યું હતું.

મહાસભાની બેઠક નિયોજિત દિવસે મળી તો ખરી; સ્વાગત કમિટીના અધ્યક્ષ માલવીએ પ્રતિનિધિઓનું સ્વાગતનું ભાષણ વાંચ્યું; તે પછી પ્રમુખની ચુંટણીની દરખાસ્ત રજુ થઈ; એટલે સભામાં ખળભળાટ થવા માંડયો, દરખાસ્તનો વિરોધ કરવા લોકમાન્ય ટિળક પ્લેટફોર્મપર આવી ઉભા રહ્યા; તેમને બેસી જવા કહેવામા આવ્યું પણ તેઓ તેમના સ્થાન પર અડગ રહ્યા, અને પછીથી સભામાં એવો ઘોંઘાટ અને ઉશ્કેરણી વ્યાપી રહી કે તે શમે એમ નહોતું, એવામાં પ્રમુખપર કોઇએ એક દક્ષિણી જોડો ફેંકયો અને સભામાં એક બીજા સામે ખુરશીઓ છૂટથી ઉડી રહી હતી. આમ મામલો ગંભીર થઈ પડતાં સુરતની મહાસભા કાંઈ કામ કર્યાં વિના વિખરાઈ હતી. તે દિવસથી મહાસભાના બે ભાગલા પડયા. જાણીતા અંગ્રેજ પત્રકાર મી. નેવિનસન, જેઓ તે પ્રસંગે હાજર હતા

તેમણે આ વસ્તુસ્થિતિનો સ્ફોટ કરતા લખ્યુ હતુ, કે આ બે પક્ષો વચ્ચે સિદ્ધાતનો એવો મ્હોટો તાત્ત્વિક ભેદ હતો કે તેનુ સધાણ સભવતુ નહોતુ * એક પક્ષ માનતો હતો કે તેમના પક્ષમા બહુમતિ છે, જ્યારે બીજો ભવિષ્ય પર આધાર રાખતો હતો અને તે દરેક પોતપોતાની રીતે કાર્ય કરવા ઈંતેજાર હતા આ સજોગોમા ભગાણ અનિવાર્ય હતુ સમાધાનીના સઘળા પ્રયત્નો નિષ્ફળ નિવડ્યા અને ઉપર કહ્યુ તેમ તોફાની અને ખેદજનક દૃશ્યો વચ્ચે એ મહાસભાની બેઠકનો અત આવ્યો હતો



* "In my opinion, the differences between the two wings were too vital to be settled by mere change of words, and because each party—one conscious of the strength of its own majority and the other believing in its future—was bent upon having things in its own way under these circumstances a split was inevitable All negotiations failed and the Congress broke up amidst riots and most regrettable scenes of disorder "

Nevinson

## પ્રકરણ ૮

# ગુજરાતી છાપખાનાનો આરંભ

"લહિયા સો લખતા છતા, વર્ષ એક વહિ જાય;
એક દિવસમા એટલુ, છાપથી જુઓ છપાય"*

દલપતરામ

[1]આપણા દેશમા છાપખાનુ અને વર્તમાનપત્ર અગ્રેજોના આગમન પછી દાખલ થયા અને પાશ્ચાત્ય પ્રજા તરફથી આપણને તે અમૂલ્ય બક્ષિસ મળેલી છે.

તે પૂર્વે અભ્યાસ અર્થે કોઈ પુસ્તકની જરૂર પડતી તેની નકલ કરી વા કરાવી લેવામા આવતી, પણ તેમા સમય અને પૈસાનો પુષ્કળ વ્યય થતો હતો તેમ તે શ્રમનું અને આવડનું કાર્ય હતુ. તેટલા સારૂ આપણા ધર્મગ્રથો કે સાહિત્ય કૃતિઓ સુલભ કરવા, જે તે સ્થાનનો નજા, શ્રીમત વર્ગ કે ધર્મશ્રદ્ધાળુ પુરુષો તેની પ્રતો, પુણ્ય હાસિલ કરવા, લહિયાઓ પાસે ઉતરાવી, તેના સરકારી અને અધિકારી અભ્યાસી વર્ગમા તે વહેચતા અને જૂદા જૂદા ગામોના પુસ્તક ભંડારોમા સગ્રાહીને સુરક્ષિત સચવાઈ રહેવા મોકલી આપતા હતા; આપણા સાધુ સંન્યાસીઓ અને મુનિ મહારાજો પણ ચાતુર્માસ જે ગામે ગાળતા ત્યા ફુરસદના સમયે જે શાસ્ત્રગ્રથનુ વાચન વા અધ્યયન થતુ હોય તે ગ્રથની અથવા તો તે પરની ટીકા, ભાષ્ય કે અનુપગી ગ્રથની નકલ જાતે કરી લેતા. એ રીતે આપણા સાહિત્ય અને ધર્મશાસ્ત્રના ગ્રથોનો અભ્યાસ અને પ્રચાર થતો હતો, અને આપણા પૂર્વજોએ તેના સંગ્રહ, પ્રચાર, ઉપયોગ અને વહિવટ સારૂ એવી સુદર વ્યવસ્થા કરી હતી કે જે તે સ્થળે વાચન અને અભ્યાસ સારૂ આવશ્યક અને ઉપયોગી પુસ્તકો મળી શકે અને તેનો નાશ કે ચોરી થતી અટકાવવા, તેના સરક્ષણ સારૂ સખ્ત નિયમોનુ પાલન કરી, ખુબ ચોકસાઇ રાખતા હતા, અને તેમના એ પરિશ્રમ અને કાળજીને લઇને આપણુ ઘણુ અને કિમતી સસ્કૃત પ્રાકૃત સાહિત્ય બચવા પામ્યુ છે, તે માટે આપણે એ જૈનમ ચોના આભારી છીએ, અને તે સબધમા આપણે ખુશી અને મગરૂર થવા જેવુ એ છે કે વડોદરા નરેશ શ્રીમત

* દલપત કાવ્ય, ભા ૨, પૃ ૩૪

મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે પોતાના રાજ્યમાના જૈન ભંડારોમાંના કીમતી અને અપ્રાપ્ય પુસ્તકો, જેના ઉલ્લેખો કે ઉતારા માત્ર સાંપડતા હતા તે ગાયકવાડ ઓરિયન્ટલ ગ્રંથમાળા સ્થાપી, પ્રકાશમાં આણ્યા છે, તે કાર્ય જેમ પ્રશસ્ય તેમ વિદ્વદ્વર્ગમા બહુ આદર પાત્ર થઇ પડ્યું છે.

મુદ્રણ કળા–ટાઈપની શોધ અને તેનો ઉપયોગ શરૂ થતા આ લહિયાઓનો હુન્નર લગભગ નાશ પામ્યો છે. તે એક સુંદર કળા હતી, તેમા એકલા અક્ષરો ઉપર ધ્યાન અપાતુ એમ ન હોતુ, પણ તે નકલની તૈયારીમા જેટલી કાળજી રખાતી, તેટલી તે પ્રતને સુશોભિત કરવા રંગ-બેરંગી અને સોનેરી રૂપેરી સાહી વપરાતી, એટલું જ નહિ પણ વિષયને અનુરૂપ ચિત્રો આલેખી તેમ તે પાનાની આસપાસ વેલો અને શોભાકન-કોરી, તેના દેખાવ અને આકર્ષણમા વૃદ્ધિ કરવામા આવતી અને, તેમાં આપણને લહિયાનું વ્યક્તિત્વ માલુમ પડતુ હતું. અને તે લેખન કળા (Calligraphy) અક્ષરોના મરોડ, ઉઠાવ, સુરેખતા, સુપ્રમાણ અને ભભક નિહાળી, જે કોઇ પ્રસન્ન થતુ અને તે કળાની પ્રશસા કરતુ હતુ. આવી એક સુંદર કળા આપણે ખોઈ છે તે ખરેખર ખેદકારક છે.

એ હાથપ્રતો કેવી રીતે તૈયાર થતી, તે સારૂ સાધન સામગ્રી શી વપરાતી, તાડપત્ર વા કાગળની પસંદગીમા શેનાપર વિશેષ ધ્યાન અપાતુ, તે પ્રતોની સાચવણી અને સંરક્ષણ અર્થે શા ઇલાજ લેવાતા, એ સઘળી વિગતો જાણવા જેવી છે, અને તે ચાલુ વર્ષમા પ્રસિદ્ધ થયના "જૈન ચિત્ર કલ્પ દ્રુમ" નામક પુસ્તકમા મુનિશ્રી પુણ્યવિજયજીએ શ્રમપૂર્વક સંશોધન કરી, પદ્ધતિસર સંકલિત કરી, સચિત્ર નોંધેલી છે, અને તે લેખ જોવાથી લહિયાની કળાનો સરસ પરિચય થશે

આરંભમા અક્ષરોના બીબા યોજનારે તે અક્ષરોની રચના, ઘાટ અને દેખાવ હાથપ્રતની લિપિને અનુસરતો ગયો હતો અને તેની ગોઠવણી અને છાપકામ એવુ સમાન પ્રકારનુ હતુ કે તે બે પ્રતો એક જોડે મૂકતા તેમાથી લખેલી અને છાપેલી પ્રતને જુદી પાડવાનુ કામ કઠિન થઈ પડતુ, એટલુ સુંદર તે અનુકરણ હતુ

અક્ષરવાર જુદા અને ફરી ઉપયોગ કરી શકાય એવા ટાઈપોની શોધ થઈ તે પહેલા ખ્રિસ્તિ પાદરીઓ લાકડાના કટકા ઉપર, બાઈબલ-માથી પ્રભુ ઇસુ ક્રાઈસ્ટના એકાદ જીવન પ્રસંગને પસંદ કરી, તેનુ

ચિત્ર કોતરાવી, તેની પડખે કે ઉપર નીચે, સમજુતી રૂપે થોડાક શબ્દો પણ આપતા, અને એ પ્રમાણે તૈયાર કરાવેલા લાકડાના બ્લોક ઉપર રંગીન સાહી લગાડી, કોરો કાગળ મૂકતા અને સહેજ દબાણ કરી, પછી તે ઉપાડતા, તેની તેથી સારી નકલ ઉઠતી હતી અને તે ચિત્રનો કાગળ એ ઉપદેશકો તેમના ભક્તવૃંદમાં વહેંચતા હતા, પછીથી તેઓ એકાદ ન્હાનું ધર્મ પુસ્તક, એ પ્રમાણે લાકડાના બ્લોક ઉપર છાપી, તૈયાર કરાવી, તેનો પ્રચાર કરતા; પણ એમાં અનેક મુશ્કેલીઓ નડતી હતી, પ્રથમ તો એક બ્લોક તૈયાર કરવામાં ખુબ શ્રમ પડતો; બીજું, બીજા કોઈ કામ આરૂ તે બ્લોકનો ઉપયોગ થઈ શકતો નહિ; ત્રીજું કાગળની એક બાજુ પર તે ચિત્ર છાપી શકાતું અને તે કાળે કાગળની અછત રહેલી; ચોથું જે પુસ્તક થાય તેની એક બાજુ કોરી રહે તે વિચિત્ર જણાતું હતું; તેથી પાછળ કોરાં બે પાનને ચોંટાડી દેવામાં આવતાં; તદુપરાંત તે પાછળ પુષ્કળ ખર્ચ થતો અને સમય પણ ખુબ જતો હતો, એટલે તેનો ઝાઝો પ્રચાર થઈ શકતો નહિ.

આ પ્રકારનું છાપકામ, જેને બ્લોક બુક કહે છે, તે યૂરોપમાં શરૂ થયુ તે પૂર્વે સૈકાઓથી ચીનમાં પ્રચલિત હતું.

પંદરમા સૈકામાં યૂરોપમાં પુનરુજ્જીવનનો યુગ બેસતાં, વિદ્યા, કળા પ્રતિ પ્રેમ જાગ્યો હતો અને પ્રજા તરફથી બાઈબલનાં પુસ્તકની વધુ પ્રમાણમાં માગણી ઉદ્‌ભવતાં તેને પહોંચી વળવા જે પ્રયત્નો થવા માંડયા, તે પ્રવૃતિમાંથી ટાઈપ, બીબાં બનાવવાની કળા સૂઝી હતી.[1] એ બીબાં બનાવવાની કળા કોણે, હસ્તગત કરી, પ્રથમ ટાઈપમાં પુસ્તક ક્યાં અને ક્યારે છપાયુ તે વિષે ખાત્રી લાયક-પુરાવાના અભાવે, ચોક્કસ અભિપ્રાય આપી શકાય એમ નથી, પણ તેની પહેલ કરનાર મેંઝ ( Mainz ) નો જૉન ગટનબર્ગ હતો એવી સામાન્ય માન્યતા પ્રવર્તે છે.

છેલ્લાં ચારસેં વર્ષમાં મુદ્રણકળામાં એવું પરિવર્તન થવા પામ્યું છે, કે તે કળાનો મૂળ શોધક આજનું દૈનિક પત્ર છપાતું નિહાળે તો તેની તાજુબીનો પર રહે નહિ; અને તેને એક ચમત્કાર જ માને.

[1] પોર્ટુગીઝો હિન્દુસ્તાનમાં આવ્યા તેમની સાથે એ મુદ્રણકળા આપણે અહિં લાવ્યા હતા. સોળમા સૈકામાં પોર્ટુગીઝ રાજધાની ગોવામાં કેટલાંક પુસ્તકો ટાઈપમાં છપાયલાં જણાય છે, પણ તે કળાનો તે પ્રદેશ બહાર

ઝાગે પ્રચાર થવા પામ્યો ન હોતો અને પોર્ટુગીઝ સત્તાનો લય થતા, એ મુદ્રણ કળા પણ અદ્દશ્ય થઈ હતી *

ખરી રીતે અગ્રેજોનો અમલ આપણા દેશમા સ્થિર થતા, અરાઢમા સૈકાના છેવટના ભાગમા, વર્તમાનપત્રો નિકળવા માડયા, છાપખાનાને ઉત્તેજન મળ્યુ ટાઈપના પ્રેસો જૂજજાજ હતા પણ શિલાછાપમા પુષ્કળ કામ થતુ હતુ'

આ ટાઈપ અને પ્રેસના સબધમા એવી હકીકત સાપડે છે કે ઇસ્ટ ઈન્ડિયા કપનીના દલાલ ભીમજી પારેખે, કપની સરકારની ડીરેક્ટરોની કોર્ટને, સ્વબધુઓને છાપેલા દેવનાગરી પુસ્તકો આપી શકાય એ લાલચે, એક કુશળ મુદ્રકને હિન્દ મોકલવા અને તેના ખર્ચના દર વર્ષે ૫૦ પાઉન્ડ, ત્રણ વર્ષની મુદ્દત સારૂ બધાઈ, આપવાનુ જણાવી અરજી કરી હતી, અને તે ઉપરથી લડનની ડિરેક્ટરોની કોર્ટે હેનરી હિલ નામના ગૃહસ્થને મુબાઈ ટાપુ માટે મુદ્રક ઠરાવી, રવાના કર્યો હતો અને તે સન ૧૬૭૪ મા છાપવાનુ યત્ર, ટાઈપો અને કાગળનો પુરતો જથ્થો લઈને મુબઈ આવી પહોચ્યો હતો, પણ તે હેનરી હિલને બીબા પાડવાનુ કામ આવડતુ નહોતુ, તે ફકત છાપકામ કરી શકે તેમ હતુ, એટલે જે ઉમેદથી ભીમજીએ તેને બોલાવ્યો હતો તે દેવનાગરી ટાઈપ પડાવી તેમા પુસ્તક છપાવવાની તેની ધારણા નિષ્ફળ ગઈ હતી ફરી પાછુ કોર્ટ ઓફ ડિરેક્ટરને લખતા સને ૧૬૭૮ મા ટાઈપ પાડી શકે એવા કારિગરને ઇગ્લાડથી મોકલ્યાની હકીકત મળે છે, પણ તેના કામકાજ વિષે, તેણે છાપેલા પુસ્તકો વિષે કાઇ માહિતી ઉપલબ્ધ નથી, એ કમનસીબીની બિના છે +

નવીન પરિસ્થિતિ અને નવીન શિક્ષણને લઈને દેશમા નવચેતન પ્રકટ થયુ, તેથી પ્રોત્સાહિત થઈને કેટલાક સાહસિકોએ તેમ લોકોપકારી

---

* "The Jesuits, not long after their arrival in Goa, procured two printing-presses from Europe and located them in their Colleges for St Paul and Rachol The Presses arrived in 1550, but no use seems to have been made of them for some years In 1557 a Catechism which had been composed by St Frances Xavior was printed (in Portuguse language) and circulated It was the first book printed in this country " New Review (Oct 1935)

+ જુઓ "નામે જમશેદ" શતાબ્દી ગ્રથ, પૃ ૨૯૩

સગ્યાઓએ પુસ્તક પ્રકાશનનુ અને વર્તમાનપત્ર કાઢવાનું કામ ઉપાડી લીધુ હતુ, અને ટાઈપની અછત અને તે મેળવવાની સગવડ નહિ તેથી શરૂઆતમા છાપકામ શિલાપ્રેસમા થતું હતું સન ૧૮૪૮ મા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ગુજરાતમા 'વર્તમાન' નામનુ પહેલ વહેલુ વર્તમાનપત્ર કાઢ્યુ તે તેમ બુદ્ધિપ્રકાશ, વિદ્યાભ્યાસક મડળી તરફથી પ્રથમ સન ૧૮૫૦ મા નિકળ્યુ તે, બન્ને શિલાપ્રેસમા છપાયા હતા

બુદ્ધિપ્રકાશ ટાઈપમા તો સન ૧૮૬૪ મા નિકળવા માડ્યુ હતુ, તે વિષે તે વર્ષના પહેલા અકમા નીચે મુજબ નોધ લખેલી છે —

"આ સોપાનિયાના દશ વર્ષના દશ પુસ્તક શિલાના છાપખાનામા છપાયા પણ તેની દરમ્યાન કેટલાએક ઘરાકોની એવી માગણી આવી હતી કે, બિબાથી છપાય તો લોકોને ઘણુ પસદ પડે, અને ઘરાક વધે તેથી હવેથી અમે બિબામા છપાવવાનો ઠરાવ કર્યો છે '

વધુમા શિલા પ્રેસ વિષે કેટલીક હકીકત આપી છે, તે પ્રસ્તુત વિષયના અગે ઉપયુક્ત હોઇને, તે પણ ઉતારીએ છીએ

" અમદાવાદમા સૌથી પહેલુ શિલાપ્રેસ પુસ્તક વૃદ્ધિ કરનાર મડળી વાળા લાવ્યા હતા તેઓમા ગવમાહેબ ભોગીલાલ પ્રાણવલભદાસ, મહેતાજી દુળજારામ, અને આજમ રામપ્રસાદ લક્ષ્મીલાલ વગેરે ગૃહસ્થો સામેલ હતા પછી ગુ વ સોસાયટીએ જુદા છાપખાના કર્યા એટલે ઉપર લખેલી મડળીએ, પોતાની મૂળ મતલબ પૂરી થઈ એવુ જાણીને પોતાનુ કારખાનું બધ કર્યું, પછી બાજીભાઈનુ તથા સોસાયટીનુ કેટલીક મુદત જતા બધ થયા પણ એ બે છાપખાનામા ઘણી ચોપડીઓ પ્રગટ થઈ હાલ સોસાયટી કટગટથી પોતાની ચોપડીઓ છપાવે છે

હાલ નીચે લખેલા શીલાપ્રેસના કારખાના ચાલે છે –

| | |
|---|---|
| ૧ છગનલાલ મગનલાલનું | ૧ સરૂપચ૦ દલીચદનું |
| ૧ લલ્લુભાઈ કરમચદનુ | ૧ લલુભાઈ અમીચદનું |
| ૧ લનુભાઇ શુરચદનુ | ૧ હરિલાલ તુળસીરામનુ |

તે શિવાય કેટલાએક પડી રહેલા છે*

અગ્રેજી છાપકામ ટાઈપમા થતું જોઇને ભીમજી પારેખને દેવનાગરી બીબા તૈયાર કરાવવાની અને તે વડે આપણા ધર્મગ્રથો છપાવી પ્રકટ

* બુદ્ધિપ્રકાશ ૧૮૬૪–જાન્યુઆરી પૃ ૪

કરવાની પ્રેરણા ઉદ્દ્ભવી હતી તેનો ઉપર ઉલ્લેખ કરેલો છે. તે પછી સન ૧૭૮૦ માં અંગ્રેજી ટાઇપમાં છપાયલું પુસ્તક જે એક પંચાંગ હતું, તેની નોંધ મળી આવે છે. તે પંચાંગ ૩૪ ફુલ્સકેપ પૃષ્ઠનું હતું અને તે બજારગેટના રૂસ્તમજી ખરશેદજી નામના પારસી ગૃહસ્થે છાપ્યું હતું. પ્રસ્તુત પંચાંગ મુંબાઈ ટાઇમ્સ પત્રના અધિપતિના જોવામાં આવતાં તેમણે તા. ૪ થી ડિસેમ્બર સન ૧૮૫૫ ના તે પત્રના અંકમાં તે વિષે લખ્યું હતું કેઃ

×"We have met with no information anywhere as to the original establishment of a Printing Press at Bombay, but the production before us shows that we in this matter anticipated Calcutta which first boasted of a Printing Press in 1780. The Calander of course must have been set up in 1779 and it seems reasonable to be presumed that the enterprising Press must have opened his establishment not later than the end of 1778..........and it is particularly creditable under these circumstances to the Parsees, who have always shewn themselves the most enterprising of our natives, that one of their number should have provided us with the first Printing Press established in India."

આમ, હિન્દમાં પહેલવહેલું ટાઇપનું છાપખાનું કાઢવાનું માન મુંબાઇને પ્રાપ્ત થાય છે, અને તેનો યશ એક પારસી બિરાદરને મળે છે.

એ અંગ્રેજી ટાઇપનું કામકાજ થતું નિહાળીને તેમાંથી ગુજરાતી ટાઇપ બનાવવાની પ્રવૃત્તિ ઉદ્ભવી હતી, અને તે કેમ થવા પામ્યું તેનો વૃત્તાંત ગુજરાતી પત્રના તંત્રીએ નીચેના શબ્દોમાં વર્ણવ્યો છેઃ—

સન ૧૭૯૦ માં "બોમ્બે કુરિયર" નામક છાપું પ્રકટ થયું. તેના માલીક મી. ડગલાસ નિકલસનને ઘણી મુશ્કેલી પડવાથી તેણે છ મરાઠાઓને કંપોઝ કરવાનું શીખવી તૈયાર કરી પોતાના છાપખાનામાં

× જામેજમશેદ શતાબ્દી ગ્રંથ પૃ ૨૩૩.

રોકયા "બોમ્બે કુરિયર" છાપખાનામાં ર્‌હેલા કોઈ પારસી કે જેનુ નામ આજે પ્રસિદ્ધિમાં નથી, તેણે ઇ. સ. ૧૭૯૭ માં કેટલાક ગુજરાતી અક્ષર બનાવી, "બોમ્બે કુરિયર" પત્રના એક અંકમાં જાહેર ખબરમાં તેનો ઉપયોગ કરેલો જણાય છે ઇ. સ. ૧૭૯૭ માં એ ગુજરાતી બીબાંનુ (ટાઇપ) જન્મ વર્ષ એ લેખે ગણી શકાય, અને તેને જન્મ આપનાર એક પારસી છે. છાપકળા અને છાપખાનું કાઢવાના વિચારનું તથા નાગરી અક્ષરો બનાવવાનું માન તો ભીમજીને છે. નાગરી અને ગુજરાતીનો ઉત્પાદક અનુક્રમે એક વાણીયો અને એક પારસી છે.*

ઉપર જણાવ્યું તેમ એક પારસી બંધુને આપણે ગુજરાતી ટાઇપની શોધ માટે આભારી છીએ તેમ સન ૧૮૧૨ માં પહેલું ગુજરાતી મુદ્રણાલય સ્થાપનાર પણ, જાણીતા મર્ઝબાન કુટુંબના એક સાહસિક પુરુષ ફરદુનજી મરઝબાન હતા, જેમણે "સમાચાર" નામનું છાપખાનું કાઢયું હતું.

સન ૧૭૯૭માં છપાયલા ગુજરાતી બીબાંનો નમુનો મળવો દુર્લભ છે, પણ સન ૧૮૦૮ માં "ગ્લોસરી" નામનું ગુજરાતી અંગ્રેજી મિશ્રિત ટાઇપિનું પુસ્તક ડ્રમંડરચિત બોમ્બાઇટીના સગ્રહમાં છે, તેનું ચિત્ર અત્રે આપીએ છીએ; અને તેમ કરવાનો આશય માત્ર એ છે કે મુદ્રણકળાના વિષયમાં રસ ધરાવનારાઓ આપણા એ ટાઈપોમાં ક્રમાનુસાર જે ફેરફાર થતો રહ્યો છે, તે અવલોકે, તપાસે, મેળવે, અને અગ્રેજી ટાઈપમાં હાલમાં નવા સુધારા ને ફેરફાર થઈ, તે ટાઈપ સુરેખ અને સુંદર બને તે સાથે મ્હેલાઈથી સુવાચ્ય થઈ શકે એવી તજવીજ, જેમકે લંડન ટાઈમ્સ અને મુંબાઈના ટાઇમ્સ ઓફ ઈન્ડિયા તરફથી, થઈ રહી છે, તેવું ગુજરાતી ટાઈપો વિષે થવા પામે, તે સારૂ માર્ગદર્શક સૂચનો કરે; જે અમલમાં મૂકવાના પ્રયત્નો થાય.

આ બીબાંની શોધે એક નવો અને મ્હોટો ઉદ્યોગ ખીલવ્યો છે, અને તેના પ્રતાપે જ્ઞાનનાં સાધનો સુલભ થયાં છે અને તેના પ્રચારમાં છાપખાનું ખાસ મદદગાર નિવડયું છે.

જગતની મહાન અને ક્રાંતિકારી શોધોમા તેની ગણના થઈ શકે; અને તે દ્વારા જગતની સંસ્કૃતિમાં મ્હોટું પરિવર્તન થવા પામ્યું છે. તેનું મૂલ્ય રૂપિયા આનામાં આંકી શકાય નહિ. મુદ્રણકળા વિનાનું વર્તમાન જગત, ખચિત નીરસ અને કંટાળારૂપ થઈ પડે. કલ્પના કરો,

* ગુજરાતી, સન ૧૯૧૨ દિવાળી અંક. પૃ. ૧.

## પ્રકરણ ૯

### મરકીનો ઉત્પાત ( સન ૧૮૯૬ )

"આ ઝેરી જ્વર મરકીતણાં ચિન્હોમાં જ્વર સરદાર છે,
બેચેની સન્નિપાત ગ્રંથી, મરકીનું દરબાર છે;
જ્વર આવતાં અવયવો ધ્રુજે, ગાત્રો શિથિલ ઝટ થાય છે,
કાખ જંઘા કર્ણમુળમાં, ઝેરી ગાંઠ જણાય છે.

× × × ×

કમજાત મરકી મૃત્યુથી લંધાર મુંડદાની સુણી,
સંહાર તો આવાર જોઈ થકે ગાંડા ને ગુણી;
ચિતરી ચહડે છે ચિત્ત વિષે જાની જીગર હાની ખરી,
શીળી કોલેરાથી અધિક આ મરકીએ અવધી કરી.*

ધીરજરામ પુરાણી

સન ૧૮૯૬ ના સપ્ટેમ્બર મહિનામાં મરકીનો રોગ મુંબાઈમાં પહેલવહેલો માંડવીમાં ફાટી નિકળ્યો, તે નવો હતો, અને સન ૧૮૩૨ માં હિન્દીઓ એ પ્લેગ જેવા રોગના ભોગ થઈ પડયા હતા એવી હકીકત સાંપડે છે.+

આમાન્ય માન્યતા એવી છે કે એ રોગ મૂળ પૂર્વના દેશોમાં ઉદ્દભવ્યો હતો અને તે પ્રાચીન સમયથી જાણીતો છે. ચૌદમા સૈકામાં એ મરકીના રોગે યુરોપનો કચરઘાણ કાઢી નાંખ્યો હતો અને ઇંગ્લાંડમાં મ્હોટી આગ લાગ્યા પછી જ તેનું જોર શમવા માંડી, તે ધીમે ધીમે આખા યુરોપમાંથી દૂર થયો હતો. ઓગણીસમા સૈકામાં તે મુખ્યત્વે એશિયામાં જ દેખા દેતો હતો; અને એડવર્ડઝના ધારવા મુજબ મુંબાઇમાં તે રોગ ઇરાની અખાત અથવા એરેબિયા જ્યાંથી પ્રતિ વર્ષ ૨૦,૦૦૦ થી વધુ યાત્રાળુઓ આવે છે, તેમની મારફત અથવા તો ઉંદર કે વેપારીઓના માલ દ્વારા દાખલ થવા પામ્યો હતો.

---

* બુદ્ધિપ્રકાશ મે, સન ૧૮૯૮; પૃ. ૧૧૯.

+ જુઓ Bombay Gazetter edited by S. M. Edwardes Vo. III. p 174.

એ રોગનું સામાન્ય લક્ષણ એ છે કે પ્રથમ તાવ આવી ચોવીસ કલાકમાં જાંગમાં, બગલમાં કે ગરદન ઉપર ગાંઠ નીકળે છે, અને તે જેમ વધે છે તેમ તાવનું પ્રમાણ ચઢે છે અને તેમાંથી સન્નિપાત થવા માંડી, સેંકડે નવ્વાણુ કેસમાં દરદીનું મૃત્યુ થાય છે.

શરૂઆતમાં એ રોગ ચેપી હોવાનું મનાઈ, તેનો ફેલાવો થતો અટકાવવા સખ્તાઈથી પગલાં લેવામાં આવ્યાં હતાં, પણ પાછળથી સમજાયું હતું કે ગાંઠવાળા દરદીનો રોગ-પ્લેગ ચેપી નથી, પણ જેને ન્યુમોનિક પ્લેગ કહેવામાં આવે છે તે દરદીને લોહી કે પરૂ પડે તેનો ચેપ લાગતાં, તેની સારવાર કરનાર નર્સ કે સગાંસંબંધી જન તેના ભોગ થઈ પડે છે, વળી તે જંતુઓ ચાચડ અને ઉંદરને લાગતાં તે દ્વારા એ રોગ આગળ પ્રસરતો હતો. તેનો પ્રત્યક્ષ પ્રયોગો દ્વારા પુરવાર કરવામાં આવ્યું છે,* અને તેટલા માટે ઉંદરોનો નાશ કરવા અને ચાચડો દૂર થાય તે સારૂ ઘર અને લુગડાંને જંતુનાશક પ્રવાહી પદાર્થમાં બોળાવી સાફ કરાવવામાં આવતાં હતાં.

એ રોગનું ઝેર એવું ઉગ્ર હતું કે ચોવીસ કલાકમાં તે રોગનો દરદી મૃત્યુ પામતો. અને તે ચેપવાળો રોગ હોય તો અજ્ઞાનતા અને બેમાલૂમ-પણાને લીધે તેની સારવાર કરનાર કુટુંબીજનો પણ આફતમાં આવી પડતાં તેથી લોકોમાં પુષ્કળ ગભરાટ અને ભય વ્યાપી રહેતો, અને તેમાંથી બચવા તેઓ નાસભાગ કરતા, જેને લઈને તે રોગ વધુ પસરતો ગયો હતો, અને એ રીતે મુંબાઈમાં ફાટી નિકળેલા મરકીના રોગે સમસ્ત ગુજરાતને, કાઠિયાવાડ કચ્છ સુદ્ધાંત, તેના ઝપાટામાં લીધું હતું, એ ગોઝારી મરકીએ માત્ર મુંબાઈને પાયમાલ કર્યું એમ નહોતું પણ આખા ઈલાકામાં તે રોગ ઝીવલેણ થઈ પડયો હતો, અને એવાં બહુ થોડાંક જ કુટુંબો માલુમ પડશે જે એક વા અન્ય રીતે તેના ભોગ થઈ પડયાં ન હોય. મરકીએ લોકના હાલ બેહાલ કર્યા, એટલું જ નહિ પણ કુટુંબનો મુખ્ય પુરુષ પ્લેગથી મૃત્યુ પામતાં, તેની સ્ત્રી અને બાળકો નિરાધાર થઈ પડયાં હતાં, વિધવાઓના અને ન્હાનાં બાળકોના કષ્ટની સીમા ન્હોતી. પ્લેગે તે તે કાળે કાળો કેર વર્તાવ્યો હતો, તે દહાડો પ્રભુ કોઈને ન બતાવે.

એ રોગ વિષે લોકોને કશી માહિતી નહિ અને તેનું ચોક્કસ નિદાન પણ શોધાયલું નહિ, એટલે એ ટપકીઆ મોતથી લોક બહુ બ્હીી ગયું

---

* જુઓ, મરકી વિષે ભાષણ, ડૉ. ધનજીશાહ પૃ. ૧૩

હતુ, તેમા સરકાર તરફથી, પ્લેગના દરદીને અને તેની સારવાર કરનાર કુટુમ્બીજનોને જુદા પાડવાની વ્યવસ્થા થતા અને તેનો સખ્તાઇથી અમલ થતા જનતા બહુ ખળભળી અને ડઘી ઉઠી હતી, એક તો હિન્દુઓની આચારવિચારની સરકારને માહિતી નહિ, બીજુ, દરદીથી છૂટા પડવા કુટુમ્બીજનો ખુશી નહિ, ત્રીજુ હોસ્પીટલની વ્યવસ્થાને તેઓ ટેકાએ નહિ અને ચોથુ ગભરાટ, એ બધા કારણો ભેગા મળતા ભારે ઉશ્કેરણી થવા પામી હતી, અને તે ઉશ્કેરણીના પરિણામે, એમ કહેવાય છે કે, પૂનામા રેન્ડ અને એયર્સ્ટ નામના બે સોલ્જરોના ખુન, કાઈ ગેરસમજુતીથી, થવા પામ્યા હતા, અને એ જુલ્મ એટલો બધો વધી પડ્યો હતો કે તે હકીકત સ્વર્ગસ્થ ગોખલેને ઈગ્લાડ લખી જણાવતા તેમણે તે ત્યાના છાપાઓમા પ્રગટ કરી હતી.

સરકારે એ રોગને અટકાવવાને લીધેલા પગલા અથવા તેની સાવચેતી માટે જે ઈલાજ ગ્રહણ કર્યા, જેમકે કવોરનટાઈન, તેની સામે આપણે વાંધો લઈ ન શકીએ, પણ એટલુ ચોક્કસ છે કે સરકારી અમલદારોએ તે સમયે લોકલાગણી સમજવા કે જાણવાને ઝાઝી દરકાર રાખી નહોતી, એટલુજ નહિ પણ સખ્તાઈથી તે કામ કર્યું હતુ, અને તે દુઃખના દિવસોમા, જેમની સહાનુભૂતિની અપેક્ષા રાખીએ તેનો તદ્દન અભાવ હતો *

એક દાખલો નોંધીશુ એ દિવસોમા પ્લેગના નિયમોનુ પાલન એવુ કડકાઈથી અને યત્રવત થતુ કે માથેરાનની શિતળ ટેકરી ઉપર હવા ખાવા જનારા આબરૂદાર અને સુશિક્ષિત કુટુમ્બોને કેટલીક કનડગત અને ત્રાસ વેઠવો પડતો, અને તેની સામે હાઈકોર્ટના જડજ નામદાર બદરૂદીન તૈયબજી જેવા પ્રતિષ્ઠિત પુરષે ફરિયાદ કરેલી પણ મેજર કોલીએ તેમને દાદ આપેલી નહિ, પણ સર ફિરોજશાહે નિયમનો પ્રશ્ન ઉપાડી લઈ, મેજરને મહીને સાનમા આણ્યા હતા +

---

+ જુઓ સર ફીરોજશાહનુ ચરિત્ર, ભા ૨ પૃ ૪૧૧

* "જાણીતાં વિદુષી શારદાબ્હેનનુ લગ્ન અમદાવાદમા ન રાખતા વડોદરે આવી કરવા ડો બહુકરામે પ્રથમ આગ્રહ કરેલો તેનું કારણ, રેલ્વે મુસાફરી કરતાં રસ્તામા આવતા આબુદ કવોરનટાઇનનો ત્રાસ સૌને ગભરાવતો, એ હતુ જુઓ, લેડી વિદ્યાબ્હેન અભિનદન ગ્રથ પૃ ૨૭૨

સન ૧૭૪૮ માં ફ્લોરેન્સ શહેરમાં એ રોગ ફાટી નીકળ્યો ત્યારે મુંબઈ જેવી સ્થિતિ ત્યાં ઉદ્‌ભવેલી અને તે એની વચ્ચે ઘણું સામ્ય જણાશે. તેનો તાદૃશ્ય ચિતાર બોકેસિયો નામના લેખકે 'ડિમેમેરોન' નામની તેની નવલકથાના પ્રારંભમાં આપ્યો છે, અને એવું હુબહુ બયાન આપણા એક જાણીતા નવલકથાકાર શ્રીયુત મણિલાલ છબારામ ભટ્ટે તેમની "રતિસુંદરી" નામક નવલકથામાં વર્ણવ્યું છે, તે આશ્ચર્યકારક લાગશે—આ રહ્યું એ વર્ણન

"મુંબાઈમાં મરકી ત્રાસ વર્તાવી રહી હતી લોકોના મન અસ્વસ્થ હતા અને કોઈને મનુષ્યના જીવનનો ઘડીનો પણ વિશ્વાસ રહેતો નહોતો શહેરનો દેખાવ શુન્ય અને ભયંકર જણાતો હતો ઘણાખરા લોક દેશમાં નાસી ગયા હતા વેપારીઓ પોતાની ધીકતી પેઢીઓ બંધ કરતા હતા નોકરીઆત પ્રોમોશનની સારી આશાવાળી નોકરીઓ છોડી જતા હતા, અને મજુર વર્ગ 'દેશમાં જે મળશે તે ખાઈશું' એમ વિચાર કરી મુંબઈમાંથી ચાલ્યો જતો હતો ગુજરાત તરફની ગાડીઓમાં ટીકીટ મેળવવી અને મુંબાઈમાંથી સરટીફીકટ લઈને નિકળવું એ પણ મોટી હોશીયારીનું કામ ગણાતું હતું માણસને માણસ ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો હતો, ઉધાર લેવાદેવડ બંધ થઈ હતી એટલુંજ નહિ, પરંતુ આગળના રહેણા વસુલ કરી, દેશ નાસી જવાને લ્હેણદારો ગ્રાહક ઉપર તગાદો કરતા હતા, મુંબાઈની આગળ પાછળના લીલા પાણીના ખાબોચીયાથી ભરેલા અને માછીમાર નીચ લોકોની ગાઢી વસ્તીવાળા પરા દેશાવર ન જઈ શકે એવા નોકરીઆત અને મધ્યમ વર્ગના લોકથી સંકીર્ણ થવા માંડ્યા હતા વેપારની મોટી ધમાલવાળા બજારો બંધ પડી ગયા હતા અને હજારો નાના મોટા, સ્ત્રી અને છોકરાથી ભરચક વસ્તીવાળા સાત સાત માલના મોટા માળાઓ નિર્જન થઈ પડ્યા હતા, અથવા 'પટ્ટન મો દટ્ટન' વાળા શાપથી નાશ પામેલા નગરમાં જેમ વિદ્વાન બ્રહ્મરાક્ષસોના વેદઘોષ ગેબી-ભયંકર અવાજ થતા હોય તેમ માળાઓમાં ધનને માટે મરણને પ્રાણ સમર્પી રહેતા એકતવાળા પરદેશીઓના તુલસીકૃત રામાયણના મોટા અશુદ્ધ ધ્વનિ થતાજ માત્ર સંભળાતા હતા જે વિશાળ માર્ગો ઉપર ઘોડાગાડીઓની અવર જવરે માણસને સાવધાનીથી ચાલવું પડતું હતું તે રાજમાર્ગમાં હાલ જવલેજ કોઈ સામું મળતું હતું અથવા જે માર્ગક્રમણ કરતા પહેલાં કામદેવની સેના જેવી સુંદર પોશાકવાળી સ્ત્રીઓની મંગળ ગાતી મંડળીઓ સામે મળ્યા કરતી હતી તે રાજમાર્ગ ઉપર થઈને

જનારને હાલ ચાર પાચ માણુસોએ ઉપાડેલી અશુભ કફનીઓજ માત્ર સામી મળતી હતી ખાવા ધાય એવા વિશાળ રસ્તા અને પર્વતના કકડા જેવા મોટા મ દિરો અને માળાઓ એવા નિર્જન દેખાવ માણુસની આખ આગળ આવતા હતા કે અજાણ્યો માણુસ પણ મુબાઈના માર્ગમા ભય દેખાતો હતો મુબાઈનુ વાતાવરણુ જ જાણે ભયકર બની રહ્યુ હતુ એટલા મરણુ થતા હતા કે, મોટા ભાગને દાગી દેવામા આવવા છતા પણ થોડા અગ્નિ સસ્કારી શબને બાળવાનો વારો આવતો નહોતો, ખાડવ વનના અગ્નિની માફક શ્મશાનનો ઉગ્ર અગ્નિ મોટી મોટી જ્વાળાઓથી આશાભર્યા લોહી-આળ અને જુવાન માણુસોની આહુતિઓ લેતા તૃપ્ત થતો નહોતો રાત્રિ દિવસ સ્મશાન ચાલુ બ ધે જતુ હતુ દુશ્મનના શબને પણ અગ્નિસસ્કાર કરવામા મોટુ પુણ્ય સમજનારા ધાર્મિક હિંદુ લોકમા, હાલ ભાગ્યેજ કોઈ અગ્નિસસ્કાર કરનાર મળતુ અને જે જીવતા માણુસની આગળ હજારો માણુસ હાક મારતા હાજર થતા તેના શબને આજ સરકારના માણુસ ઠેકાણે પાડતા હતા

માણુસો તો શુ ? પણ કપોત, પારાવત અને કાગડા જેવા પખી અને કુતરા, બીલાડા તથા ઉંદર જેવા મનુષ્યના સહવાસમા રહેનારા પ્રાણીઓ પણ મરકીના નાશકારક ખપ્પરમાથી બચતા નહોતા હજારો પારાવતના ટોળા નિર્માનુષ્ય માળાઓના દિવાનખાનામા છજા અને છાપરા ઉપર મરી જતા હતા બાગ ઉપરથી વૃક્ષશ્રેણી તળે હાસાતુસી કરતા ટુગી ગયેલા યમના ગુપ્તચર જેવા કાગડાના મૃત શરીર વીખરાઈ પડતા હતા, મનુષ્યને શરણે દોડી આવતા હોય તેમ ગટરના ઉંદરો વસ્તીવાળા ઘરના ખુલ્લા ભાગમા ધસી આવતા હતા અને શીતળ પાણી પીવા જતા પાણીઆરા આગળજ માણુસની આખોમા ભય અને શરીરમા કપ ઉત્પન્ન કરે એવી રીતે તરફડીને મરણુ પામતા હતા શહેરની અધિષ્ઠાત્રી કોપી હોય તેમ પ્રાણી માત્રનો તેના તનપ્રદેશ ઉપરથી જાણે નાશ જ થવા માડયો હતો *

પ્રસ્તુત ચિત્ર કાલ્પનિક કે અતિશયોક્તિ ભર્યું નથી પણ તે માત્ર વસ્તુસ્થિતિ જ આલેખે છે, તે બતાવવા એ પરિસ્થિતિ નજરે નિહાળનાર એક અગ્રેજી પત્રકારનો અભિપ્રાય ટાકીશુ —

" એ રોગ પુર જોશમા ચાલતો હતો ત્યારે હુ શહેરનુ નિરીક્ષણુ

* રતિસુદરી પૃ ૫ થી ૭

કરવા નિકળ્યો ત્યાં મેં જોયું કે દેશીઓની વસ્તીવાળો બહુ ઉદ્યમી ભાગ તદ્દન ઉજ્જડ થઈ પડ્યો હતો; સઘળી દુકાનો બંધ કરવામાં આવેલી હતી અને તેના માલિકો, એકસામટા અદ્દશ્ય થયા હતા. એવી ગણત્રી કરવામાં આવી હતી કે એ રોગચાળાના સમયે મુંબાઈ ટાપુની લગભગ એ તૃતમાંસ વસ્તી દેશમાં ચાલી ગઈ હતી. આ પ્રમાણે વસ્તી ઓછી થવાથી ઇલાકાને મોટું નુકશાન થવા પામ્યું હતું, પણ તેનું બીજું અનિષ્ઠ પરિણામ એ આવ્યું હતું કે ઇલાકાના જુદા જુદા જીલ્લાઓમાં તે લોકો જતાં તે જીવલેણ રોગનો ફેલાવો સર્વ સ્થળે થવા પામ્યો હતો."*



* "Through the Famine Districts of India" by H. S. Mereweather page-5.

## પ્રકરણ ૧૦

## ગુજરાતી વર્તમાનપત્રનો ઉદ્ભવ

"વર્તમાન કાળે બની, વર્તમાન જે વાત;
વર્તમાન પ્રિય પત્ર તું વેગે કર વિખ્યાત.
એ ચાબુકના અધિપતિ, ચિતથી ન કરજે ચૂક;
ઉઠાડ મંડળિ ઊંઘથી, ચમકાવી ચાબુક.
જઈ જામે જમશેદ તું, શુભ ભાષણનો સાર;
કહે તારા નામેરીને, ચિતમાં કરે વિચાર.
દરપણ નામે દોસ્ત તું, જન મંડળિ જગાડ;
હાલ અવસ્થા હિંદની ડહાપણથી દેખાડ."*

દલપતરામ

મનુષ્ય સ્વભાવ કુતૂહલપ્રિય છે. તે નવા નવા સમાચાર જાણવા સાંભળવાને સદા ઉત્કંઠિત હોય છે. જુના કાળમાં ભાટ ચારણો અને ફરતા સાધુ સંન્યાસીઓ, યાત્રાળુઓ અને પ્રવાસીઓ, દેશપરદેશની ખબરો લાવતા અને વેપારીઓને તેમના આડતીઆઓ ગામેગામથી ધંધારોજગારની હકીકત, બીજી જાણવા જેવી નવાજુની સાથે, લખી જણાવતા હતા.

મુગલરાજ્ય તરફથી વ્યવસ્થિત ખેપિયા ખાતું હતું, અને સ્થાનિક અમલદારો પોતપોતીકા રીપોર્ટ બાદશાહને દિલ્હી નિયમિત રીતે ખેપિયા મારફત મોકલી આપતા અને તે રીપોર્ટ ખોટા થવા પામે નહિ તે સારૂ અલાયદુ ખાનગી બાતમી ખાતું રહેતું તે, તેના રીપોર્ટ પરબારા મોકલતું હતું. વળી મ્હોટા શહેરમાં 'મડધા' રહેતા, જે પોતીકા કામદો રોકી પત્રો પહોંચાડવાનું કામ કરતો અને કિંમતી અવેજ વગેરે મોકલવાની વ્યવસ્થા કરનારને, "આંગડીઆ" કહેતા, જેમનો તે ધંધો અદ્યાપિ સહેજસાજ ચાલુ છે.

હાલની પેઠે એ ટપાલની વ્યવસ્થા નિયમિત કે પદ્ધતિસર ન હોતી. એ તો 'બાડીનું સાહિત્ય'ના લેખક કહે છે તેમ, વેપારીઓના પોતાના કામની

---

* દલપત કાવ્ય ભાગ-૨ જો, પૃ. ૩૧

હકીકત લખ્યા પછી વર્ષાદ પાણીના બનાવો, બજાર ભાવ વગેરે લખવાનો રિવાજ હતો. અને તે વેપારીના પત્રો વર્તમાનપત્રની ગરજ સારતા હતા. વળી વર્તમાનપત્રોનો ઈતિહાસ જોઇએ છીએ તો, આવા ખબરપત્રોમાંથી જ તેનો ઉદ્ભવ થવા પામ્યો હતો. ન્યુઝપેપર, કુરેન્ટ, ( courent ) ગેઝેટ વગેરે નામો એ જ વસ્તુનાં સૂચક છે. અને તે શબ્દો ઉપરથી એમ સમજાય છે કે, તેની પહેલ કરનાર ઈટાલિયનો હતા. આ પ્રમાણે ખબરપત્રો છાપીને મોકલવામાં આવતા તેની એક પ્રત તા. ૬ઠ્ઠી જુલાઈ સન ૧૬૩૨ની જોવા મળે છે. તે પત્રનું નામ 'નેથેનિયમ બટર' અઠવાડિક સમાચાર છે; તે સન ૧૬૨૨ માં નિકળ્યું હતું, અને અંગ્રેજી ભાષામાં તે પહેલવહેલું વર્તમાનપત્ર હતું. ત્યારબાદ પત્રો બહાર પડવા મંડ્યાં તેને રાજ્યનો આશ્રય હતો અથવા રાજ્ય તરફથી તે પ્રસિદ્ધ થતાં અને તે પત્રોમાંથી 'લંડન ગેઝેટ' નો જન્મ થયો હતો.

ઇગ્લાંડમાં એ સમયે ભારે રાજક્રાન્તિ ચાલતી હતી એટલે તે પત્રો ચલાવવાની મુશ્કેલીઓ ઘણી હતી, પણ આવા પત્રો માટે લોકમાગણી વધતી જતી હતી, તેથી જુદાં જુદાં છાપાંઓ નિકળવા માંડી, વર્તમાનપત્રોનો વિકાશ થવા લાગ્યો. એડિસનનું 'સ્પેક્ટેટર,' જોન્સનનું 'રેમ્બલર' ડેનિયલ ડિફોનું 'વિકલી રિવ્યું', સ્ટીલનું 'ટેટલર' વગેરે નામો તેના ઉદાહરણ રૂપ રજુ કરી શકાય. વળી પાર્લામેન્ટના કામકાજનો અહેવાલ પ્રગટ કરવા ખાસ પ્રયત્નો કરવામાં આવતા, અને તે સામે સરકારના પ્રતિબંધો હોઈને, પ્રકાશકો કોઈ કોઈ યુક્તિ પ્રયુક્તિઓ તે સમાચાર મેળવવાને અજમાવતા અને તેમાં તેમને અનેક પ્રકારની હાડમારી વેઠવી પડતી હતી. તો પણ ન ડરતાં અંગ્રેજી પત્રકારિત્વ, ભારે ભોગ આપીને, કદમ બ કદમ આગળ કૂચ કરતું જતું હતું, અને સન ૧૮૫૪ માં તેના પર લેવાતી સ્ટેમ્પ ડ્યુટી અને સન ૧૮૫૫ માં કાગળ પરની જકાત નિકળી જતાં, વર્તમાનપત્રોને ખૂબ વેગ મળ્યો હતો. ત્યારબાદ તેની પ્રગતિ એટલી બધી થયલી છે કે ઇગ્લાંડનું કોઈ મ્હોટું શહેર સ્થાનિક વર્તમાનપત્ર વિનાનું ભાગ્યેજ માલુમ પડશે.

વર્તમાનપત્રોએ વળી એવી પ્રતિષ્ઠા જમાવી છે, અને સમાજ ઉપર એવો સજ્જડ કાબુ મેળવ્યો છે, કે, તે ધારી અસર પેદા કરી શકે છે. લંડન ટાઇમ્સ માટે એવું કહેવાય છે કે તે અંગ્રેજી પ્રજામતનું મૂર્ત સ્વરૂપ છે; એટલુંજ નહિ પણ તે એટલો જબરો લાગવગ ધરાવે છે કે પ્રસંગ આવે તે બ્રિટિશ પ્રધાનમંડળને આધકાર ઉપરથી ઉથાપી કે સ્થાપી શકે.

ઇંગ્લાંડના એ વાતાવરણમાં ઉછરેલા અને તાલીમ પામેલા કેટલાક સાહસિક પત્રકારોએ હિંદુસ્તાનમા આવી વર્તમાનપત્રો ચલાવવાનુ શરૂ કરેલું અને તે સમયે કલકત્તા હિન્દી સરકારનું મુખ્ય મથક હતુ એટલે વર્તમાન-પત્રનો આરંભ પ્રથમ કલકત્તામા થયો હતો સન ૧૭૮૦મા 'બગાળ ગેઝેટ' નામનું પત્ર પ્રથમ હિન્દી ગેઝેટ તરીકે જાણીતુ થયુ હતુ, પણ કંપની સરકારના વહિવટ સામે તેમા સખ્ત લખાણુ આવતું, તેથી વોરન હેસ્ટીંગ્સે તે પત્ર સામે ઉપરાચાપરી કેસો કરી, તેને ટુંક મુદતમા અવસાન પહોચાડ્યું હતુ, અને સન ૧૭૯૯ મા પ્રેસ નિયમણ સારૂં નવો કાયદો ઘડી, કંપની સરકારના હાકેમોએ એવી સત્તા મેળવી હતી કે વર્તમાનપત્રમા જે કાંઈ પ્રસિદ્ધ થવાનું હોય તે પ્રથમ સેન્સર પાસ કરે તે પછી છપાય, અને તે નિયમના ભગની સજા એવી આકરી નિયત કરી હતી કે તેઓ તે લખનારને પરભારો ઇંગ્લાડ મોકલી શકે, એ રીતે ચાર પાચ પત્રકારોને ફરજિયાત ઇંગ્લાડ બોટમાં બેસાડીને મોકલી આપ્યાના દાખલાઓ બનેલા છે

તથાપિ એ અંગ્રેજી પત્રકારિત્વ, આટલી સખ્તાઈ છતા, હિન્દમાં વિકસતા માડ્યુ અને તેની અસર આગેવાન હિન્દુઓ ઉપર થઈને, નવી સઘળી પ્રવૃત્તિઓના આદ્ય જનક રાજા રામમોહનરાયે "સંગબાદ કૌમુદી" નામનુ બંગાળી ભાષામા પ્રથમ વર્તમાનપત્ર કાઢ્યુ હતુ

પ્રજાજીવનના ઘડતરમા, એ કહેવાની અગત્ય નથી કે, વર્તમાનપત્રોએ મોટો અને મહત્વનો હિસ્સો આપેલો છે, અને દેશની ઉન્નતિ અને પ્રગતિમા તે અત્યત મદદગાર થઈ પડ્યા છે, અને એ મુદ્દો નજર સમીપ રાખીને ગુજરાતી ભાષા ને સાહિત્યના ઉત્કર્ષ અર્થે સન ૧૮૪૮ના આખર દિવસોમા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી ફૉર્બસ સાહેબે સ્થાપી તેના પ્રથમ કાર્ય તરીકે "વરતમાનપત્ર" નામનું એક અઠવાડિક પત્ર આરભ્યુ હતું ગુજરાતમા તે પહેલવહેલું સાપ્તાહિક હતુ, અને તેનુ અનુકરણ થઈને, ત્યાર બાદ અમદાવાદમા અને ગુજરાતમા અનેક વર્તમાનપત્રો હસ્તિમા આવ્યા હતા સન ૧૮૫૦ મા તેમનુ સુરત જવાનુ થતા ફૉર્બસ સાહેબે, ત્યા પણ મિત્રોની મદદ મેળવીને, "સુરત સમાચાર" કાઢ્યુ હતુ

ઉપરોક્ત "વરતમાન" પત્રની ફાઇલ ઉપલબ્ધ નથી એટલે તેમાંના લખાણો વિષે અભિપ્રાય બાધવા જેટલુ પણ આપણી પાસે કશુ સાધન નથી, માત્ર તેનો એક ટુકડો જે એક જુની હાથપ્રતના લુગડાના પુઠાને ચોઢેલો, અમદાવાદની ગુજરીમાથી પ્રાપ્ત થયેલો, તેનુ ચિત્ર નમુના

દાખલ અત્રે રજુ કર્યું છે; પણ જે કાંઈ થોડી ઘણી માહિતી જાણવા મળે છે તે ઉપરથી એમ લાગે છે કે તે પત્રના નિયામક અને સંચાલક મુખ્યત્વે ફોર્બસ સાહેબ હતા.

સોસાઈટીની ઓફીસ આરંભમાં, ભદ્રમાં, હાલ જ્યાં આસિ. ડિરેક્ટર ઑફ પબ્લિક હેલ્થ ઓફીસ, બેસે છે, તેના મેડા ઉપર હતી અને તેના પાછળના ભાગમાં અગાઉ જેલ હતી અને વચમાંની ભીંતમાં જાળી હતી, તેમાંથી અંદર નજર પડતી હતી; એ રોને કોઈ અયોગ્ય પ્રસંગ જોવામાં

આવતા મદદ. વરતમાનપત્રમા તની વા લેખ જેતના વહિવટ વિષે કકક ટીમ કરેલી, તે ઉપરથી તેના નાજરનુ ઉપરાણુ લઇ ગૅાના વડા મી ગેસીમને તે આક્ષેપ સામે વાધો લઈ ને પાછો ખેચી લેવા આગ્રહ કર્યો હતો પણ તે બાબતમા મેનેજીગ કમિટી અને મી હેરિમન વચ્ચે તીવ મતભેદ પડયો, એક બાજુ મિ હેરિમન અને સામા પક્ષમા એમના સિવાયના બીજા બધા સભ્યો હતા, અને તે તકરાર ઠેઠ મુબાઈ સરકાર સુધી પહોચતા, તેની અસર એ થવા પામી કે સરકારી અમલદારો વરતમાનપત્રના સચાલનમા ભાગ લેતા અટકી પડયા અને પરિણામે એ વરતમાનપત્ર પણ સુઈ ગયુ હતુ *

પરંતુ એ નવા અખતરાએ લોકોને વાચનનો શોખ લગાડી, એ જાતના છાપાઓ માટે એક પ્રકારની અભિરૂચિ પેદા કરી હતી તે પત્ર દર બુધવારે પ્રસિદ્ધ થતુ, તેથી લોકો તેને "બુધવારીયુ" કહેતા તેનુ વાર્ષિક લવાજમ રૂ ૬) હતુ, અને માત્ર ૧૭૫ નકલ પ્રસિદ્ધ થતી×× ત્યાર પછી 'ખબર દર્પણ' નામે વીકલી નીકળ્યુ 'અમદાવાદ સમાચાર' ૧૮૬૦ મા પ્રસિદ્ધ થયુ અને 'સમશેર બહાદુર' મુબાઈથી અમદાવાદમા આવ્યુ આ વર્તમાન પત્રો પ્રજાની ફરિયાદો જાહેર કરવાને બદલે માત્ર નાની મોટી ખબરો આપવાની પોતાની ફરજ વધારે સમજતા કોઈ વાર તેમા અગત ટીકાઓ, મશ્કરીઓ અને સવાલ જવાબોના ઝઘડા પણ ચાલતા 'પ્રજા અભિલાષ' ૧૮૬૩ ના અરસામા જન્મ્યુ હતુ શ્રી પીતાબરદાસ ત્રિભુવન દાસે કેળવણી ખાતાની નોકરી છોડીને 'હિતેચ્છુ' પત્ર કાઢયુ હતુ અને તેમા તેજ લખાણો આવતા, તેમજ લોકોમા પ્રિય થવાથી આશરે ચાળીસએક વર્ષ જેટલુ જીવન ભોગવવા તે ભાગ્યશાળી થયુ હતુ ત્યાર પછી 'પ્રજામત,' હિન્દુસ્તાન 'પ્રતિનિધિ' અને 'રાજપત્રિકા' વર્તમાનપત્રો નીકળ્યા હતા 'હિદુસ્તાન' અમદાવાદમા ટીક ચાલતુ તે મુબઈ જઈને રામશરણ થયુ ×

ગુજરાતમા વર્તમાનપત્રનો જન્મ થયો તે પહેલા ઘણા વર્ષો પૂર્વે કલકત્તામા તેની પ્રથમ શરૂઆત થઈ હતી, તે પાઠળ કહેવાયુ છે, "સમાચાર દર્પણ' નામનુ પહેલુ બગાળી પત્ર મિશનરી મિશનના ડૉ માર્શમેને કાઢ્યુ હતુ તેમા બાઈબલનો ઉપદેશ પ્રધાનપણે આવતો અને તેનું

* વધુ વિગતો માટે જુઓ ગુ વ સોસાઈટીનો ઈતિહાસ ભા ૧ પૃ ૧૪
× પહેલી ગુજરાતી પત્રકાર પરિષદ્‌નો રીપોર્ટ—પૃ ૭

તને યુરોપિયન હસ્તક હતુ એટલે હિન્દી વર્તમાનપત્ર તરીકે પ્રથમ સ્થાન 'સંવાદ કૌમુદી'ને પ્રાપ્ત થાય છે.

તે અરસામા ( સન ૧૮૨૨ ) મુંબઈમા " મુંબઈ સમાચાર " એક અઠવાડીક તરીકે પ્રગટ થવા માડયુ હતુ. વહાણ આવ્યા ગયાની વિગતો અને કાર્ડિ જાહેર ખબરો તે પત્રમા છપાતી, સન ૧૮૩૨ મા " ચાબુક " નામધારી એક પત્ર નિકળ્યુ હતુ તેનુ લખાણ, તેના નામ મુજબ ચાબુકની પેઠે જ તેને આવતુ, અને તેનો ગાહક પણ ચાબુક મારી (દમ ભગવી) પૈસા કઢાવવામા પ્રવીણ હતો ખુશામત તાજો રોજગાર એ તેનુ સૂત્ર હતુ, મહારાજ લાઈબલ કેસમા જે હલકટ ભાગ તેણે ભજવ્યો હતો તે આપણે પાછળ જોયુ છે. તેનુ નામ નવરોજજી દોરાબજી ચાનદારૂ હતુ પણ તે નવરોજજી ઉરદારૂ તરીકે ઓળખાતો, તે કડક અને કાકડુ લખતો પણ તે લખાણ એકપક્ષી, અન્યાયી અને અયુક્ત, ખોટી ખુશામદ કરનારૂ અથવા અન્યને વિના કારણ ઉતારી પાડનાર અને નિંદાભર્યું માલમ પડતુ, અને તેથી તેની સામે સામનો કરવા સન ૧૮૩૨ મા 'જામેજમશેદ' પત્ર સર જમશેદજી જીજીભાઇના આશ્રય નીચે કાઢવામા આવ્યુ અને સન ૧૮૫૩ મા તેને એક દૈનિક પત્રમા ફેરવી નાખવામા આવ્યુ હતુ. તે પારસી પચાયતનુ મુખપત્ર હતુ, અને એક નામી પત્ર તરીકે તેની ખ્યાતિ જામેલી છે, ત્રણ વર્ષ ઉપર જ જામે જમશેદની શતાબ્દી ધામધુમથી ઉજવવામા આવી હતી, તે એ પત્રની લોકપ્રિયતા તેમ પ્રતિષ્ઠાનુ સૂચક ચિહ્ન હતુ.

સન ૧૮૫૨ મા દેશમા જે નવા વિચારો અને સુધારાની હિલચાલ જન્મ પામી, તેનો પ્રચાર કરવા દેશના દાદા દાદાભાઇ નવરોજજીએ શેઠ ખુરશેદજી કામાજીની આર્થિક સહાયતા વડે " રાસ્ત ગોફતાર " અઠવાડીક ચાલુ કર્યું હતુ, તેમા એમને એમના મિત્રો, જેઓને " સોસાઇટીના છોકરાઓ " નામે ઓળખાવવામા આવતા, તેમનો પુરો સાથ હતો

રાસ્તગોફતાર આનદોત્સવ સ્મારકગ્રંથમા તે પત્રની તવારીખ લખનાર લખે છે, કે " પ્રોફેસર દાદાભાઇ નવરોજજી અને શેઠ ખુરશેદજી કામાની ઉપરની છબીઓ તો હમણાના પાછલા વખતની છે, પણ આજે પચાસ વર્ષ ઉપર આ પત્રને જન્મ આપતી વેળા એ સાહેબો માત્ર નાની ઉમરના જુવાન છોકરાઓ હતા. એ છોકરાઓ અને એમની સાથના બીજા એલ્ફિન્સ્ટોનિયન ગોઠિયાઓ જેઓએ આ પત્રને ચલાવવામા આજ સુધી મદદ આપતી

જારી રાખી છે, તેઓ તે વખત ઉપર "સોસાઇટીના છોકરાઓ" દાખલ જ ઓળખાતા હતા અને એ રીતે આ પત્ર પોતાનાં બાળપણની પહેલી જીંદગીને માટે તેજ મુઠીભર જુવાન્યાઓને આભારી હતું, કે જેઓ આપણી સભાઓ અને કેળવણી ખાતાઓનાં પ્રથમ સ્થાપકો, લખનારાઓ અને ભાષણકર્તાઓ હતા. તેઓની એલ્ફિન્સ્ટન સ્કૂલ તે વખત પર એક "બોર્ડ ઑફ એજ્યુકેશન" નામની મંડળી હસ્તક ચાલતી હતી, તેટલા માટે તે "સોસાઇટી સ્કુલ" ને નામે ઓળખાતી હતી, અને તેટલા માટે તે સ્કુલના પહેલવહેલા મુઠીભર જુવાન્યાઓ જે, સઘળી જાહેર બાબતોમાં બહાર પડીને તે વખતના બુઢાઓના બોલોમાં "ધરતી માંથે લઇ બેઠા હતા" તેઓને "સોસાઇટીના પોરયાનું" નામ તે સાધારણ લોકવાયકાએ આપેલું હતું. આ "સોસાઇટીના છોકરાઓ" એ "જ્ઞાનપ્રચારક સભા" સ્થાપી, "રાહનુમાય સભા" સ્થાપી, સ્ત્રી કેળવણીને માટે કન્યાશાળાઓ સ્થાપી, પછવાડેથી મુંબઇ એસોસીએશનની રાજદ્વારી સભા સ્થાપી અને તેજ અરસામાં તે છોકરાઓના વડા દાદાભાઇ માસ્ટરે કામા ખાનદાનના માનવંત નબીરા શેઠ ખુરશેદજી નોસરવાનજીની મદદથી "રાસ્ત ગોફ્તાર" પત્રની સ્થાપના કરી, તેને પણ ચાલુ રાખવામાં એ "સોસાઇટીના છોકરાઓ" એ ઉલટ પકડી, તેનો સૌથી સરસ દાખલો તેઓએ સન ૧૮૫૮ માં "રાસ્ત ગોફ્તાર" ના બેગા માલેક થઇને આપ્યો.×"

'સદરહુ રાસ્તગોફ્તારમાં વીર પુરૂષ કરસનદાસ મૂળજી સમાજ સુધારાના અને નીતિબોધના વિષયો ઉપર લેખો લખી મોકલતા, પણ તે બધાને સ્થળ સંકોચને લઈને સ્થાન મળતું નહોતું, અને એમને કહેવાનું ઘણું હતું; તેથી એ મુશ્કેલી દૂર કરવા સન ૧૮૫૫ માં તેમણે "સત્ય પ્રકાશ" નામનું છાપુ કાઢ્યું,| જે પછીથી 'રાસ્ત ગોફ્તાર'માં જોડાઇ ગયું હતું; તે કાર્યમાં કરસનદાસને જે હિન્દુ .શેઠિઆઓએ સહાયતા આપી હતી તેમાં સર મંગળદાસ નથુભાઇ મુખ્ય અગ્રણી હતા.

સન ૧૮૫૧ માં 'રાસ્ત ગોફ્તાર' શરૂ થયું તે પહેલાં પાંચ વર્તમાન પત્રો પ્રસિદ્ધ થતાં હતાં; તેમાંના મુંબઈ સમાચાર, જામેજમશેદ અને ચાબુક વિષે ઉપર કહેવાયુ છે; એ છેલ્લા ચાબુક પત્રે, તેનાં નામ પ્રમાણે, રાસ્ત ગોફ્તારનો પ્રથમ અંક પ્રગટ થતાં જ, તેના નામ સામે ચેડાં કાઢ્યાં હતાં;

×રાસ્ત ગોફ્તાર આનંદોત્સવ સ્મારક અંક પૃ. ૫.

પણ તેનો જડબાતોડ જવાબ "બુદ્ધાભાઈ ચાબુકના મવાલો" એ મથાળા હેઠળ તેના તંત્રી પ્રો દાદાભાઇ નવરોજજીએ આપ્યો હતો.

એ પત્ર કાઢવાનુ બીજુ કારણ એ હતુ કે 'ચિત્ર જ્ઞાનદર્પણ' પત્રમા તેમના અધિપતિ બહેરામજી ખરશેદજી ગાંધીએ હઝરત મહમદ પેગંબર સાહેબનુ ચિત્ર છાપવાની ભૂલ કરેલી, તેમાથી પારસી મુસ્લિમ વચ્ચે મ્હોટુ હુલ્લડ થવા પામ્યુ હતુ, અને તે પ્રસગે પારસીઓને ઘણુ સોસવુ પડેલુ અને તેમનો કેસ, સારી રીતે રજુ કરનાર એક સારા પત્રનો અભાવ જણાયો હતો, "તે હુલ્લડ દરમ્યાન કેટલાક રાંક અને નિર્દોષ પારસીઓના જીવ ગયા, માથા ફાટયા, લોહી રેડાયુ, ઘરબાર લુટાયા, પવિત્ર આતશના એબાદખાનાઓને અપવિત્ર કરવામા આવ્યા અને બીજી ઘણીક ખાનેખરાબી થઇ, તે છતા નહી સત્તાવાળાઓએ, નહી શેઠીઆઓએ કે નહી છાપા વર્ગે પારસી કોમની કશી દાદ લીધી તે વખતે પ્રોફેસર દાદાભાઇ નવરોજજી બહારગામ રહેતા હતા, તેવણને તે સઘળી બેદાદનો જાતિ અનુભવ થયો હતો, તેવણે માર ખાઇ લુટાયલા અને હલાક થયેલા ગરીબ પારસીઓના દુખ તરફ ઘણી દિલસોજીથી મહેનત ચલાવી, પણ તેવણની ફરિયાદોને માતબર અને માતેબાર શેઠ સાહેબોએ કશી ભચક આપી નહિ તેટલામા વળી પારસીઓના દુખપર એક ડાહમ થયો શેઠિયાઓએ મરમરમા અને સત્તાવાળાઓમા એટલી તો નબળાઈ બતાવી કે પારસી કોમ તરફથી મુસલમાન ભાઇઓની માફી માગી અને માફ માગી જાહેર રીતે સુલેહ કરવામા આવી એ રીતે પારસીઓએ એક ગમથી મારનો માર ખાધો અને માફની માફ માગી, તેથી સમજુ પારસી ઘણા જખમી થયા. પણ તે જખમને જાહેરમા અવાજ આપનારો એકબી સ્વતત્ર છાપો નહિ મળી આવ્યો પારસી વરતમાન પત્રો એક યા બીજા શેઠિયાના વર્ગને આધીન વાજીન હોવાથી પ્રજા-પોકારને તે શેઠિયાઓના લાગવગથી દાબી નાખવામા આવ્યો આવુ જોવાથી પારસીઓના એક સુદ્ધા, સાચા અને સ્વતત્ર છાપાની એટલી તો અગત્યતા માલમ પડી કે ઉપલા સાહેબોએ એ 'રાસ્તગોફતાર' પત્રને ઉભુ કરી તે ખુટ પુરી પાડી.'*

પાચમા વર્તમાનપત્ર "સમાચાર દર્પણ" વિષે એટલુ જાણવામા આવે છે કે તે પાછળથી "અખબારે સોદાગર" સાથે જોડાઇ ગયુ હતુ,

---

*રાસ્ત ગોફતારનો આનંદોત્સવનો ખાસ અક પૃ ૧૧

"અખબારે સોદાગર," તેના નામ મુજબ વેપારી વર્ગનું છાપુ હતુ અને લગભગ પચાસ વર્ષ તે ટકયુ હતુ

આ અને એવા બીજાં અખ્યાતબધ છાપાઓ તે કાળે નિકળ્યા હતા, તેના નામ માત્ર જાણવાને મળે છે, પણ તેની નકલોનો પત્તો ખાતો નથી આ અબધમા પત્રકારોનું કર્તવ્ય છે કે તેમણે તપાસ કરી, તે વિષે જે કાંઈ માહિતી મળી આવે તે એકત્ર કરવી તેમજ પત્રોની પ્રત પ્રાપ્ત થાય તે મગ્રહવી જોઈએ અને તે કાર્યમા કઈક ઉપયોગી માહિતી સ્વર્ગસ્થ ઈચ્છાનામ સૂર્યરામ દેશાઈ,–જાણીતા "ગુજરાતી' પત્રના તંત્રી–એ નોંધેલી, છે, તે અત્રે રજુ કરીશુ —

"ગયા સૈકાની અધવચ્ચે ગુજરાતી પ્રજાઓના કેટલાક વર રત્નો દેશોદયનો ઝુડો લઇ મેદાને પડયા હતા તેઓ સામાજિક, ધાર્મિક અને રાજકીય સુધારણા માટે સમગ્ર વાદ કરતા હતા કેટલીક સસારિક અને રાજકીય સમાને સ્થાપવામા આવી, અને તેને અગે વર્તમાનપત્રો પણ કાઢવામા આવ્યા સ્વર્ગસ્થ કરમનદાસ મૂળજીએ ૧૮૫૭ મા "સત્યપ્રકાશ' પત્ર કાઢ્યુ અને "બુદ્ધિવર્ધક' માસિક કાઢવા માડયુ કરસનદાસનુ પત્ર ગમે તે કારણસર ૧૮૬૧ મા 'રાસ્ત ગોફતાર' સાથે જોડાઈ ગયુ અને કેટલોક સમય અવ્યવસ્થિત ચાલ્યા પછી "બુદ્ધિવર્ધક" પણ બધ પડી ગયુ ર ન રા સા મહીપતરામ અને બીજા વિદ્વાનો તરફથી "સત્યદીપક" નામનુ પત્ર ૧૮૬૨ મા નીકળ્યુ હતુ એ વર્ષ ચાલી તે પણ બધ પડયુ, કવિ નર્મદાશકર અને બીજા પાચ સાક્ષરોએ મળી પાક્ષિક પત્ર "ડાંડિયો ૧૮૬૪ ના ઓકટોબર માસમા કાઢ્યુ તે સવા વર્ષ સતત ચાલી, થોડો સમય બધ પડી, ૧૮૬૬–૬૭ મા સાપ્તાહિક પત્ર તરીકે દેખાવ દઇ, ૧૮૬૯ મા બધ પડી ગયુ એના લેખકોએ ભાષાની જે સેવા બજાવી છે, તે અપૂર્વ જ છે ૧૮૭૪ મા મરહુમ ગીરધરલાલ દયારામ કોઠારીએ "અવધૂત નામે પાક્ષિક પત્ર કાઢયુ હતું પણ તેના બે અક બહાર પડી આશ્રયની ગેરહાજરીમા સુઈ ગયુ હતુ ૧૮૭૨ મા સાપ્તાહિક પત્ર 'આર્યમિત્ર' અને તેના પછી તરત જ "પચડાડ' નીકળ્યા હતા 'આર્યમિત્ર' દસેક વર્ષ ચાલી તેના અધિપતિની અવ્યવસ્થાને લીધે મરણ પામ્યુ હતુ × × × આ સઘળા પત્રો અમુક ચોક્કસ ઉદ્દેશે ચાલતા ન હોવાથી અથવા વર્તમાનપત્ર વાચવાની અને તેને આશ્રય આપવાની ટોક

લાગણી મંદ હોવાથી થોડા થોડા દેખાવ દઈ ગયાં છે, અને તેની રાજકીય સુધારાવધારાની જાહેરનાં પત્રની ગેરહાજરી સતત જોવામાં આવી.”*



શ્રી. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ

પત્રકારના ધંધાની મહત્તા અને પવિત્રતા, જવાબદારી અને સેવા વિષે પુષ્કળ કહેવાયલું છે અને ફરી ફરીને તેની પુનરુક્તિ કરવી અરુચિકર થઇ પડે. પણ જેમ યંત્ર કરતાં તેનો નિયામક મનુષ્ય સર્વોપરી છે, એક પદ્ધતિ કરતાં તેનો પ્રયોજક શ્રેષ્ઠ છે, તેમ પત્રકારિત્વમાં, એક પત્રકારનું સ્થાન અને દરજ્જો મ્હોટો અને અગત્યનો છે. વાસ્તવિક રીતે જોતે પત્રની ઉપયોગિતા ને પ્રતિષ્ઠા, લાગવગ અને કાબુનો આધાર તેના તંત્રી ઉપર મુખ્યત્વે અવલંબે છે, અને જે પત્રો જાણીતાં નામના પામ્યાં છે,

* સ્વ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના સાક્ષર જીવનની રૂપરેખા પૃ. ૧૪–૧૫.

અને અસરકારક તેમ યશસ્વી નિવડયા છે, અને અમુક પ્રકારનુ વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરેલું છે, તેનો બધો પ્રતાપ તંત્રીના વ્યક્તિત્વને આભારી છે.

ગુજરાતી પત્રકારિત્વમા પણ એવા સમર્થ અને બાહોશ તંત્રીઓ થયેલા છે જેમણે તે ધંધો દીપાવ્યો છે, અને તે ધંધાને પ્રગતિમાન કરી મૂકી, નવુ દૈવત આપ્યુ હતુ તે યશસ્વી નામાવલિમા આપણે કરસનદાસ મૂળજી, કેખુશરૂ એન કાબરાજી, ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ, મીનોચરહોમજી, મહેરજીભાઈ માદન, પાલનજી બરજોરજી દેસાઇ, જહાંગીરજી મર્ઝબાન, પીજામ, લલુભાઈ કારભારી, વનમાળીદાસ લાધા વગેરેના નામો માનપૂર્વક રજુ કરી શકીએ



કેખુશરૂ એન. કાબરાજી

જેમ સેવાભાવી અને પરોપકારી વૃત્તિથી કામ કરનાર પત્રકારો હતા અને છે તેમ એ ધંધાનો દુરૂપયોગ કરનાર તંત્રીઓ પણ હતા. ગામ

હોય ત્યાં ઢંઢવાડો હોવાનો; પણ એવાનું સ્થાન અને સંખ્યા છેવાડે અને ગણીગાંઠી મળશે./ એ લાલચુઓ તેમનું કામ કેવી રીતે સાધતા તેની કેટલીક રમુજી વિગતો શ્રીયુત ડાહ્યાભાઈ દેરાસરીએ વર્ણવેલી છે, તે જાણવા જેવી છે અને તેનું વાચન રસિક થઈ પડશે:—

"કેટલાક વર્તમાનપત્રો, અથવા અમે એવાંને એ સારે નામે નહિ બોલાવીએ–કેટલાંક ચિંથરાં ઘણો નીચો ધંધો લઇ બેઠાં હતાં. તેઓ લોકોની ખરી કે ખોટી ખાનગી વાતો અજવાળામાં લાવવી, ધમકી આપવી અને પૈસા કઢાવવા એ પ્રમાણે પાપે પેટ ભરનારાં હતાં. કેટલાંકનો ત્રાસ ઘણો હતો. એકની જ વાત અમે કહીશું. એક ધનવાન દીવાન પાસે એ ચીંથરીયા અધિપતિએ સેંકડો રૂપિઆ કઢાવ્યા હતા દર અઠવાડીએ કાંઈ ભભળ અને કાંઈ સમજાય એવી ચાર પાંચ લીંટીઓ એ ચીંથરામાં હોયજ.

"એક આબરૂદાર શેઠીઆએ ચેતતા રહેવું." એક માણસની ઘણી નઠારી ખબર અમારી પાસે આવી છે; અને અમે તપાસ કરીએ છીએ; પછી પ્રગટ કરીશું." આવા આવા પેરથી ધનવાન દીવાનોને ધમકાવી લાંચ ઓકાવવાનો ધંધોજ થઈ પડ્યો હતો. એક અમુક અધિપતિ છેક અજાણ હતો. અંગ્રેજી તો રહ્યું, પણ ગુજરાતી પણ પુરૂં આવડતું નહોતું. લાજ, શરમ, બીક વગેરેની જોડે એને કશી સગાઇ નહોતી. આ અધિપતિના ચીંથરામાં કાઠીઆવાડના અમુક રાજ્યને માટે ઘણી જુલમ અને ત્રાસભરી વાતો મહિના બે મહિના સુધી આવી હતી. ત્યાર બાદ એઓ જાતે આ જુલમની ખોળ કરવા કાઠીઆવાડ આવ્યા હતા! અમને મળીને રાજાને મળવાની ખાસ ગોઠવણ કરાવી હતી. સલામને માટે આવવું છે એટલું જ કહેવડાવ્યું હતું. અમારા એક મિત્ર અધિપતિ સાહેબને રાજાની હજુરમાં લઈ ગયા હતા. એઓ કહેતા હતા કે અધિપતિ સાહેબે ઘેરથી દરબાર સુધી રાજાના જુલમ, કારભારીના જુલમ, અને રૈયતના ત્રાસની જ વાત આખે રસ્તે કરી હતી. રાજા મળ્યા; તમે સારા છો, ઉતારાનો બંદોબસ્ત ઠીક છે અને ફરી આવજો, એટલી જ વાત થઇ. પરંતુ ઉક્ત ત્રણ વાક્યો સિવાય રાજાએ અમારા મિત્રને ઈંગ્રેજીમાં એક નાનો સબળ મંત્ર કહ્યો હતો. એની અસર બહુ જબરી થઈ હતી. માત્ર આ મંત્રોચ્ચારથી જ અધિપતિના મનમાં પોતે લખ્યુ હતુ તે બધુ ગલત અને કોઇએ દ્વેષથી મોકલેલું એવી ખાત્રી થઈ ગઈ! રાજાએ અમારા મિત્રને કહ્યું હતું કે 'give the......begger fifty rupees!' આવનાં

રસ્તામા અને ઘેર આવ્યા બાદ અમારા મોઢે ગજાના, કારભારીઓનાં અને દરેક વસ્તુનાં ઘણા વખાણ કર્યાં હતાં લોકો બહુ નાગર છે, દેશથી વર્તમાનપત્રોમા ખોટી ખબરો મોકલે છે એવું ઘણુ વ્યાખ્યાન કર્યું એ કહેતા હતા કે અમને વહેમ તો આવ્યો હતો કે આ લખાણ ખરૂ નહોય અને તેની તપાસ માટે જ પોતે ત્યા આવ્યા હતા, અને આવ્યા તો ઠીક થયુ કે જેથી ગજા-કારભારી વગેરે સારા માણસોને માટે ભૂલથી પણ ખોટુ છપાય નહિ !"*

કર્તવ્યનિષ્ઠાથી અને પ્રમાણિકપણે, લોકના દુઃખની દાદ મળવા, પ્રજાના હિત અને હક્ક સારૂ, તેના સંરક્ષણ અર્થે તટસ્થતાથી અને ન્યાયપૂર્વક, સત્ય અને સિદ્ધાંતની ખાતર, જે પત્રકારો તેમની પવિત્ર કલમનો ઉપયોગ કરે છે, તેમના કાર્યની બેશક કદર થાય છે, તેમને યશ મળે છે, અને યોગ્ય પ્રસંગ આવે જનસમાજ તેમની નિઃસ્વાર્થ સેવાનો સત્કાર સુદ્ધા કરે છે. ઉદાહરણ તરીકે રાસ્તગોફતારના તંત્રી સામે કેસ થયેલા ત્યારે તેના વાચકોએ તેના પડખે ઉભા રહીને તેના ખર્ચ સારૂ એક પર્સ-નાણાંની થેલી અર્પી હતી, અને તેનો સુવર્ણ મહોત્સવ પણ ભારે ધામધૂમથી ઉજવાયો હતો અને એવી લોકલાગણી સન ૧૯૦૪ માં "ગુજરાતી" પત્રે તેની પચીસીનો રજત ઉત્સવ સમારંભ ગોઠવ્યો તે પ્રસંગે નજરે પડી હતી, અને તે પ્રકારના બીજા ઘણાં દષ્ટાંતો મળી આવશે. આપણા આરંભના પત્રકારોની પણ એ પ્રકારે કદર થતી, તેનું દષ્ટાંત આપણને કરસનદાસ મૂળજીના સંબંધમા જોવા મળે છે, લાયબલ કેસમા એમણે બહાદુરી બતાવી હતી અને તેમનુ સુધારાનુ કાર્ય પણ વખણાયુ હતુ, પત્રકાર બંધુઓમા આમ, તેમણે ઉંચી છાપ પાડેલી તેની કદર મુંબાઈના પત્રકારોએ કરસનદાસ ઇંગ્લાંડના પ્રવાસે જવા નિકળ્યા તે પ્રસંગે તેમને એક માનપત્ર આપીને કરી હતી. તે માનપત્ર નીચે પ્રમાણે હતુ —

મુંબાઈ, તા. ૧૨ મી માર્ચ ૧૮૬૩

ભાઈજી કરસનદાસ મુળજી

પ્યારા સાહેબ, જત આ શહેરના દેશી અધીપતિઓ તથા જાહેર લખનારાઓની સભામાં તમો કેટલાક વરસો સુધી આબરૂ અને માન ભરેલી રીતે રહ્યા બાદ ઇંગ્લંડના મેલની આવતી સ્ટીમરમા યુરોપ તરફ

* 'સાઠીના સાહિત્યનુ દિગ્દર્શન' પૃ ૨૮૧-૨૮૨

સધાવીને તેઓની મપમાથી દુર થનાર છો તે ઉપરથી હમો હેઠળ સહી કરનારા તમામ ભાઉગદ લખનારાઓ તમારાથી છુટા પડતી વખતે પોતાની દલગીરી તથા તમારે વિષેનુ માન જાહેર કરવાને આ જોગવાઈ હાથ ધરે છે

દેશી વર્તમાનપત્રો, ચોપાનિયા, ઇસાદીની નેમ દેશના કલ્યાણ અને સુધારા તરફ ટાળી છે દેશી ભાષા અને ભાષામા જ્ઞાન આપવાના સાધનો સુધારો કરીને દેશી પ્રજામા વાચવાનો શોખ પે। રવો તથા તેઓની ગજદુઆરી, સમાગી અને નીતિ સબધી હાલતમાની ખામીઓ દેખાડી આપીને તે હાલતને સુધારવી એ સર્વ દેશી ભાઉગધોની નેમ અને મુગદ છે તે મુગદને ધ્યાનમા રાખીને તમોએ જેટલી મુદત હમારી મપમા ગુજરી તેટલી મુદત સુધી તમોએ નમારો ઓહો બજાવ્યો હતો એવુ કેહેનાના તમોએ એકથી વધારે દાખના આપ્યા છે

તેવા દાખનાઓમા મહારાજ લાઈમન કેગનો પ્રખ્યાત મુકદમો ઉપરથી તાજો અને મોતેબર દાખનો છે એ મુકરદમાને વખને તમારા દેશી ભાઇઓના લાભ ધ્યાનમા રાખીને એક અજ્ઞાન ટોળાના ગુસ્સાનો ડર ન રાખતા સુધારાને અર્થે તમોએ એક અધિપતી તરી અને નીતિવાન પુરુષ તરીકે જે જાહેર હિંમત અને અપક્ષપાતપણુ દેખાડયુ હતુ તેમ કરતા મોટી ચીંતા અને ઇનેજારીમા ઘણો વખત ગુજારી રજ ખેચી હતી તેને માટે અમે એકઠા મળીને તમોને ઘટતી ગાબાગી આપવાને પછાત પડતા નથી એ મુકદમાને આગળ ચનાવી તમો ફતેહ પામ્યા છો પણ ખરેખર તેમા ગચાઇ તથા સુધરાઇની ફતેહ થઇ છે અને તેથી મુરીભર મહાગજોના જુલમ તળે જે હજારો આદમીઓ પોતાના વેહેમ અને મુગ્ધાઇને લીધે મોટા મસ્ટ અને અપમાન ભોગવતા હતા તેમાથી તેઓ છુટવાને લીધે એ મુકદમાની સારી અસર જેમ વખત જશે તેમ વધારે પિછાનવામા આવશે એ મુકદમો ચનાવી તમોએ વ ગિણુત પથવાળાઓની કીંમતી સેવા બજાવી છો અને તેને માટે આ ખાસ માનને તમો યોગ્ય થયા છો

દેશી લખનારાઓ પોતાની ઉપર મ્હેની શુભ કોશેસમા ફતેહ પામવા લાગ્યા છે, અને તેથી કરીને દેશી પનોની આબરૂ વધી છે આગળના કરતા તેઓનો ફેલાવો, વગ, મોભો તથા દરજ્જા દાન થો। ચોળા સધરયા છે એ માગ પરીણામને માટે હમોને ખુશાલી ઉપજે છે, તથા

એ સારૂ પરિણામ નીપજાવવાની કોશીસમાં તમોએ જે ભાગ લીધો છે તેને માટે તમોને ઘટતું માન આપીએ છીએ. તે સાથે ગેરેમો જારી રાખવાનું સર્વ ભાઇબંધોને બની આવે એવું હમો એક મતથી ઇછીએ છીએ

(હમણા તમોએ ઈંગ્લાડ તરફની દુરની સફર માથે ઉઠાવી છે, એ પણ તમારી જાહેર હીમતનો અને શુભ સુધારાની પહેલ કાઢવાની ખાયમનો એક દાખલો છે. કેમકે આ વાત તો ખરી છે કે વાણીઆ લોકોમાથી ઈંગ્લાડની સફર તમો જ પહેલવહેલી કરી આવશો.[1] તમારી એ મુસાફરીમા હમો સલામતી ચાહીએ છીએ અને દુવા માગીએ છીએ કે તમો તમારી ઉમેદમા પાર પડીને જલદીથી તનદરોસ્તી અને સલામતી સાથે તમારા દોસ્ત આસ્નાઓને પાછા આવીને મળો—એજ અરજ.

હમો છીએ.

તમારા નમનતાઈભરેલા સેવકો

| | |
|---|---|
| પીરોજશા મહેરજી, મુબાઈ સમાચારના અધીપતી | |
| એદલજી ફરામજી, જામે જમેશેદના | ,, |
| કાવસજી ખેરામજી, સમાચાર દરપણના | ,, |
| દાદાભાઈ કાવસજી, અખબારે સોદાગર | ,, |
| ચાબુકનો અધીપતી, મુબાઈ ચાબુક | ,, |
| કેખસરો નવરોજજી, રાસ્તગોફતાર | ,, |
| સત્યપ્રકાશ તથા સ્ત્રીબોધ | ,, |
| ધનજીભાઈ નવરોજજી, ખામદાદ | ,, |
| જાહાગીરજી મેહરવાનજી, જ્ઞાનપ્રચારક | ,, |
| દલપતરામ પ્રાણજીવન, બુદ્ધિવર્ધક ગ્રથ | ,, |
| ત્રીભોવનદાસ દુવારકાદાસ, સત્યદીપક | ,,* |

નાગરીક સ્વાતંત્ર્યની પેઠે વાણીનુ સ્વાતંત્ર્ય હોવુ જોઇએ એ સિદ્ધાંત સુધરેલી દુનિયામા સામાન્ય રીતે સર્વમાન્ય છે. અને એ પ્રમાણે વર્તમાનપત્ર, જે પચવાણી મનાઈ, તેનો દરજ્જો અને અધિકાર ઉંચો અને મ્હોટો છે, જે પ્રજામતને પીઠબળ આપનાર છે, જે લોક હક્ક સ્થાપિત કરી, તદર્થ ઝઝુમનાર છે, જે લોકમત ઘડનાર અને દોરનાર અગ્રણીનુ કામ કરે છે, તે એનુ કર્તવ્ય નિર્ભયપણે બજાવી શકે અને પ્રગટ કરી શકે તે

* કરસનદાસ મૂળજી ચરિત્ર પૃ ૧૫૫ થી ૧૫૭.

સારૂ તેને પૂરૂ લખાણનું છૂટાપણુ હોવુ વા મળવુ જોઈએ, અને તે રાજકીય તેમ પ્રજાજીવનની દૃષ્ટિએ જરૂરનુ છે આધુનિક પ્રજાસત્તાક રાજતત્ર તે છૂટાપણુ ખાસ માગી લે છે, નહિ તો એ રાષ્ટ્રનુ નાવ સલામતીભર પાર ઉતરી શકે નહિ, વળી પ્રજાજીવનના વિકાસ અને ઘડતરમા તે અગત્યનો ભાગ ભજવે છે. એ સઘળુ સમગ્ર રીતે વિચારતા વર્તમાનપત્રનુ છૂટાપણુ આવશ્યક તેમ હિતાવહ માલુમ પડશે

એ ખરુ છે કે સઘળી મનુષ્ય સસ્થાઓ સામાન્ય રીતે સપૂર્ણતાનો દાવો કરી શકે નહિ અને તેમા ખામી અને ઉણપો જણાવાની, એ નજરે વર્તમાનપત્રો એક સરખી રીતે ઉચા નૈતિક ધ્યેયે પહોચી ન શકે અને તેનુ અધ પતન થવા પામે એ સભવિત છે, અને તેથી તેના નિયમનમા ચોક્કસ નિયમો અને અકુશો મૂકવાની જરૂરિયાત આપણે સમજી શકીએ, પણ તે તેની પ્રગતિને રોધનાર ન હોવા જોઈએ તે બધનોનુ પાલન આવશ્યક માનીએ પણ તે પ્રવૃત્તિને ઈરાદાપૂર્વક ચાપી દેવાના પ્રયત્ન થતા હોય તો તે નજ સહન કરી લઈએ, તેની સામે જરૂર વાધો ઉઠાવીએ, તેમ છતા ખેદપૂર્વક કહેવુ પડે છે કે વર્તમાનપત્રના કાયદાની રૂઇએ એ અવદશા આપણા વર્તમાનપત્રોની હાલમા થયેલી છે

કપની સરકારના અમલના આરભમા વર્તમાનપત્રના અવાજને રુગળાવી નાખવા, અને તેના પત્રકારોને દેશપાર કરવા સુદ્ધાત પગલા લેવાયા હતા, અને તે ખોટુ, અન્યાયી અને આપખુદ પગલુ હતુ એમ પણ કહીશુ, પણ મુશ્કેલીમાથી અને આફતમાથી મનુષ્યને નવુ શરાતન અને દૈવત મળે છે, તેમ આવા ત્રાસના ભોગ થઈ પડેલ એક પત્રકારની કુમેહથી હિન્દી પત્રસ્નિત્વ કેટલુક છૂટાપણુ મેળવવા શક્તિમાન થયુ હતુ

હકીકત એવી બની કે સન ૧૮૨૩ મા લોર્ડ હેસ્ટીંગ્સ હિન્દ છોડીને ઇગ્લાડ ગયા તે તેમના પદે જોન એડમ નિમાયા હતા પણ તે એમના પુરોગામીની પેરે ધૈર્યશીલ અને શાન્ત પ્રકૃતિના નહોતા એમણે તો કલકત્તા ગેઝેટનો અધિપતિ મિ ક બકિંગહામ, જે અધિકારીઓ તેમ ખાનગી વ્યક્તિઓ ઉપર હુમલો કરતો હતો, તેને તક મળતા જ દેશપાર કર્યો, અને એવો નિયમ પસાર કર્યો કે કોઇ પણ વર્તમાનપત્ર લાયસેન્સ મેળવ્યા વિના પ્રગટ થઈ શકે નહિ, તે લાયસેન્સ ગમે ત્યારે પાછુ ખેચી લેવાય, અને તે વર્તમાનપત્રનુ પ્રકાશન સરકાર ઈચ્છે ત્યારે બધ પાડી

શકે. આ જોહુકમીની સામે સખ્ત વાંધો લેવામાં આવ્યો હતો, અને નામદાર શહેનશાહને સાદર કરવા, જાણીતા હિંદીઓની સહીવાળું એક મેમોરિયલ, –એકને વાંકે સેંકડોને થતો અન્યાય અટકાવવા,–ઇંગ્લાંડ રવાના કરવામાં આવ્યું હતું. જો કે તે પ્રયત્ન નિષ્ફળ ગયો, તોપણ તેની પછી આવનાર હાકેમ લોર્ડ વિલિયમ બેન્ટીકના સમયમાં તે કાયદાની સખ્તાઇ ઓછી થવા પામી હતી તે હાકેમ વર્તમાનપત્રોને મિત્ર સમાન લેખતો અને માનતો કે સુરાજ્ય સારૂ તેની સહાયતા અને સેવા કીંમતી છે. આખરે સન ૧૮૩૫માં સર ચાર્લ્સ મેટકાફે ઉપરોક્ત વર્તમાનપત્રનો કાયદો સદંતર રદ કર્યો હતો, એટલુંજ નહિ પણ વર્તમાનપત્રોને રાજકીય અને ધાર્મિક વિષયો ચર્ચવાની છૂટ આપી હતી, અને હિંદી પ્રજાએ, એમનો એ બદલ અહેસાન માનવા, એ ઐતિહાસિક બનાવની યાદગીરીમાં, કલકત્તામાં એક જાહેર હૉલ બંધાવી તેની સાથે એ મેટકાફ સાહેબનું નામ જોડયું હતું.

સન ૧૮૫૭ માં બળવો જાગતાં છાપખાનાં માટે લાયસેન્સ એક્ટ પસાર કરવામાં આવ્યો હતો; તેનો આશય છાપખાનાનું નિયમન અને નોંધણી કરવાનો અને ચોક્કસ સંજોગોમાં પુસ્તકો અને વર્તમાનપત્રોનો ફેલાવો અટકાવવાનો હતો, પણ તે કાયદો એક વર્ષ પુરતો હતો.

દેશી ભાષાઓમાં પ્રગટ થતાં પુસ્તકોની પૂરી માહિતી મળતી રહે, એ ઉદ્દેશથી ઇંગ્લાંડના વિદ્વદ્ વર્ગ તરફથી હિન્દી સરકારને એક પત્ર પાઠવવામાં આવ્યો હતો, અને એ હેતુ બર આવે તે કારણે હિંદી સરકારે સન ૧૮૬૭ માં છાપખાનાને લગતો બીજો એક કાયદો ઘડયો હતો, તેનો રૂએ જે કોઈ પુસ્તક છપાય તેની પ્રત તેનો મુદ્રક સરકારમાં ભરે એટલુંજ નહિ પણ એ છાપેલી પ્રતમાં મુદ્રક, પ્રકાશક અને તેના પ્રકાશન સ્થળનું નામ સુદ્ધાંત દર્શાવે એ પ્રમાણે પ્રેમની સન તે પ્રેમમાં છપાતા પુસ્તકોની ગીનમર નોંધ રહેવા પામે, અને તે યોજના સ્તુત્ય હતી, એમ આપણે જરૂર કહીએ, પણ તેમાં ખેદની બાબત માત્ર એ છે કે તે પુસ્તકોનો સંગ્રહ સરકાર બરોબર અને વ્યવસ્થિત રીતે રાખતી નથી અને હિન્દીઓને તે પુસ્તકો જોવા તપાસવા સારૂ કાંઈ સગવડ થયેલી નથી. ખરી રીતે સરકારને ઉપરોક્ત કાયદાની રૂએ જે પુસ્તકો છાપખાનામાંથી મળે તે, જે તે પ્રાંતની સાહિત્ય સંસ્થાઓને, ચોક્કસ સરતે, કાયમ સંગ્રહ અને સાચવણી સારૂ અપાવાં જોઇએ, અને તે સર્વ, ખાસ કરીને સાહિત્યના અભ્યાસીઓને, સુલભ હોય.

તે પછી સન ૧૮૭૮ માં લોર્ડ લિટને વર્નાક્યુલર પ્રેસ એક્ટ પસાર કર્યો તે વાંધાભર્યો અને દેશી છાપાઓને જાણીબુજીને કચડી નાખવા માટે યોજાયલો હતો એમ કહેવું ખોટું નથી.

લોર્ડ લિટનની રાજનીતિ આંધળી તેમ અન્યાયી હતી એ વિષે વારંવાર કહેવાની જરૂર નથી; એમના અમલ દરમિયાન દેશે મ્હોટામાં મ્હોટા દુકાળની વ્યથા ભોગવી હતી; અને એમની ભૂલને લઈને અફ્ઘાન વિગ્રહે ગંભીર સ્વરૂપ લીધું હતુ અને તેનાં પરિણામે હિંદુસ્તાનને ખર્ચનો મ્હોટો બોજો ઉપાડવો પડયો હતો; તેમજ બ્રિટિશ કાપડ ઉપરની જકાત કાઢી નાંખી, અને તે, પોતાની કારોબારી કમિટીના અભિપ્રાયની વિરૂદ્ધ થઇને, એ તો એમનું એક તદ્દન આપખુદ પગલુ હતુ; અને એથી પણ વધારે અન્યાયી અને અનિષ્ઠ એમનું કાર્ય તે દેશી વર્તમાનપત્રોને દાબી દેવાનું હતું. એવા કાયદા માટે તે વખતે કશી જરૂર નહોતી, તે પત્રોની સામે બીજી દલીલો આણી શકાય એમ નહોતું, એટલે તેમણે એવું બહાનું બતાવ્યુ કે તે છાપાંઓમાં દેશના વહિવટ વિરૂદ્ધ અને રાજદ્રોહી લખાણ આવે છે, તે તાકીદે દાબી દેવાની જરૂર છે, અને રખેને તે વિષે ઉહાપોહ થઈને તે બીલ માર્યું જાય તેથી લોર્ડ લીટને, તે બાબત હિન્દી વજીરની પરવાનગી તારથી મંગાવી હતીઃ અને એક જ બેઠકમાં અને એક જ દિવસમાં તે કાયદો પસાર કર્યો હતો. વિશેષમાં તે સંબંધી વધારે ખેદજનક બીના એ હતી કે તે નામદારે તે કાયદો માત્ર દેશી છાપાઓને લાગુ પાડયો હતો. એ ઉપરથી તેમની અવળી અને હલકી મનોદશાનુ પૂરેપૂરૂ દર્શન થાય છે,- એમનુ તે પગલું સમસ્ત પ્રજા દુઃખે બળી રહી હતી તેને ડહામ દેવા સમાન હતુ. એમની કારકીર્દિ એકંદરે દેશને સંતાપજનક નિવડી હતી, અને તે કારણે પ્રજા રાડ પાડી ઉઠી હતી, એવામાં ઇંગ્લાંડમા લિબરલો સત્તા ઉપર આવતાં તેમાં ફેરફાર થઈ લોર્ડ લિટનને હિન્દમાથી જવુ પડયુ હતુ, અને તેમની જગોએ લોર્ડ રીપનની પસંદગી કરવામા આવી હતી, તે ભલા

* Apart, however, from the very questionable methods employed to rush the Bill, through methods, which on Lord Lytton's own admission were adopted in order to burke discussion—the Act was utterly uncalled for, unduly repressive in character, and inspired by a sinister motive "

Life of Sir Phirozshah Mehta Vol, I P 97.

ઉમરાવે પહેલી તકે એ કાળો કાયદો રદ કર્યો હતો, તેમજ એ ઉદાર દિલના હાકેમના હિન્દી પ્રજા ઉપરના ઉપકારો થોડા ઘણા નથી.

ત્યાર બાદ લોર્ડ કર્ઝનની કડક અને એકહથ્થુ રાજનીતિને લઇને દેશમાં પાછી અશાન્તિ પથરાઈ હતી; અને એમના બંગભંગના કાર્યને પરિણામે લોકલાગણી ખૂબ ઉશ્કેરાઈ ગઈ હતી, અને નવો ઉછરતો યુવક વર્ગ તોફાનના માર્ગે ચઢયો હતો. એ બંડખોર પ્રવૃત્તિ અટકાવવા, સન ૧૯૦૭ માં વર્તમાનપત્રો ઉપર અંકુશ મૂકનારો એક ઠરાવ હિન્દી સરકારે પ્રસિદ્ધ કર્યો હતો અને તેમાં એવું જણાવ્યું હતું કે જે વર્તમાનપત્રોમા બેદિલી ઉત્પન્ન કરનારૂં અને રાજદ્રોહ ફેલાવનારૂં લખાણ પ્રગટ થશે, તેની સામે પીનલ કોડની કલમો મુજબ કાયદેસર કામ ચલાવવામા આવશે. તેનો આશય, સુલેહ અને કાયદાનું પાલન, એ ખસુસ કરીને, બતાવવામા આવ્યો હતો પણ તે ઠરાવ જોઈએ તેવો અસરકારક માલુમ પડયો નહિ એટલે સન ૧૯૦૮ માં 'વર્તમાનપત્ર ઉશ્કેરણી એક્ટ' ધારાસભામાં પસાર કરી, એવી સત્તા કારોબારી અધિકારીઓએ પ્રાપ્ત કરી હતી કે બેદિલી ઉશ્કેરનારા અને રાજદ્રોહ ફેલાવનારાં પત્રોનો સદંતર નાશ, તેના પ્રેસો જપ્ત કરી, થઇ શકે.—

"The only way, it was suggested, to deal with such newspapers is to put an end to their existance and this is done by means of this Bill which gives power to confiscate the printing press and extinguish the newspaper" *

પરન્તુ દરદીના રોગનું વાસ્તવિક નિદાન શોધ્યા વિના માત્ર બાહ્ય ઉપચારોથી તેને રાહત મળે નહિ તેમ હિન્દી સરકારના એ સખ્તાઈનાં પગલા, એક પછી એક, પ્રજામા શાન્તિ આણી શક્યા નહિ, ઉલટું એથી વાતાવરણ ઉશ્કેરાઇને વધારે ઉગ્ર થવા પામ્યું હતું, અને ૧૯૧૦નો પ્રેસ એક્ટ તે ગભરાટનું પરિણામ હતું એમ આપણે કહી શકીશું. તે કાયદામા, (૧) છાપખાના અને તેના પ્રકાશનો ઉપર (૨) વર્તમાનપત્રના પ્રકાશકો ઉપર (૩) બ્રિટિશ હિન્દમા આવતા અને ટપાલ દ્વારા મોકલાતા વાંધાપડતા છાપા ચોપડીઓ ઉપર અને (૪) રાજદ્રોહી અને વાંધાભર્યા વર્તમાનપત્રો, પુસ્તકો વા એવું લખાણ દાબી દેવા વગેરે ઉપર સખ્ત અંકુશો મૂકવામા

* The Government of India by C. L. Anand Page 164

આવ્યા હતા; અને તે કાયદાનો અમલ કરવાનું સહેલું થઈ પડે તે વાસ્તે કારોબારી અધિકારીઓ હસ્તક સંપૂર્ણ સત્તા સ્વાધીન રાખવામાં આવી હતી, પણ લોર્ડ મિંટો અને હિંદી વજીર લોર્ડ મોર્લીના આગ્રહ અને દબાણથી તે બીલમાં આખરે એવી એક કલમ ઉમેરવામાં આવી હતી, જેની રૂએ કારોબારી સત્તાના હુકમની સામે હાઇકોર્ટમાં અપીલ કરી શકાય.*

મજકુર કલમ પ્રેસ એકટમાં દાખલ થવા પામી તો ખરી પણ કારોબારી સત્તાના નિર્ણય સામે ન્યાય મેળવવા હાઇકોર્ટ સુધી ઝઝુમનાર અને લાભ ઉઠાવનાર એની બિસાન્ટ જેવાં થોડાક જ પત્રકારો મળી આવશે, પણ જેઓ સ્વતંત્રપણે અને પ્રજાકીય દૃષ્ટિએ વર્તમાનપત્ર ચલાવવાની ખાહેશ ધરાવતા તેના ઉપર મોડીવહેલી સરકારની અવકૃપા અવશ્ય ઉતરતી અને પ્રસ્તુત કાયદા પ્રમાણે તેમને વત્તીઓછી જામીનગીરીની રકમ સરકારમાં ભરવી પડતી હતી. તે પ્રમાણે જાણીતા સાપ્તાહિક "ગુજરાતી"ને જામીનગીરી ભરવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં સ્વર્ગસ્થ ઇચ્છારામે તે સંબંધી કાઢેલા ઉદ્ગારો વસ્તુસ્થિતિને નિર્દેશનારા અને વાસ્તવિક માલુમ પડશે —

"૧૯૧૦ મા તેમની રાજકીય વિષયો પરત્વેની લેખપદ્ધતિ સરકારને ગમી નહિ, તેથી તે વર્ષમા પ્રેસ એકટ પાસ થતા સરકારે રૂ. ૨૫૦૦)ની જામીનગીરી લીધી, તેનો આઘાત તેમના હૃદય ઉપર સખત થયો, અને મોઢમાથી આવતા ઓચીંતા જણાવ્યુ, કે, મે મારૂ વર્તમાનપત્રકારનુ જીવન હવે પુરૂ કર્યું. મારો ઉત્સાહ મરી ગયો છે. તે પછી તેમણે પત્રના લખાણનુ કામ અન્ય વિશ્વાસુજનોને સોપ્યુ, અને કવચિત લખતા. પણ જોખમદારી શિરે હોવાથી દરેક વસ્તુ ઉપર ધ્યાન રાખતા."×

---

* "Neither I nor my Council would have sanctioned it if there had been no appeal in some due form to a Court of law and you tell me that you would have had sharp difficulties in your own Council"

Government of India,
by C. L. Anand Page 168.

× સ્વ ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના સાહિત્યજીવનની રૂપરેખા પૃ ૩૩

# પ્રકરણ ૧૧

## છપ્પનીઓ દુકાળ (સન ૧૯૦૦)

"છપન કેરી સાલ, નજરે નીહાળી જુઓ;
ગયો ઓગણોતરો કાળ, પણ આવો નો'તો પડયો."*

In the present month (June 1900) nearly six millions of people are on relief works and in spite of every effort on the part of relief officers mortality is high in Gujarat and elsewhere. It is a sad but a significant fact that the last famine of this Century is also the most wide-spread and the severest famine that has ever visited India". ×

R. C. Dutt.

અગણોતરા દુકાળની ભયંકરતાનું અને ભુખમરાથી પીડાતો મનુષ્ય ફાંફાં મારતો કેવી નિરાધાર સ્થિતિએ પહોંચતો, તેનો કરુણ પણ તાદૃશ્ય ચિતાર, સમકાલીન નજરનોંધ ઉપરથી, પહેલા ખંડમાં રજુ કરવામાં આવ્યો હતો; અને તે પછીથી એવી વિપદ્ પરિસ્થિતિ ફરી ઉદ્ભવવા ન પામે તે સારૂ બ્રિટિશ અમલ દરમિયાન જે પ્રયાસો થયા છે તેનો ઉલ્લેખ માજી હિન્દી ખજાનચી સર જ્યોર્જ શુસ્તરનું આધારવચન ઉતારીને કર્યો હતો.

પહેલાના દુકાળોમાં મ્હોટી અને જબરી મુસ્કેલી અનાજનો જથો, એક સ્થળેથી બીજે સ્થળે ખસેડવાની અને લાવવા લઇ જવાની હતી; સારા રસ્તા નહિ તેમ તે કામમા સમય પણ પુષ્કળ વ્યતીત થતો. એ પરિસ્થિતિમાં પાસેના પ્રાંતમાં અનાજની છત હોય તેમ છતા તે દુકાળવાળા ભાગમાં પહોંચાડવું કઠિન બનતું, અને તે સંજોગોમાં હજારો માણસો દુકાળના ભોગ થઇ પડતા અને ઘાસચારાની તંગી પડતાં ઢોરઢાંખરની હાનિનો હિસાબ રહેતો નહોતો.

બ્રિટિશ રાજ્ય અમલ આપણા દેશમાં સ્થપાયા પછી અગાઉની સ્થિતિમાં બહોળો સુધારો થવા પામ્યો છે; રસ્તા સુધર્યાં છે; અને વધ્યા

* છપ્પનીઓ દુકાળ, પ્રકાશક, બુકસેલર ભગવાનદાસ દેવશીભાઈ.
× Famines in India, p. 15.

છે, આવજાના અને વ્યવહારના બીજા સાધનો પણ ખૂબ ખીલ્યા છે, તેમજ નહેરનુ બાધકામ થોડુ ઘણુ ઉપાડી લઇને વરસાદની ખોટ પૂરવા પ્રયત્ન થયલા છે

પરતુ આપણા જેવા વિશાળ, ખેતી પ્રધાન અને ગરીબ મુલ્ક માટે આટલી વ્યવસ્થા માત્ર બસ નથી; તે માટે મ્હોટા પાયા ઉપર અને પદ્ધતિ-સર, ખેતી સુધારણાનો અને ખેડુતોની સ્થિતિ આબાદ કરવાનો, કાર્યક્રમ ઉપાડી લેવાની પ્રથમ અગત્ય છે.

આપણી ખેતીનો આધાર મુખ્યત્વે ચોમાસાના વરસાદ ઉપર અવલબે છે, અને તે વરસાદ, આપણો સામાન્ય અનુભવ હોય છે કે, અનિયમિત અને ઢગધડા વિનાનો પડે છે આમ વરસાદ ઓછો વત્તો પડવાથી, અથવા ઉભા પાકમા જીવજતુનો ઉપદ્રવ થવાથી ખેડુતને તેની મહેનતનો અને ખર્ચનો પૂરો બદલો મળતો નથી, અને દેશના એક વા બીજા ભાગમા દુકાળ જેવી નબળી સ્થિતિ પ્રતિ વર્ષ વણુખરૂ જોવામા આવે છે. એ સજોગોમા બીચારો ખેડુત સામાન્ય રીતે ગરીબ અને દેવાદાર રહેવા પામે છે અને તેની સ્થિતિ શાહુકાર અને સરકારના ગુલામ જેવી હોય છે અને તેમા અદ્યાપિ કશો સુધારો થવા પામ્યો નથી, એ ખેદ-પૂર્વક નોધવુ જોઈએ.

સ્વર્ગસ્થ રમેશચદ્ર દત્તે છપ્પનીઆ દુકાળની ભયાનક સ્થિતિ નિહાળીને હિન્દી વાઇસરોય લોર્ડ કર્ઝનને, તેના કાયમ નિવારણુ સારૂ યોગ્ય પ્રબધ થવા ખુલ્લા પત્રો લખ્યા હતા. તેમા જણાવ્યુ હતુ કે એકસો ત્રીસ વર્ષના અગ્રેજોના રાજ્યઅમલ દરમિયાન બાવિસ દુકાળો બ્રિટિશ હિન્દુસ્તાનના પ્રદેશમા પડેલા નોધાયલા છે અને આ સૌમનો છેલ્લો છપ્પનીઓ દુકાળ દેશમા ચોતરફ પ્રસરેલો છે એટલુજ નહિ પણ તે સપ્તમા આપ્ત છે

એ દુકાળે હિન્દી ખેડુતની કમર ભાગી નાખી તેને કાયમનો પાગળો બનાવ્યો હતો, તેમાથી તે પાછો ટટાર ચાલવા શક્તિમાન થયો નથી, બલ્કે સમાજમા જબરજસ્ત પરિવર્તન થવા છતા તેની સ્થિતિ વધુ બગડી છે અને કફોડી થઇ પડી છે.

આપણા દેશનો એસી ટકા ભાગ ગામડાઓમા વસે છે, અને તેમના નિર્વાહનો આધાર અને સાધન ખેતી માત્ર છે, અને તે ખેતી બગડતા, તેમની દુર્દશા થાય છે, તે વર્ણવી જાય એમ નથી

હિન્દુસ્તાન ઉપર કુદરતની મહેર છે કે હિન્દી ખેડુત પડ્યો પડ્યો હજી જીવતો ટકી રહ્યો છે, પણ તેની પરાધીન અને કંગાળ સ્થિતિમાંથી એ ખેડુતોનો ઉદ્ધાર કરવા સરકાર તેમ દેશનેતાઓ ઉભયે તાબડતોબ પગલાં લેવા ઘટે છે, નહિં તો ગોલ્ડસ્મિથના શબ્દોમાં કહીએ તો તે ખેડુત વર્ગનો નાશ થતાં દેશ વેરાન થઈ પડશે

હિન્દી સરકાર તે સ્થિતિમાં સુધારો કરવા શી તજવીજ કરી રહી છે અને લોકનાયકો તદર્થ શા ઈલાજો બતાવે છે, તેનો આપણે વિચાર કરીએ તે અગાઉ છપ્પનીઆમાં લોકોની સ્થિતિ કેવી દુઃખદ અને તંગ થઈ પડી હતી તેમ સરકારની રીતિનીતિ કેવી હતી તેનો વૃત્તાંત એક સમકાલીન નોંધ ઉપરથી વાંચવાને મળે છે—

" આજકાલ જ્યાં જોઈશું ત્યાં આ દેશમાં દરેકને મોઢેથી દુકાળ સંબંધી સાંભળવામાં આવે છે. ગઈ સાલ ચોમાસામાં વરસાદ ન થવાથી દુકાળ પડ્યો એ સૌ કોઈ જાણે છે અને જેથી અનાજ અને ઘાસચારો ન થવાથી માણસ જાતને અને ઢોરાંને ઘણુંજ ખમવું પડયું છે અને પડે છે ગામડાઓની દશા જોશો તો શહેરના કરતાં ઘણીજ ખરાબ છે ત્યાંનાં ગરીબ લોકો ખાવાને પેટપૂરતું અનાજ નહિ મળવાથી પોતાનું ઘર અને ગામ છોડી જ્યાંત્યાં ભીખ માગતા રખડે છે અને કેટલાક તો એવી અને એવી દશામાં આટોપીગી થઈ જાય છે બાકીના કેટલાક મહેનત મજૂરી કરી ઉદર નિર્વાહ કરે છે કેટલાક પાસે આવેના શહેરનો આશ્રય લઈને ઉદાર દીનના માણસોના દાન અને સદાવ્રત પર પોતાના દિવસ કહાડે છે "

અને તે દુર્દશાની સચોટ છાપ પાડવા, વધુ વિગતો ઉમેરીને કહે છે, " વરસાદ ન થવાથી જેવી રીતે માણસ જાતને ખમવું પડ્યું છે, તેથી વિશેષ ઢોરને ખમવું પડ્યું છે પાણી વિનાના કોરાકટ ચોમાસાને લીધે ઘાસચારો બીલકુલ ઉગવા પામ્યો નથી અને ઘાસચારાની તંગીને લીધે આ વર્ષે અસંખ્ય ગાયો, ભેંસો, બળદ, વાછરડાં વગેરે ઢોરોનો નાશ થયો છે ઢોરના પેટમાં ઉંડા ખાડા પડેલા જણાય છે અને તેમની ડગુમગુ ચાલ જોઈને જોનારને દયા ઉપજાવે તેવો દેખાવ થઈ પડ્યો છે ઢોરના મરવાથી ચામડાં અને હાડકાંનો વેપાર વધ્યો છે અને ખેડુત વર્ગ છેક કંગાળ સ્થિતિએ પહોંચ્યો છે અને કેટલાક ખેડુતનાં તો ઘરબાર ઉજ્જડ થઈ ગયાં છે ગાયો ભેંસોના મરવાથી દુધ, ઘી મોંઘાં થયાં છે એ એક ઉપરનું દેખીતું કારણ છે પણ તેમના જીવવાથી તેમની જે મતની થાત અને તે જે આ દેશની સેવા બજાવત તે બધું

ભવિષ્યને માટે ગંધ થયુ સમજવુ, કારણકે આ દેશનો મુખ્ય આધાર ખેતીપર છે અને ખેતીનો મુખ્ય આધાર ઢોરપર છે ફક્ત આ સાલ દુખરૂપ છે એમ નથી પણ આ દુકાળને લીધે પડેલી તંગીથી આવતા દસ વર્ષ સુધી ખેડુતને પોતાની અસલ સ્થિતિપર આવવુ મુશ્કેલ પડશે એમ લાગે છે અત્યારસુધી ખેડુત વર્ગનો મોટો ભાગ સારા વગમ હોવાથી સાહુકાર પાસેથી નાણા વ્યાજે કહાડી ખેતીનો ધંધો હીંમતભેર કરતા, અને ખેતીને માટે જોઇતા ઓજાર, બળદ, વાવવાનુ બી, અને ખાતર ખરીદતા, પણ આ સાલ ન પાકવાથી અને આપેલુ પાછુ વળતર ન થવાથી કોઈ ધીરનાર હશે તે પણ અચકાશે, એટલે ખેડુતનો બમણો મરો થવાનો."+

એ ચિત્ર અતિશયોક્તિભર્યું નહોતુ પણ વાસ્તવિક હતુ, તે હિન્દી દુકાળ કમિશન રીપોર્ટના નીચેના શબ્દોથી સાબીત થાય છે —

"but in both scarcity and famine areas the difficulties were aggravated by the fact that the failure of the crops was attended, in many parts of the affected provinces, by a failure of the water-supply, and also by a failure of fodder, which in parts of Bombay was practically complete This shortness of the water supply and dearth of fodder told heavily on men and cattle, and enormously increased the difficulties of administration "*

અગ્રેજી રાજવહીવટની એક વિશિષ્ટતા એ છે કે કઈ ગભીર બનાવ કે અકસ્માત બનવા પામતા, તે વિષે પૂરી માહિતી મેળવવા અને તેના કારણો શોધી કાઢવા સરકાર એકાદી કમિટી કે કમિશન રીપોર્ટ કરવા નીમે છે, અને તે જે ભલામણો કરે તેનો યથાશકય ઉપયોગ કરવા તજવીજ કરે છે

સન ૧૮૭૬મા ભારે દુકાળ પડ્યો હતો ત્યારે અને સને ૧૮૯૬ના દુકાળ પછી દુકાળ કમિશનો નિમાયના તેમણે કેટલીક વ્યવહારૂ સૂચનાઓ કરી હતી અને તે પ્રમાણે દુકાળનિવારણની વ્યવસ્થા કરવામા આવે, તો, દુકાળમા પડતી ખરી હાડમારીઓ ઘણી ઓછી થવા પામે

+ બુદ્ધિપ્રકાશ—૧૯૦૦ પૃ ૬૦-૬૨

* Report of Indian Famine Commission-1901 Page 99.

સન ૧૯૦૦ના દુષ્કાળમા મુબાઇ સરકારે એક પછી એક એવી ગભીર ભુલો કરી હતી, અને એવા ખોટા પગલા ભર્યા હતા કે ખેડુતો કુદરતના મારે મરી રહ્યા હતા તેમનો સરકારની ખોટી રીતિનીતિથી વિશેષ મરો થયો હતો, તે કેવી રીતે તે આપણે હવે તપાસીએ

પ્રથમ તો અગાઉના કમિશનોની ભલામણો મુજબ જે તે પ્રાતની સરકારે દુષ્કાળ સબધી જે પૂર્વ તૈયારી કરી રાખવી જોઇએ તેમાનુ મુબાઈ સરકારે કશ કર્યું નહોતુ, તે સબધમા અમે કઇ કહીએ તે કરતા સન ૧૯૦૧ના દુકાળ કમિશનના શબ્દો અહિં ઉતારના બધબેસતા થઇ પડશે —

"A laige pait of the Central Provinces was not long ago regarded as immune from famine, and the possibility that Gujarat would be desolated by drought and hunger was not foreseen Nor was the occurrence of two great famines within so short a period anticipated in any quarter The unexpected, however, happened, and found the arrangements in most provinces incomplete "*

બીજુ એ કમિશનોએ એવુ સૂચવ્યુ હતુ કે દુકાળ પીડિત મનુષ્યોને રોજી આપવા રાહત કામો ઉઘાડવામા આવે, તે નાના કામોથી શરૂ થાય એ ઇચ્છવાયોગ્ય છે, કેમકે તે લોકો એ પ્રકારની સખ્ત મજુરીને ટેવાયલા હોતા નથી, અને તેમને તે વળી બોજારૂપ અને કઠીન થઈ પડે

પણ સરકારી અમલદારોએ એથી અવળી નીતિ ગુજરાતમા આ છપ્પનીઆના દુકાળ વખતે અખ્તિયાર કરી હતી

મ્હોટા કામ હાથ ધરતા હજારો મનુષ્યો એક જ સ્થળે એકત્ર થતા પામ્યા હતા, અને તે છાવણીમા કોલેરા ફાટી નિકળતા તે લોકો નાશભાગમા પડી જઇ મોટી સખ્યામા મરણ પામ્યા હતા†

* Report of the Indian Famine Commission, 1901 p 9

† All it hopes to be able to do, is to provide relief for but a few of them who need it most The rest must wait till Cholera subsides, and return to the works or go without State relief Government is not prepared to go any further'.

G, V Joshi's writings and speeches page 383

એ દુઃખદ સમયે તેમના પ્રત્યે કાંઈ સહાનુભૂતિ દર્શાવવા વિનંતિ થતા સરકારે તો એક જ તૈયાર ઘડેલો જવાબ આપ્યો હતો કે કોલેરા શમી જતાં સુધી એ લોકોએ થોભી જવું, પછીથી કામ પર ચઢી જવું, એથી વિશેષ સરકાર નિયમ મુજબ કાંઇ કરી શકે એમ નથી. પણ એટલો વિચાર તેમને ન સ્ફૂર્યો કે સાધન વિનાના અને બેહાલ ભૂખે મરતા દુકાળ પીડિત આબાળ સ્ત્રી પુરૂષોની કેવી કષ્ટભરી સ્થિતિ તે સમયે થઇ પડી હશે અને તેમને કેવી વેદના ભોગવવી પડી હશે ! સરકારની રેડ-ટેપીઝમ-વ્યવસ્થિત અને નિયોજિત કાર્યક્રમ પદ્ધતિ તે આનું નામ !+

એ તો સામાન્ય અનુભવની હકીકત છે કે સરકાર જે કાંઇ નિર્ણય કરે અને તે સારૂ હુકમ કાઢે અને તેનો અમલ થવા પામે એ બેની વચ્ચે કેટલોક સમય વીતી જાય છે. ઉપરોક્ત પરિસ્થિતિમાં સરકારે દુકાળ પીડિતોને રાહત આપવા જે કાંઇ પ્રયત્નો કરેલા તે ઉપર જણાવેલા વહીવટી ધોરણને લઈને વખતસર ન પહોંચતાં, મોડા પડેલા અને તેથી દુકાળીઆઓને ઘણું ખમવું પડેલું અને તેને અનુલક્ષીને જી. વી. જોશીએ લખ્યું હતું કેઃ—

"The situation is indeed such as to cause great anxiety-close on a hundred and forty-five thousand famine-stricken people driven off from the relief works, and running away in panic in all directions, in imminent peril of extreme suffering and starvation ".×

સામાન્ય રીતે ભુખે મરતા અને બેકારને તદ્દન મફત ખાવાનું આપવાને બદલે તેમની પાસે, તેમની શક્તિઅનુસાર, થોડુંઘણું પણ કામ લેવું તે ધોરણ ન્યાયપુરઃસર છે; પણ મુંબાઇ સરકારે આ છપ્પનીઆ દુકાળમાં જુદીજ રીતે અને સખ્તાઇથી કામ લીધું હતું. દુકાળ પીડિતોને કામ ખાતર કામ આપેલું નહિં પણ અમુક વખતમાં મુકરર કામ થવું

---

× Writings and Speeches of G. V. Joshi, Page 382.

+ "a system of increased tasks and lower rates of wages ............a minimum wage, a Sunday wage and allowances for dependents, all knocked off". p. 383.

જોઈએ એવો નિયમ યોજેલો અને તેનો આશય એવો હતો - ઓછામાં ઓછી મજુરી આપીને વધુમાં વધુ કામ લેવું. ફેમિન રિલિફ કોડમાં તો મજુરને ખાવા પુરતુ મળે તે ઉપરાંત રવિવારના રજાના રોજની અને તેના બાળબચ્ચાના ભરણ પોષણની મજુરી સુદ્ધાંત કરી હતી, પણ મુંબાઈ સરકારનું પ્રસ્તુત પગલું તે સઘળાને કોરે મારતુ હતુ

તંદુરસ્ત અને સશક્ત આદમી કદાચ એ રીતે સોંપેલું કામ પુરૂ કરી શકે પણ ભુખે મરતા અને નબળા માણસો માટે એ રીત ત્રાસજનક જ થઈ પડી હતી તેથી તે વહિવટ સામે સખ્ત ઉભરો ઉઠ્યો હતો

આ મુશ્કેલ સંજોગોમાં લોકસ્થિતિનો તેમ માનવ સ્વભાવનો પુરતો વિચાર કર્યા વિના, મુંબાઈ સરકારે માત્ર કાયદાના શબ્દોને વળગી રહી, જે કાંઈ કાર્ય યંત્રવત કર્યું હતુ, તેથી તે વધુ અકારૂ અને નિરર્થક થઈ પડ્યુ હતુ

દુકાળ પીડિતોને રાહત આપવાનું કામ આ પ્રમાણે અસંતોષકારક જણાયું હતુ

પણ એથી વધુ ગંભીર અને ખરાબ ભુલ મુંબાઈ સરકારે એ દુકાળના કાળમાં ગરીબ ખેડુતો પાસે મહેસુલ પુરેપુરી ઉઘરાવવાની અને તે સારૂ લીધેલા સખ્ત પગલામાં કરી હતી

દુકાળમાં પાક નિષ્ફળ જતા ખેડુતની સ્થિતિ કઠીન અને કઢંગી થઈ પડે છે તેના નિર્વાહ માટે ફિકર થાય તે કરતા વધુ ચિંતા તેને તેના ઢોરના ઘાસચારા માટે હોય છે અને સામાન્ય રીતે એમ જોવામાં આવ્યુ છે કે તે ન છુટકે રાહત કાર્ય પર ચઢે છે, અને તેના જાનવરની બને ત્યાં સુધી તે પુરી સંભાળ રાખે છે, અને તે માટે દેવુ સુદ્ધાં કરે છે. પણ જ્યારે કાંઈ આરો રહેતો નથી ત્યારે તે ભીખ માગવા નીકળે છે

આવા આફતના સમયમાં સરકાર રાહત કાર્ય ખોલે, ઘાસચારા માટે બંદોબસ્ત કરે, એ સરકાર તેમ ખેડુત ઉભયના હિતનો પ્રશ્ન છે, એટલુ જ નહિ પણ તે ખેડુત પાસે સરકારી જમીન મહેસુલ ભરવાનુ સાધન ન જ થઈ શકે, એ દેખીતુ છે, બની શકે તો તે મહેસુલ લેવાનું મુલતવી રાખવુ અથવા તેની માફી બક્ષવી એ વ્યવહારૂ અને ડહાપણનો માર્ગ છે, અને આપણે જાણીએ છીએ કે સરકારની રીતિનીતિ એ ધોરણે

ઘડાયલી છે, તદુપરાંત ખેડુતને રાહત આપવા સરકાર તરફથી તગાવી પણ અપાય છે.

દુર્ભાગ્યે છપ્પનીઆ દુકાળમા મુમાઇ સરકારે તે સંબંધી ખોટી અને ઉંધી નીતિ ગ્રહણ કરી હતી.

દુકાળ કમિશનોએ વારંવાર જણાવ્યુ હતુ અને તે સૂચનાઓ હિન્દી સરકારે પણ સ્વીકારી હતી કે દુકાળના સમયમા ખેડુતને સરકારનુ જમીન મહેસુલ ભરવા કરજ કરવા ફરજ પાડવી નહિ.

પણ તેની ઉપરવટ જઈ, મુમ્બાઈ સરકારે એવી દલીલ રજુ કરી હતી કે ખેડુતને પાક થાય કે ન થાય તેની સાથે સરકારને નિસ્બત નથી જો તે તદ્દન સાધન રહિત હોય તોજ તેને તેમાથી જતો કરવામા આવે એ સબંધમા સરકારી ઠરાવ જે નિકળ્યો હતો તેના શબ્દો આ પ્રમાણે હતાઃ—

"Government are unable", says the Government resolution of April 7th 1900, "to accept the view that no-body who has lost his crop should be pressed to pay his land revenue in the current year Whether the assessment is a tax or rent, it is a public due, which a man of means is under as strong an obligation to pay punctually as he is to discharge a private debt".*

મુમાઈ સરકારનુ આ વલણ તટસ્થ રીતે જોનારને વિચિત્ર જ લાગશે. રહેમતને બદલે સખ્તાઈથી કામ લેવામા આવતા ગુજરાતમા સમસ્ત પ્રજા કકળી ઉઠી હતી, અને તેમ થવાનું ખાસ કારણ એ હતુ કે સરકારી અમલદારોએ જે તે ગામની તપાસ, સામાન્ય રીતે, જનસ્થિતિ અને પરિસ્થિતિ લક્ષમા લઈને ન કરતા, વ્યક્તિગત કરી હતી, અને વ્યક્તિગત તપાસ કરવામા કેટલીક અનિવાર્ય અડચણો નડવાની સાથે, લાગવગ, પક્ષપાત અને લાંચ રૂશ્વતનો મ્હોટો ભય રહે છે, અને તે લક્ષમા લઈને સન ૧૮૮૦ ના ફેમિન કમિશને વ્યક્તિગત તપાસની રૂઢિને અવગણી હતી અને તેના કારણમા જણાવ્યુ હતુ, કે —

* Writings and Speeches of Joshi, Page 415.

"When the work is entrusted to inferior officials, as it must needs be in the case, "it could hardly fail to lead to serious malpractices", and recommend that the measure of relief in this respect, is decided on, should be of general applicability, pointing out "that by making the degree of relaxation uniform over considerable tracts of country according to some uniform and clearly ascertained rule, the evils of personal favouritism and official corruption and oppression would be to a great extant obviated".*

આ પ્રકારની સ્પષ્ટ સૂચના હોવા છતાં છપ્પનીઆ દુકાળમાં રેવન્યુ અધિકારીઓએ વ્યક્તિગત્ તપાસ કરીને, ખેડુતને પાકયુ હોય કે ન પાકયુ હોય, તે મહેસુલ ભરી શકે એવી સ્થિતિમાં છે કે નહિ તે પ્રતિ ધ્યાન આપ્યા વિના, સખ્તાઈથી અને મક્કમપણે કામ લીધાથી એ ખેડુત અને જમીન માલિકોમાના ઘણાખરાઓને, પાસે પૈસા નહિ હોવાથી, દેવુ કરીને અથવા તો ઘરના ઘરદાગીના કે વાસણકુસણ વેચીસાટીને તે જમીન મહેસુલ આપવું પડયુ હતુ

તે પ્રમાણે અમલ કરવા જતા સત્તાનો દુરૂપયોગ થાય, ગેરવર્તન થવા પામે, જુલ્મ પ્રવર્તે અને ખોટી રીતે પૈસા પડાવવામા આવે એ એ સઘળુ સમજી શકાય એવું છે, એ ભય ટાળવાને ઉપર જણાવ્યા પ્રમાણે દુકાળ કમિશને વ્યક્તિગત્ તપાસ સામાન્ય રીતે નહિ કરવાની ભલામણ કરી હતી; તેમ છતા મુંબાઈ સરકારે પોતાનુ ધાર્યું કર્યું હતું, તેનુ પરિણામ એ આવ્યુ હતુ કે લોકો ઉપર જુલ્મ વર્તો, તેમના બેહાલ થવા પામ્યા હતા; સ્વર્ગસ્થ ગોકળદાસ કહાનદાસ પારેખે તે વખતે ગામે ગામ ફરી, તપાસ કરી, હકીકત મેળવી, તેમનો કેસ સરકાર સમક્ષ રજુ કરવા ખુબ શ્રમ લીધો હતો; અને મુંબાઈ સરકારના મુખ્ય મંત્રીને જે મેમોરિયલ તેમણે કૌન્સિલમાં થયેલા સવાલજવાબને અનુસરી મોકલી આપ્યુ હતું, તે જોતા ગુજરાતમા જમીન મહેસુલ ઉઘરાવવા સરકારી નોકરોએ કેવું ગેરવર્તન કર્યું હતું અને તે નિમિત્ત કેવા પ્રકારની×

* G. V. Joshi's speeches and writings, Page 416.

અખ્તાઇ વાપરી હતી તેના સબ્બાસબધ આધારભૂત પૂરાવા મળી આવશે અને તે પોકાર એટલો પ્રબળ થઈ પડયો હતો કે તે કેસોની તપાસ કરવા સરકારને છેવટે એક કમિશન નિમવાની ફરજ પડી હતી

"There is much evidence available to show that the lower subordinate officers have used such measures as ejecting and shutting out defaulting cultivators for several days from their homes, prohibiting them the use of the water of the village wells, levying unauthorised distraints without orders from their superiors, the unauthorised opening of locked houses in the absence of their owners, the attachment of the grain required for the maintenance of the agriculturist and his family, their wearing apparel and bedding, and of agricultural implements, and the deduction of Government money out of takavi advances and the grants made from charitable funds" I also submitted a remark to the effect that the measures used by the subordinate officers were calculated to defeat the intentions of Government of not using such pressure as would force a cultivator to incur debts" *

લોકનેતાઓએ ખેડૂતોની વહારે ચઢી, વર્તમાનપત્રોમા જે ફરિયાદ પ્રગટ કરી તેમ મુબાઇની ધારાસભામા ચર્ચા કરી તે સરકારને રુચ્યુ નહિ વળી તેમના અમલદારોનો સરકારે બચાવ કર્યો તે તદ્દન જુદો હતો, વાસ્તવિક રીતે મુબાઇ સરકારે વસ્તુસ્થિતિને તેના યથાર્થ સ્વરૂપમા જોવાને બદલે એ પરિસ્થિતિનો બધો દોષ બિચારા ખેડૂતો ઉપર નાખ્યો તેઓ ઉડાઉ છે, ગાડા સાસારિક ખર્ચો કરે છે, તેથી દેવાદાર થાય છે, અને તે સ્થિતિમા તેમની જમીન શાહુકારના હાથમા જઈ પડી, તે કાયમના પરાધીન થઇ પડે છે, તેથી તેમાથી તેમને રક્ષણ આપવા ખાતર, એવી નવીન રજુ

* Evidence relating to improper practice in the collection of her revenue page 2

ફરીને સન ૧૮૭૮ ના લેંડ રેવન્યુ ખાતામાં સુધારો કરવાને એક ખરડો તૈયાર કર્યો, તે ખરું કહીએ તો, પડેલા પર પાટુ મારવા સમાન હતો



ગોકળદાસ કહાનદાસ પારેખ

અગાઉ જે સેટલમેન્ટ થયતું તે મુજબ ખેડુત, તેના હસ્તકની જમીનનું મહેસુલ નિયમિત રીતે ભરે, તેના ભોગવટા માટે કાયમ હક્ક ધરાવતો અને તે ભોગવટાનો હક્ક જેમ વંશપરંપરાનો હતો તેમ તે જમીન વેચી બીજાના નામ પર ચડાવી શકાતી માત્ર તે સારુ કલેક્ટરની બહાલી મેળવવી પડતી

પણ તેમાં સરકારે સુધારા સૂચવ્યા તે નીચે પ્રમાણે હતા—

(૧) આ દેવાદાર ખેડુતો માટે નવો અને હલકો પ્રતિનો જમીન ભોગવટાનો હક્ક યોજવો, તે માલીકીહક્ક હોય નહિ તેમ તે જમીનની ફેરફારી કરવા ઉપર સરકારનો પૂરો અકુશ હોય.

(૨) જમીન મહેસુલ ન ભરાયે સરકાર ખેડુતની જમીન કબજે કરી શકે એવી આ નવી કલમ અનુસાર વ્યવસ્થા અને વહિવટ કરવા, કારોબારી અધિકારીઓને, કાયદાનુસાર સર્વ બધનોથી મુક્ત, સત્તા બક્ષવાની ગોઠવણ કરવામા આવી હતી

તેનુ પરિણામ એ આવે કે ખેડુત તે જમીનનો માલીક મટીને એક મજુર થઇ પડે, એટલુ જ નહિ પણ સમાજમા તેનો દરજ્જો ઘટે; તેની શાખ તુટે, તેની સ્થિતિ વધુ નબળી પડે તેમ તે જમીનમા તનતોડ કામ કરવાનો કે તે સુધારવાનો તેનો જુસ્સો રહે નહિ.

જે દુ:ખમા અને મુશ્કેલીમા એ ખેડુત તેના દિવસો નિર્ગમે છે, તે બદલ તેના પ્રત્યે સહાનુભૂતિ બતાવવાને બદલે અને તેના કાર્યને ઉત્તેજન આપવા અને સહાયતા કરવાના ઠેકાણે, તેને મદદ અને રાહત આપવા નિમિત્ત, સરકાર જે પગલુ ભરવા ધારે છે, તે ખોટુ અને ગેરવાજબી છે, અને તેટલા માટે વાસ્તવિક વસ્તુસ્થિતિને વિસારી દઈ, તેમના ઉદ્ધારનો માર્ગ, શેખચલ્લીની પેઠે સરકાર યોજે છે તેને પ્રજા વખોડી કાઢે તો તે તદ્દન વાજબી છે,* એવો અભિપ્રાય ટાઇમ્સ ઑફ ઇંડિયામાના એક પત્રમા સ્વ જોશીએ વ્યક્ત કર્યો હતો, અને દુરદેશીવાળા અને વિચારવત આપણા આગેવાનોને સરકારની આ ચાલબાજીમા કાઈક ઉંડો ભેદ જણાયો હતો

ગુજરાતમા જમીન મહેસુલની વસુલાત કરવામા વર્તેલા અત્યાચારની હકીકત ભેગી કરી, તે ઉઘાડી પાડવામા ગોકળદાસ કહાનદાસ પારેખે આગેવાની લીધી હતી, અને ધારાસભામા લેન્ડ રેવન્યુ કોડમા સુધારો કરવા જે ખરડો રજુ થયો હતો તેની સામે સામનો કરવા મુબાઈના સિંહ સર ફિરોજશાહ મહેતા આગળ પડયા હતા

પ્રથમ લોકમત વ્યકત કરવા મુબઇમા ટાઉન હોલમા એક જગી સભા ભરવામા આવી, તેમા બતાવવામા આવ્યુ હતુ કે શાહુકારના પંજામાથી ગરીબ ખેડુતોને બચાવવાના બહાના હેઠળ સરકાર ખેડુતના

કાયમ અને વંશપરંપરાના હક્ક ઉપર તરાપ મારી, પોતે ધીમે રહીને તે જમીનના માલીક થઈ પડવા ઇચ્છે છે.*

અને એ મુદ્દા ઉપર ધારાસભામાં ભાષણ કરતાં સર ફિરોજશાહે સરકારની એ ચાલબાજીને, સીધો ધસારો કરવાને બદલે બાજુએથી ઘા કરવા જેવી જણાવી, કહ્યું હતું કે બીલનો અનિષ્ટ હેતુ પાછલા કાયદાથી મંજુર થયેલા ખેડુતોના માલીકી હક્કોનું ઉલ્લંઘન કરી ઇનાકાની જમીન ઉપર સરકારનો એકના માલીક તરીકે (absolute right) અમર્યાદ હક્ક સ્થાપવાનો છે



સર ફિરોજશાહ મહેરવાનજી મહેતા

* Under the guise of protecting the ryot from clutches of money-lender the Bombay Land Revenue Code Amendment Bill sought to do away with this right of alienation and arm the executive with powers to grant land forfeited to the crown on such terms and for such period as Collector might prescribe.—Life of Sir Pherozshah Mehta, Page 427

એ ખીલ આણનારાઓને આવા આક્ષેપ ન જ રૂચે, એટલે તેનો વિરોધ કરનારાઓને ખેડુતોના જીવન અને સ્થિતિનુ જ્ઞાન અને અનુભવ નથી, એવો આરોપ મૂક્યો હતો; પણ સર ફીરોજશાહ આવી ગલત અને લુલી દલીલનો લાભ લેવાનુ ચૂકે એમ નહોતા અને તેમણે તેનુ ખંડન કરતા તેનો નીચે મુજબ જડબાતોડ જવાબ આપ્યો હતો, કે

"The English official moves among the natives, isolated even when not unsympathetic, ignorant even when not uninquisitive, a stranger and a foreigner to the end of the chapter My Lord, I can therefore truly say that it is I and my native colleagues who can claim to speak at first-hand, and of our own personal and intuitive knowledge and experience of the feelings and thoughts of the ryot, his prejudices, his habits of thought, his ways of life, his ambitions and his aspirations In speaking on this Bill, it is we who represent the real views of the agricultural masses, not the insular and isolated English official "+

પ્રજાકીય સભાસદોએ એ ખીલનો વિરોધ કરતા બીજી કાંઈ માગણી કરી નહોતી, પણ એટલુજ ઇચ્છયુ હતુ, કે પ્રસ્તુત ખીલ જુદા જુદા અધિકારીઓને, જાહેર સંસ્થાઓને અને સભાવિત ગૃહસ્થોને અભિપ્રાય સારૂ મોકલી આપવામા આવે, અને એ માગણી વ્યવહારૂ હતી, પણ સરકાર તો બાહુમતિના જોર ઉપર મક્કમ હતી, તેથી તેણે આ વાજબી માગણી પ્રતિ ધ્યાન આપ્યુ નહિ અને તે સુધારા ઉપર મત લેવાતા તે નામંજુર થયો તે વખતે પ્રજાકીય સભ્યો સર ફીરોજશાહના નેતૃત્વ નીચે કૌન્સિલ હોલ, પોતાનો વિરોધ જાહેર કરવા, છોડી ચાલ્યા ગયા હતા.

ધારાસભાના ઇતિહાસમા આ પ્રકારનો બનાવ નવો તેમ પહેલીવારનો હતો, અને તેની જો કે સાધી નહિ તોપણ આડકતરી અસર થવા પામી હતી

આપણે હવે સરકારે દુકાળની પીડા ઓછી થવા પામે અને લોકોને–ગરીબ ખેડુતોને રાહત મળે તે સારૂ શી વ્યવસ્થા કરેલી છે તે જોઇએ.

---

+ Life of Sir Phirozshah Mehta, Page 429-30

## પ્રકરણ ૧૨

## નવો સાહિત્ય પ્રવાહ

'પ્રજાનુ સાહિત્ય પ્રજાના જીવનનુ દર્શન કરાવે છે ઈતિહાસમા પ્રજાના કૃત્યો નોંધેલા હોય છે પણ સાહિત્યમા પ્રજાની વાછનાઓ અને મનોવૃત્તિઓ પ્રજાની બુદ્ધિમા ચાલતા તીવ્ર વાદવિવાદો, પ્રજાથી અનુભવાતી ઉચ્ચ આત્મ પ્રેરણાઓ અને સર્વ જેવા ઉદ્દ્ભવ પામે તેવાજ તાજા ઉષ્ણતા અને ઉત્સાહવાળા, આપણી આગળ પ્રત્યક્ષ થાય છે અને એ સર્વબળો સમિશ્ર થઇ ઈતિહાસની નોંધની સામગ્રી કેવી રીતે ઉત્પન્ન કરે છે તે આપણને સમજાય છે માણસના બાહ્ય જીવનનો કઇક અશ આપણે નજરે જોઈએ છીએ, અને તે પરથી તેના લક્ષણ વિષે અટકળ કરી શકીએ છીએ, પણ, તેના ચિત્તની અદર કેવા વાદવિવાદ ચાલે છે, બહાર શાન્તિ છતા તેની અદર કેવા ઘોંઘાટ થઇ રહ્યા છે તે આપણે સાભળી શકીએ, અને તેના આત્મામા વિગ્રહની કેવી રણભૂમિ રચાય છે તે તમાશો આપણે જોઈ શકીએ, તો જ તે માણસના લક્ષણ આપણે યથાર્થ રીતે જાણી શકીએ '*

હેન્રિ મોર્લી

પ્રતિભાશાળી કવિ કે સમર્થ સાહિત્યકાર તેના જમાનાનો પ્રતિનિધિ હોય છે તેની આસપાસના વાતાવરણમાથી જે કાઈ આનદ અને જ્ઞાન પ્રાપ્ત કરે, જે કાઇ સારૂ અને સુદર તેના દિલને બહેલાવે, તે સઘળુ ગ્રહણ કરી, તેમાથી પ્રેરણા મેળવી, જે લાગણી ને ભાવ, સુખ ને શાન્તિ અનુભવે, તે એ વાણીમા વ્યક્ત કરે છે, પછી તે પદ્યમા હોય કે ગદ્યમા હોય

તે કૃતિમા સામાન્યત પ્રચલિત સમાજનુ ચિત્ર જોવાનુ મળે છે, એટલુ જ નહિ પણ તે કૃતિ વા સર્જન ઘણીવાર જનતાને પ્રબોધક થઇ પડે છે તેના ઘડતરમા માર્ગદર્શક થાય છે અને તેની પ્રગતિમા મદદગાર નિવડે છે સમગ્રપણે વિચારતા લેખક અને સમાજ એકબીજા સાથે ગાઢ સકળાયલા છે અને તે પરસ્પર પ્રબળ અસર સુદ્ધા કરે છે તેથી સાહિત્ય લોકજીવન સાથે નિકટ સપર્ક ધરાવે છે, એ સૂત્ર વાસ્તવિક અને સાચુ છે, તે કેવી રીતે એ આપણે હવે તપાસીશુ

* કવિતા અને સાહિત્ય વો ૩, પૃ ૨૬૭

ઉષા ક્ષિતિજ પર આવતા તેના સોનેરી કિરણો સ્ફુર્તિદાયક, રમ્ય અને આલ્હાદક જણાય છે, એ પ્રમાણે નવો રાજ્ય અમલ દાખલ થતા, આપણુ પ્રજાજીવન અત્યાર સુધી અધકારમા છવાયલુ, જ્ઞાતિ અને રૂઢિના મજબુત પહેરા નીચે, બંધીઆર ગઢમા જકડાયલુ, સુસ્ત અને જડ, નિસ્તેજ અને ગતિહિન પડેલુ હતુ, તેમા ચેતન આવવા લાગ્યુ બંધનો શિથિલ થયા, હાલચાલને ગતિ મળી, અને તે સ્થૂળ છુટકારા સાથે, પ્રકાશ–જ્ઞાનના કિરણોનો સ્પર્શ થતાજ પૂર્વોક્ત પરિસ્થિતિમા મ્હોટુ પરિવર્તન થવા પામ્યુ હતુ અધાપાવાળા મનુષ્યને આખનુ તેજ એકાએક પ્રાપ્ત થતા, અને જે તે વસ્તુ, દૃશ્ય વગેરે નિહાળતા જે અજાયબી તેને ઉપજે છે અને તેના આનદ અને સુખનો પાર રહેતો નથી, એ પ્રકારની લાગણી આપણા લોકોએ અગ્રેજી પ્રજાના સસર્ગમા અને એમના શાસન નીચે આવ્યા બાદ અનુભવવા માડી અને તે સ્થિતિ તેમણે એટલી બધી શાન્તિભરી અને સુખદાયક લાગી કે એમનો આનદ અને ઉત્સાહ વ્યક્ત કરતા, એ પ્રજાના ગુણોના અને એમના અમલના યશોગાન ગાવા તે મડી હતી અને તે સ્વાભાવિક હતુ

ભિન્ન ભિન્ન સસ્કૃતિવાળી, આચાર વિચારમા તદ્દન નિરાળી પડતી, અસમાન સ્થિતિની, એક રાજકર્તા તરીકે હાકમી ભોગવતી અને બીજી પરાધીન રૈયત તરીકે, એ પ્રજાઓનો ભેટો થતા, તેમની વચ્ચેના ભેદો અને અતર જુદા માલુમ પડી આવે અને એક બીજામા મ્હલુક વિચિત્ર ભાસે, એ સમજી શકાય એવુ છે

અગ્રેજી પ્રજા વિદ્યાહુન્નરમા, સાહસ અને વ્યવસ્થા શક્તિમા, જ્ઞાન અને બુદ્ધિબળમા શ્રેષ્ઠ હતી એ અગાઉ કહેવાઈ ગયુ છે, અને તેમણે આપણા જીવનમા મ્હતુક જગલીપણુ દખાઈ થોડાક નિદ્ય રિવાજો બધ પાડયા હતા પણ ખ્રિસ્તિ મિશનરીઓ અત્રે આવી હિન્દી પ્રજાને ક્રાઈસ્ટનો ઉપદેશ કરી, ખ્રિસ્તી બનાવવાને ઉત્સુક હતા તેઓ આપણા સહેવાસમા આવતા તેમણે આપણુ સામાજિક જીવન વહેમી, અજ્ઞાન, રૂઢિચુસ્ત અને વિચિત્ર નિરાળી તેમ મૂર્તિપૂજા, અનેક દેવદેવીઓની માન્યતાઓ, જુદા જુદા પથો અને સપ્રદાયનુ પ્રાબલ્ય અને વિસ્તારથી તેઓ વિસ્મય પામી, જ્ઞાતિબધારણ નહિ સમજાતા તથી ગુચવાઈ, અને બાળલગ્ન, અનેક પત્નીત્વ, કજોડા, પ્રૌઢલગ્ન વિધવાજીવન વગેરે ચાલથી સુગ પામી અને તેને અમાનુષી ગણી, તે સામે પ્રહાર કરવા મડયા અને તેમા સુધારો થવા તેમણે પ્રેરણામા ઉશ્કેરણી કરી હતી

ધર્માન્તરને ખ્રિસ્તિ મિશનરીઓ એક પુણ્યકૃત્ય માને છે અને એ ભાવનાથી પ્રેરાઈને, ઉત્તેજાઈને, પ્રભુ જીસસ ક્રાઈસ્ટના ઉપદેશ વચનોનો પ્રચાર કરવા, હજારો વર્ષો થયા, તેઓ દેશપરદેશ સેવે છે, અને ઉજ્જડ અને વેરાન પ્રદેશોમાં, જ્યાં જગલી અને પછાત જાતો મુખ્યત્વે જોવામાં આવે છે, તેમની વચ્ચે જઈ વસી, તેમની સુધારણા અને ઉત્કર્ષ અર્થે, પ્રયામ કરે છે, તે, સાચે સ્તુત્ય કાર્ય છે, અને ધર્માંતરના પ્રશ્નના ગુણદોષ બાજુએ રાખતા, તેમની એ પ્રવૃત્તિ કલ્યાણકારી અને શાતા આપનારી નિવડેલી છે, એ ખુલ્લે દિલે અને ઉપકારસહ સ્વીકારવુ પડશે અને હિન્દી પ્રજાની કેળવણીમા તેમ તેમની સુધારણાના પ્રયામમા એમનો હિસ્સો રહેલો છે, તેની મુક્તકંઠે પ્રશસા કરવી જોઈએ.

ધર્માંતર સારૂ તેમને આપણા જીવનની નજીક આવવાનું તેમ તેમાં ઉડા ઉતરવાનું પ્રાપ્ત થયુ. આપણા કેટલાક રિવાજો જેમકે બાળલગ્ન, પ્રૌઢવયે ન્હાની બાળા સાથે લગ્ન, અનેક પત્નીત્વ, સિમતનો ચાલ, જાહેરમાં રોવાકુટવાની પ્રથા, તેરમાના વરા, ફરજીઆત વૈધવ્ય વગેરે હાસ્યાસ્પદ અને હાસીપાત્ર જણાયા, અને ધર્મ વિષયમા પણ બાધા, ભૂત ડાકણના વહેમ અનેક દેવદેવીઓની માન્યતાઓ, મૂર્તિપૂજા, જપજાપ, મત્રતત્ર, યજ્ઞયાગ, વિવિધ પથો અને મપ્રદાયો એ મવળુ ભ્રમજનક અને ઉધે રસ્તે દોરનારૂ અને જગલી ભાસ્યુ, તેમજ માનવતા અને સસ્કૃતિની દષ્ટિએ એ સ્થિતિમા સુધારો થવો ઈષ્ટ અને આવશ્યક લાગ્યો હતો, ખ્રિસ્તિધર્મ અને મસ્કૃતિની શ્રેષ્ઠતામા તેમને પૂરી શ્રદ્ધા હતી અને એ ધર્મનો સ્વીકાર હિન્દીઓને પ્રગતિ કરવામા મદદગાર થઈ પડશે, એ માન્યતાથી તેમણે આપણી સામાજિક અને ધાર્મિક માન્યતાઓ સામે ઝુબેશ ઉઠાવી હતી, અને નવો શિક્ષિત વર્ગ તૈયાર થયો હતો તેમણે તે આક્ષેપોનો બુદ્ધિપૂર્વક વિચાર કરી જોતા, તેમની દલીલોમા કેટલુક તથ્ય તેમને જણાયુ, એટલે તે વર્ગે તે વિષે પ્રચારકાર્ય થવા, લોકોને સમજાવવાનુ અને ઉપદેશ કરવાનુ કાર્ય ઉપાડી લીધુ હતું !

દેશમા શાન્તિ પ્રસરતા અને વ્યવહારની સુગમતા થતા આવજા વધી અને લોકોને નવુ નવુ જાણવા અને જ્ઞાન મેળવવાનુ સહેલુ બન્યુ, નવી કેળવણીનો પ્રચાર થતા બાહ્ય જગતનું જ્ઞાન વિસ્તર્યું તેમ પ્રજાનો માનસિક વિકાસ થવા પામી, તે સારામારનો વિવેક કરતા શિખી. નવીન શિક્ષિત વર્ગે આનદની, સુખની, વૈભવની, વિલામની, જીવન ઉલ્લાસની નવી

નવી અને વૈવિધ્યભરી લાગણી અનુભવતાં, તે એ લાગણી અને વિચારને વ્યક્ત કરવા તત્પર થયો હતો. સ્વાનુભવ પરથી તેને ઘણું કહેવાનું પ્રાપ્ત થયું હતું, અને વ્યવહારમાં જોડાતાં, મનુષ્ય તરીકે, જે સંસ્કાર પ્રાપ્ત કર્યા, જે જ્ઞાન મેળવ્યું તે, તેમજ જીવ, જગત અને ઈશ્વર વિષે અને કુદરતનો પરિચય થતાં જે અગમ્ય અને ગૂઢ તત્ત્વનો સાક્ષાત્કાર થયો, એ સર્વ તેના લખાણુ અને ઉપદેશના વિષયો બન્યા હતા.

સન ૧૮૫૭ માં મુબાઈ યુનિવરસિટિની સ્થાપના થઈ. જે શરૂઆતના વિદ્યાર્થીઓ તેના દ્વારમાંથી પરીક્ષાઓ આપી બહાર આવ્યા. તેમણે નવા સાહિત્યના વિકાસ અને અભ્યુદયમાં, પ્રજાના ઉત્કર્ષ અને સુધારામાં મ્હોટા હિસ્સો આપેલો છે; તેમ નવી કેળવણીનો પાયો નાખતી હોપ વાચનમાળા સન ૧૮૫૮ માં પ્રકટ થઈ તે પણ ઉછરતી ગુજરાતી પ્રજાના ઘડતરમાં બહુ સહાયભૂત નિવડેલી છે.

તે વાચનમાળામાં ઉપયુક્ત અને જરૂરી જ્ઞાન આપવાનો પ્રયત્ન થયેલો છે; પણ તેની રચના અને સંકલનામાં નીતિના ઉપદેશ અને ચારિત્ર્યના બંધારણ પ્રતિ વિશેષ લક્ષ આપેલું છે અને તે એ વાંચનમાળાની મહત્તા છે. કવિ દલપતરામે પ્રસ્તુત વાચનમાળા સારૂ ખાસ કવિતા રચી આપી હતી. તે કવિતા, ટુંકી પણ મુદ્દાસર, બાળજીજ્ઞાસાને રૂચે અને સંતોષે એવી ઘાટીની, સાદી પણ મનોરંજક, છતાં જીવન ઉપર પ્રબળ અસર કરે એવી પ્રબોધક હતી; અને તેની એ ખુબીને લઇને એ વાચનમાળા શિખનારમાંનો એવો કેટલોક વર્ગ અદ્યાપિ છે, જે તે કવિતાને મમતાપૂર્વક સંભારે છે, અને તે ફરી વાંચવાને ઇચ્છે છે; અને તે માગણીને પૂરી પાડવા દલપતકાવ્ય ભા. ૨ માં, તેની નવી આવૃત્તિ છપાવતી વખતે, એ હોપવાચનમાળામાંની કવિતાઓ ખાસ ઉમેરવામા આવી હતી.

નવયુગના નવીનોને કદાચ એ કવિતા પસંદ ન પડે, તેમા કવિત્વ નહિ દેખાય; પણ જેમને ઉદ્દેશીને એ લખવામાં આવી હતી તે બાળકો એને હોંસથી અને આનંદથી ગાતાં અમે સાંભળ્યા છે, અને તે કવિતાની અસર પણ તેના જીવન ઉપર થતી એવુ અમારૂ માનવું છે.

ગુજરાતના અગ્રેસર કેળવણી નિષ્ણાતો અને સાહિત્યકારોનો સહકાર મેળવી હોપસાહેબે એ વાચનમાળા સ્વતંત્રપણે યોજી હતી, કેન્ડીની મરાઠી વાચનમાળા ઉપરથી નવી ગુજરાતી વાચનમાળા તૈયાર કરવાની તેમણે ના પાડી હતી એ પહેલા ખંડમાં કહેવાયુ છે; અને સન ૧૯૦૮માં નવી વાચનમાળા

કૉવરટન સંપાદિત બહાર પાડી ત્યાં સુધી, ગુજરાતી બાળપ્રજા એ વાચન સાહિત્યનું પાન કરી ઉછરી હતી.

તે વાચનમાળા ઉત્તમ અને ઉંચી કોટિની હતી, એવું અમારા એકલાનું મંતવ્ય નથી; હિન્દી સરકારે જુદીજુદી વાચનમાળાઓ તપાસવા એક કમિટી નિમેલી તેણે પણ તે વિષે નીચે મુજબ અભિપ્રાય દર્શાવ્યો હતોઃ—

"ઈ. સ. ૧૮૭૭ માં ગવર્નમેન્ટ ઓફ ઈંડીઆએ સમગ્ર હિન્દની વાચનમાળાઓની પરીક્ષા માટે એક કમિટી નીમી હતી તેમણે હોપ-સીરીઝનાં વખાણ કર્યા અને બીજા પ્રાંતોમાં વાચનમાળા તૈયાર કરવાને હોપસીરીઝનો આધાર લેવાની ભલામણ કરી હતી."*

એ વાચનમાળા ઉપર જણાવ્યું તેમ સન ૧૮૫૮ માં પ્રસિદ્ધ થઈ; એટલે નવા ગુજરાતી સાહિત્ય પ્રવાહનો ઉદ્દ્ભવ, વાસ્તવિક રીતે, આપણે એ વર્ષથી ગણી શકીએ.

અંગ્રેજી શિક્ષણે નવા કેળવાયલા વર્ગમાં નવીન ભાવના જગાડી હતી; અંગ્રેજી સાહિત્યના પ્રખર અને પ્રભાવશાળી લેખકો અને કવિઓ, બર્ક, ડાર્વિન, સ્પેન્સર, મિલ્ટન, મીલ, વર્ડ્સવર્થ, શેલી, કીટસની અસર નીચે આવી, તેમનામાં સ્વાતંત્ર્યનો જુસ્સો ઉદ્દ્ભવ્યો હતો અને પ્રજા તરીકે આત્મભાન જાગી, તે માટે તેમનામાં મમત્વ બંધાવા માંડ્યું હતું. વળી તેની વિવેકશક્તિ ખીલી, જે તે વસ્તુ અને વિષયના, વિચાર અને નિર્ણયમાં શાસ્ત્રના આધારને પ્રમાણ નહિ ગણતાં નવીન વર્ગ બુદ્ધિને પ્રાધાન્ય સ્થાન આપવાનું શિખ્યો હતો.

અંગ્રેજીના અભ્યાસ ભેગો તે સંસ્કૃત ભાષા વાંચતો થયો હતો; તે દ્વારા એનો આપણા પ્રાચીન સાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતનો અભ્યાસ વધવા માંડ્યો, અને પાશ્ચાત્ય સંસ્કૃતિએ તેનામાં પ્રજાકીય અસ્મિતાની ભાવના ઉત્પન્ન કરી હતી, તેને એથી વિશેષ ઉત્તેજન અને બળ મળ્યાં હતાં.

બ્રિટિશ હકુમત નીચે હિન્દના જુદાજુદા પ્રાંતો એકત્રિત થયા, પ્રાંત પ્રાંત વચ્ચેનો વ્યવહાર અને સંબંધ વિસ્તરવા લાગ્યો, એક બીજા પ્રાંતના ભાષા સાહિત્યનો સંસર્ગ વધી, તેમાંની ઉત્તમ સાહિત્ય કૃતિઓ ભાષામાં ઉતારવા પ્રયત્નો થયા અને તેની કેટલીક અસર નવા સાહિત્ય ઉપર થવા પામી હતી.

---

* ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદનો રીપોર્ટ, કેળવણી વિભાગ પૃ. ૪.

ઉપર મુજબ જુદીજુદી રીતે વિધવિધ બળોનુ જોડાણ થતા, પ્રજામાં નવુ દૈવત આવ્યુ, અને તેની દૃષ્ટિમર્યાદા પણ વિશાળ બની, તેમ પાશ્ચાત્ય વિચારે તેના માનસમા પરિવર્તન આણ્યુ, જે તે વસ્તુને શ્રદ્ધાપૂર્વક સ્વીકારી ન લેતા, તેને બુદ્ધિની કસોટીએ ચઢાવ્યા બાદ તે ગ્રહણ કરવા તૈયાર થયલા કેળવાયલા વર્ગને શિખવ્યુ હતુ.

આ પરિસ્થિતિમા નવો લેખક વર્ગ આગળ પડયો તેણે લોકસ્થિતિ લક્ષમા લઇને, પોતે જે કાઇ પ્રાપ્ત કર્યું, જે પ્રેરણા વા જ્ઞાન મળ્યુ હતુ તે, તે પદ્યમા વા ગદ્યમા વ્યક્ત કરવા ઉત્સુક બન્યો હતો, અને તેના વ્યક્તવ્યનો પ્રધાન સૂર સમાજસુધારો હતો, તની સાથે દેશોન્નતિના ગ્રહણ કરવાના માર્ગ પણ દર્શાવ્યા હતા પ્રજાને કોઈ પ્રકારે જ્ઞાન આપવુ, તેમને સુધારવી, તેમને ઉન્નતિ સારૂ પ્રબોધવી, એ તેમના લખાણોનો મુખ્ય ઉદ્દેશ હતો

જનતાને શો સદેશો આપવાનો છે એ તેમને પૂરો વિદિત હતો. તેમને કયે માર્ગે વાળવી છે, એ પણ તેઓ સારી રીતે સમજતા હતા. તે સબધમા આપણે જોવાનુ માત્ર એ રહે છે કે સાહિત્ય કૃતિઓ તરીકે તેમનુ સ્થાન અને મૂલ્ય શા હતા.

સાહિત્ય સર્જનના, સાહિત્ય પ્રવેશિકાના લેખક હડસને, ચાર અગભૂત વિભાગ ગણાવ્યા છે તે જણાવે છે કે, સાહિત્યના કોઈ અગના સર્જન, જેમકે કવિતા, નિબધ, નાટક કે નવલકથા સારૂ, જે કાઈ જરૂરી સાધન સામગ્રી સમાજજીવનમાથી મળી આવશે, પણ તે કૃતિની સફળતાનો આધાર લેખકની બુદ્ધિ, શક્તિ, આવડ અને કળા ઉપર રહેશે, અને તેનો નિર્ણય કરવામા નીચેના ચાર તત્વો વિચારવા ઘટે છે —

(૧) વિષય નિરૂપણમા લેખક આનુષગી વિચારો રજુ કરતા બુદ્ધિકૌશલ્ય દાખવે તે બુદ્ધિતત્ત્વ

(૨) લેખકમા જે લાગણી તે વિષય જાગૃત કરે, તે પાછી વાચકમા ઉભી કરવાનુ સામર્થ્ય, એવુ ઉત્કૃષ્ટ ઉર્મિતત્ત્વ

(૩) પોતે કલ્પના દ્વારા જે કાઇ સૃષ્ટિ રચે તે એની કૃતિમા ઉતરી, વાચનાર ઉપર તેની સચોટ છાપ પાડે એવુ કલ્પના તત્ત્વ

સાહિત્યના આધારભૂત અને પ્રાણવત આ ત્રણ તત્વો લેખકમા હોય, અને તે સાધનો જીવન અનુભવથી ગમે તેટલા સમૃદ્ધ હોય, તે

વિષયના નિરૂપણમા લેખકની કલ્પના, વિચાર અને લાગણી ગમે તેટલા તાજા અને તીવ્ર હોય, તથાપિ તેમા એક મોટુ તત્વ જોઇએ, તે વિના તે લખાણ મારૂં જાય, અને એ તત્વ તે લેખની સુસંગતતા, વ્યવસ્થા, સૌન્દર્ય અને અચોટતાનુ છે, જેને આપણે લેખનશૈલી કહીશુ

ગુજરાતી સાહિત્યના ઇતિહાસનું આ પુસ્તક નથી, કે એમા આપણા સાહિત્યકારોની કૃતિઓની પદ્ધતિસર અને ઐતિહાસિક સમાલોચના કરવાની હોય આ તો માત્ર પ્રજાજીવનના વિકાસમા સાહિત્યે શો ફાળો આપ્યો વા તેની કેવી અસર થવા પામી તેનો નિર્દેશ કરવા પૂરતો આ પ્રકરણનો આશય છે, અને તે સગ જવાનું સુગમ થઈ પડે, તેના વાસ્તે એ અડધી સદીના સાહિત્યને આપણે નીચે મુજબ ચાર વિભાગમા વહેંચીશુ—

(૧) પ્રબોધક સાહિત્ય, સામાન્ય જ્ઞાન, નીતિ, સુધારો

(૨) શુદ્ધ સાહિત્ય, કાવ્ય, નાટક, નવલકથા, ચરિત્ર, ઇતિહાસ

(૩) સાહિત્ય શાસ્ત્ર, છંદ, અલંકાર, વ્યાકરણ કોશ, જ્ઞાનકોશ

(૪) ભાષાંતર સાહિત્ય —સંસ્કૃત, અંગ્રેજી, મરાઠી, બંગાળી, હિન્દી

સદર વિભાગનું વર્ગીકરણ આપણે જુદી રીતે પણ ગોઠવી શકીએ, જે પ્રસ્તુત વિષયને સમજવામા સવડભર્યુ થઈ પડશે

સાહિત્ય તેના યુગનુ, ઉપર જણા યા પ્રમાણે, પ્રતિબિંબ રજુ કરે છે અને તે યુગના વિચાર મથન અને સમાજ જીવનની પ્રબળ છાપ તે સાહિત્યના ઉપર પડે છે, તેથી એ રંગાયેલુ હોય છે, એ દૃષ્ટિબિંદુએ સને ૧૮૫૮થી ૧૮૮૬ સુધીના સાહિત્યને દલપત નર્મદયુગનું સાહિત્ય અથવા સમાજસુધારાનું સાહિત્ય એવુ ઉપનામ આપીશુ એ યુગની શરૂઆત સન ૧૮૫૮મા હોપ વાચનમાળા પ્રસિદ્ધ થઈ ત્યાથી શરૂ કરી, સન ૧૮૮૬મા કવિ નર્મદાશંકરનું અવસાન થયુ ત્યા સુધી આવીને અટકશે જો કે કવિ દલપતરામની કવિતા હુન્નરખાનાની ચઢાઈ, સંપલક્ષ્મી સંવાદ, અંગ ઉધારનો ઝગડો, એ વગેરેનો આરંભ, જો કે તે પૂર્વે થયો હતો

બીજો યુગ સન ૧૮૮૭થી સન ૧૯૦૭ સુધીનો પડ છે, તે યુગમા મુનિવર્મિંગીના પદવીધરો સાક્ષરો તરીકે અગ્રસ્થાન લે છે તેથી કેટલાક તેને સાક્ષરયુગનુ નામ આપે છે, પણ આપણે પાછલી વિચાર પ્રણાલિકા ધ્યાનમા લઈને તેને ગોવર્ધનરામ યુગ અથવા સમન્વય યુગ, એવુ નામ આપીશુ તે સમયમા પ્રાચીન અને અર્વાચીન વિચાર વચ્ચે ઘર્ષણ ચાલી

અર્વાચીન વિચાર અને પાશ્ચાત્ય વિચાર વચ્ચે હરિફાઈ થઈ, છેવટે બન્ને સંસ્કૃતિમાના અંશોને ગ્રહણ કરી, તેમની વચ્ચે સમન્વય કરવાના પ્રયાસ થયા હતા, તેના પ્રતિપાદક ગોવર્ધનરામ હતા સન ૧૮૮૭મા 'સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો' પ્રકટ થયો અને નરસિંહરાવરચિત નવીન કવિતાઓનો સંગ્રહ 'કુસુમમાળા' નામે પ્રસિદ્ધ થયો એટલે તે વર્ષથી ગોવર્ધનરામ યુગ વા સમન્વય યુગનો આરભ ગણી આપણે સન ૧૯ ૭મા ગોવર્ધનરામનુ અવસાન થયુ ત્યા સુધી પહોચીએ છીએ, બીજે વર્ષે નવી વાચનમાળા હોવરટન સપાદિત, બહાર પડી એટલે સન ૧૮૫૮ હોપ વાચનમાળા, જે વર્ષમા ગ્યાઈ ત્યારથી અર્વાચીન યુગની પહેલી અડધી સદીનો આપણે આરભ કર્યો તેના અતકાળનુ એ વર્ષ હતુ

નવા લેખકોએ આપણા સમાજજીવનમા અજુગતુ નાધાપડતુ, નિદ્ય અને ત્યાજ્ય કરવા જેવુ તેના નિવારણ સારૂ પ્રયાસ કર્યા, તેમજ નવીન સસ્કૃતિમાથી ગ્રહણ કરવા યોગ્ય સરસ તત્વો જણાયા તે પ્રજાજીવનમા દાખલ થવા પામે એ હેતુ પણ તે પ્રવૃત્તિનુ પ્રેરક બળ હતુ આમ ખડનાત્મક અને રચનાત્મક, વ્હેમ અને અજ્ઞાન, કુચાલ અને નિંદ્ય રીવાજ દૂર કરવાનુ તેમ કેળવણી ને દેશાટન, સપ અને સ્વદેશાભિમાનના વિચારો ફેલાવવાના કાર્યો તેમણે હાથ ધર્યા હતા

એ ગાળામા છૂટક છૂટક નાની મોટી ચોપડીઓ, કવિતા, નિબધ, નાટક વગેરે પ્રસિદ્ધ થયા તે ઉક્ત કથનનુ સમર્થન કરશે અને તેનો યથાર્થ ખ્યાલ આવના એ ત્રીસ વર્ષમા જે ચોપડીઓ પ્રસિદ્ધ થઇ તેની યાદી આપીશુ —

ભૂતનિબધ (સન ૧૮૫૦), ડાકણ વિષે નિબધ (સન ૧૮૫૬), બાળ વિવાહ નિબધ, પુનર્વિવાહ પ્રબધ (સન ૧૮૫૭) જ્ઞાતિનિબધ (સન ૧૮૫૭) હુતાશની (સન ૧૮૫૬) કિમિયાગર ચરિત્ર (૧૮૫૯) જમણવાર, અનીતિ શતક, જમણવાર વિષે નિબધ (સન ૧૮૭૨) કજોડા દુઃખદર્શક નાટક (સન ૧૮૭૨) ભિક્ષુક વિષે નિબધ, ગુજરાતના ભિખારીઓ, આસુ વહુની લડાઈ, (સન ૧૮૬૬), બાળોદયાભ્યાસ પ્રકરણ (સન ૧૮૫૮) જાદવાસ્થળીનુ વર્ણન (સન ૧૮૫૫) વૈધવ્ય ચિત્ર (સન ૧૮૫૯) અંગ ઉઘાડો ઝઘડો (સન ૧૮૬૫) દૈવજ્ઞદર્પણ (સન ૧૮૭૩) કજ્જ વિષે, બાળ લગ્ન અને (સન ૧૮૭૫) શીળી વિષે (સન ૧૮૫૪) છોકરાઓને ઘરેણું પહેરાવે છે તે વિષે, (સન ૧૮૫૬) ર્‌ડ,

(સન ૧૮૫૫) હિન્દુઓની પડતી (સન ૧૮૬૪) લગ્ન તથા પુનર્લગ્ન (સન ૧૮૬૦) વિષયી ગુરૂ અને ગુરૂની સત્તા (સન ૧૮૫૯) રોવા કૂટવાની ઘેલાઈ (સન ૧૮૫૦), કેશી વસ્તુનું વર્ણન (સન ૧૮૫૧) જૈન ચરિત્ર (સન ૧૮૬૮), વિધવા વિવાહ (સન ૧૮૬૬) ધર્મગુરૂઓ (સન ૧૮૫૭)

ઉપર મુજબ જે તે વિષયના નિષેધ વા ખંડન રૂપે ચર્ચા કરી, શું નવું ગ્રહણ કરવું તે પણ બતાવ્યું હતું દાખલા તરીકે 'મંડળી મળવાથી થતા લાભ' (સન ૧૮૫૧) સ્વદેશાભિમાન (સન ૧૮૫૬) સંપ વિષે (સન ૧૮૫૯) સંપ લક્ષ્મી સંવાદ (સન ૧૮૫૧) સ્ત્રી કેળવણી (સન ૧૮૫૧) દેશાટન (સન ૧૮૫૩) કેળવણી વિષે (સન ૧૮૬૪) હુન્નરખાનાની ચઢાઇ (સન ૧૮૭૦), ઉદ્યોગ તથા વૃદ્ધિ (સન ૧૮૬૯), જયકુમારી નાટક (સન ૧૮૮૪).

આ લેખોમા કવિ દલપતરામ અને કવિ નર્મદાશંકરના લખાણ આગળ પડતુ અને અગત્યનુ સ્થાન લે છે, અને તે ઉપરથી નવલરામે નર્મકવિતાની પ્રસ્તાવનામા જણાવ્યુ હતુ, અને તે કથન તદ્દન સાચુ છે કે, આ જમાનાના કવિઓ તો બે જ દલપતરામ અને નર્મદાશંકર, અને એમની અને એ સુધારા યુગની પ્રવૃત્તિનુ લક્ષણ બાધતા દી બા કૃષ્ણલાલભાઈ એમના 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો' મા લખે છે, "બન્નેની મહત્તાકાંક્ષા પણ એકજ, સમાજ સુધારો, પરદેશ ગમન સામે વિરોધ, બાળલગ્ન, કન્યા કેળવણી વિરૂદ્ધ દુરાગ્રહ, વિધવા વિવાહનો નિષેધ એવા એવા સામાજીક દુષ્ટ રિવાજો નાબૂદ કરવાના કાર્યમાજ તે સમયનો સઘળો શિક્ષિત વર્ગ, શુ કવિ કે શુ ગદ્ય લેખક, શુ જાહેર ભાષણકર્તા કે શુ ખાનગી કાર્યકર્તા, એ સર્વની કાર્ય શક્તિ નિર્ગમ થઇ જતી આ એકજ પ્રશ્નમા સર્વ મશગુલ હતા "*

ઉપર જે યાદી ઉતારી છે, તેનુ તારણ કરતા ઉપરોકત મુદ્દાનું સમર્થન થતુ માલુમ પડશે

યુગમૂર્તિઓમા એ બે મહાન પુરુષો, દલપતરામ અને નર્મદાશંકર, એ ત્રીસ વર્ષના લાબા ગાળાને એમના વિવિધોપયોગી લેખો અને કૃતિઓથી છાવરી દે છે તે લખાણ જથામા પુષ્કળ છે તેમ ગુણમા ઉચી કોટીનુ અને મૂલ્યવાન છે તે લેખો માત્ર વિદ્વદ્ભોગ્ય નથી પણ સામાન્ય વાચકને

* ગુજરાતી સાહિત્યના વધુ માર્ગસૂચક સ્તંભો, પૃ ૨૬

પણ સરખી રીતે આકર્યું છે, વળી જે કોઈ વિષયની ચર્ચા તેઓ હાથ ધરે છે, તે મુદ્દાસર અને પદ્ધતિસર હોય છે, એટલુંજ નહિ પણ લોકમાનસ સમજવાની ઉંડી નજરને લઈ, તેમની કલમ, લોકપ્રિય નિવડી, ધારી અસર ઉપજાવે છે યુગધર્મને તેમણે બરાબર પિછાન્યો હતો તેથી જમાનાનુસાર પ્રજાજીવન ઘડવાના અને લોકમત કેળવવાના કોડ તેમણે સેવ્યા હતા અને એમની નિસર્ગ શક્તિમાં, જાત અનુભવ અને અભ્યાસ, જનસ્વભાવનું નિરીક્ષણ અને જ્ઞાનનો સંયોગ ભળતાં, તેમનું એ લેખનકાર્ય યશસ્વી નિવડ્યું હતું અને એમના પ્રતાપી વ્યક્તિત્વની છાપ તે ઉપર પડતાં તે વિશેષ દીપી ઉઠ્યું હતું

માત્ર કવિતા અને નિબંધો લખી તેઓ બેસી રહ્યા નહોતા, પણ શુદ્ધ સાહિત્યના અભ્યાસને આવશ્યક અને ઉપકારક, એવા પિંગળ, વ્યાકરણ અને કોશના ગ્રંથો યોજી તે સાધન પ્રજાને સુલભ કર્યું હતું

કવિ નર્મદાશંકરે પિંગળનું જ્ઞાન કેવી મુશ્કેલીથી મેળવ્યું હતું તેની સૌ સાહિત્ય રસિકોને માહિતી છે, અને કવિ દલપતરામે પણ એ વિષયનું જ્ઞાન ભુજની પાઠશાળામાં અભ્યાસ કરી પ્રાપ્ત કર્યું હતું અને એમનો રચેલો પિંગળનો ગ્રંથ અદ્યાપિ એક પાઠ્ય પુસ્તક તરીકે વપરાય છે.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી જેની સાથે કવિ દલપતરામનું નામ સદા જોડાયલું રહેશે તેણે, તેના આરંભકાળથી, ગુજરાતી કોશ તૈયાર કરાવવાનું અને ગુજરાતી વ્યાકરણ રચાવવાનું કાર્ય ઉપાડ્યું હતું વ્યાકરણ ગ્રંથ રેવ જોસેફ વાન ટેલરે, શાસ્ત્રી વ્રજલાલની સહાયતા લઈને, રચી આપ્યો હતો, તેમ શાસ્ત્રી વ્રજલાલે ઉત્સર્ગમાળા અને ગુજરાતી ભાષાનો ઇતિહાસ એ બે પુસ્તકો સોસાઇટીને લખી આપ્યાં હતાં તે પછી ગુજરાતી ભાષા સાહિત્યનો અભ્યાસ ખુબ આગળ વધ્યો છે, તથાપિ તે કાળે એ પુસ્તકો કિંમતી હતાં એટલુંજ નહિ પણ અભ્યાસીને આજે પણ તે ઉપયોગી માલુમ પડશે

ગુજરાતી કોશ સોસાઇટીએ આઠ ભાગમાં પ્રસિદ્ધ કરેલો છે તે પ્રમાનન (tentative) અખતરારૂપ હતું તેની સુધારાવધારાવાળી નવી આવૃત્તિ, શુદ્ધ, પ્રમાણભૂત અને બને તેટલી સંપૂર્ણ, ફરી બહાર પાડવાની તજવીજ થાય છે અહીં એનો ઉલ્લેખ એટલા માટે કર્યો છે કે દલપતરામની સોસાઇટીએ જે પ્રયાસ કર્યો અને જે કાર્ય એક વ્યક્તિ માટે કઠિન અને દુઃસાધ્ય હતું તે કવિ નર્મદાશંકરે, સામી સ્પર્ધામાં નહિ પણ સાહિત્યના અભ્યાસ અને અભિવૃદ્ધિ અર્થે, તે પુસ્તકની અગત્ય લક્ષમાં લઈને, તે

પ્રવૃત્તિ ઉપાડી લઇ, એક હાથે પાર ઉતારી હતીઃ એ વસ્તુ આદરપાત્ર છે જ. પણ, તે પાછળ રહેલી સાહસવૃતિ અને સાહિત્ય સેવાની ઉત્કટ ભાવના, આપણે ખાસ અભિનંદવી જોઈ એ.

ગદ્યમાં દલપતરામે બહુ થોડું લખેલું છે અને તે ગદ્ય એટલું સારૂં નથી; તેથી અર્વાચીન ગુજરાતી ગદ્યના જનકનું માન કવિ નર્મદાશંકરને મળે છે, અને એમના એ ગદ્યની તારીફ કરતાં નવલરામ લખે છે, કે, નર્મદાશંકરનું ગદ્ય જેવું સરળ તેવું જ દૃઢ અને તેવું રૂઢ તેવું પ્રસંગસર પ્રૌઢ પણ હતું. આ કારણથી એનું ગદ્ય જેના વાંચવામાં આવતું તે મોહ પામતા. ભણેલા અને ન ભણેલા સઘળાને વહાલું લાગતું. અંગ્રેજી વિદ્વાન અને સંસ્કૃત વિદ્વાન એ બંનેને તે સમાન જ પ્રીતિકર હતું."+

અંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ કવિ દલપતરામને નહોતું; પ્રચલિત વાતાવરણમાંથી તેના સદ્અંશો અને સંસ્કાર પ્રાપ્ત થયલા; પરન્તુ નર્મદાશંકરે તેનો રીતસર અભ્યાસ કરેલો; કૉલેજમાં કેટલાંક વર્ષ કાઢેલાં; તેમ તેમનું અંગ્રેજી સાહિત્યનું વાચન બહોળું હતું, તે એમનો રાજ્યરંગ નામક વિસ્તૃત નિબંધ વાંચતાં જણાય છે; નવલરામે જણાવ્યું છે કે તે વિષય તૈયાર કરવામાં કવિએ ૨૦૦ પુસ્તકો જોયાં હતાં.

આ મર્યાદાઓ કરતાં પણ મ્હોટો તફાવત એ બંનેના સ્વભાવમાં હતો; અને એ ભિન્ન સ્વભાવને કારણે એમની કાર્યપદ્ધતિ ઉલટી દિશામાં જતી હતી. એક ઉત્ક્રાંતિને પસંદ કરનારા તો બીજા પરિવર્તનને ઈચ્છનારા, બંનેનો ધ્યેય સમાન, સમાજ સુધારાનો હતો; પણ દલપતરામનું લખાણ, શાન્ત, ઠાવકું, સભારંજની, નીતિ પ્રબોધક; જ્યારે નર્મદાશંકર અંતરનો ઉભરો ઠાલવે, પોતાના તાનમાંજ મસ્ત રહે; અને વખતે મદોન્મત્ત થઈ ભાષા તથા વ્યવહારનાં બંધનો પણ તોડી નાંખે.

કવિ દલપતરામ ધીરેધીરે સુધારો કરવાનો ઉપદેશ કરે, ત્યારે નર્મદાશંકર પોકારીને કહે 'યા હોમ કરીને પડો, ફતેહ છે આગે.'

બંનેનુ જીવન તપાસતાં, બંનેના માર્ગ જુદા માલુમ પડે છે. એક સદાચારમાં પૂરા માનનારા; વ્રતધારી, ધર્મ વિષયમાં રત, જ્યારે બીજા સ્વૈરપણે વિહરનારા, લાગણીને વશ, સામાન્યતઃ બુદ્ધિને અનુસરનારા હતા.

તથાપિ બંનેનું જીવન ધ્યેય, સમાજસુધારો અને સાહિત્ય સેવા, એ મુખ્યત્વે હતું; અને તેની સિદ્ધિ પાછળ એ બે સાહિત્યકારોએ ફકીરી લીધી હતી; સરસ્વતીની સેવામાં પોતાનુ સવસ્વ અર્પણ કર્યું હતું.

+ નર્મ કવિતા, કવિ જીવન, પૃ. ૨૬.



**કવિ દલપતરામ ડાહ્યાભાઈ**

ફૉર્બસ સાહેબની બદલી થતા દલપતરામને તમણે મારી નોકરીમા
ઠેકાણે પાડ્યા હતા અને તને વળગી લા ટોત ના સમય આવે નેઓ

મ્હોટા હોદ્દેદાર થયા હોત. પણ સોસાઈટીની ખાનગી નોકરીમા જોડાવાનો આદેશ મળતા બધા વિચારોને બાજુએ મૂકી પોતે હાજર થયા હતા. તે સમયની એમના મનની મુઝવણ એમના શબ્દોમા દર્શાવીશુઃ—

કર્ટિસ સાહેબને ઉત્તર લખતા તેઓ પ્રથમ લખે છે—

" દિલમા હેત સ્વદેશપર પણ તૃષ્ણા ન જાય,
સરકારી અધિકાર તે, કેમ એમ મુકાય "

પણ ફરી ફૉર્બસ સાહેબનો પત્ર મળતા, દલપતરામે જણાવ્યુ હતુ —

" સ્વદેશનુ શુભ ચાહીને, આવીશ અમદાવાદ,
સોસાઈટીને સેવવા, બાર તેર દિન બાદ "

તે વખતે સાદરેથી નિકળતા માર્ગમા સોસાઈટીના ઉત્કર્ષ બાબત જે વિચાર કવિને ઉદ્દભવેલા તેનું વર્ણન એમના જ શબ્દોમા આપીશુ —

" સાદરેથી આવતા આખો દહાડો દલપતરામના મનમા સોસાઈટીના વિચાર થતા હતા, કે પરમેશ્વર મારા કામમા સહાયભૂત થાય અને શ્રીમંતોના મનમા ઉશ્કેરણી કરે, તેથી સોસૈટીની પુંજી એક લાખ રૂપીઆની થાય અને સોસૈટીનુ તથા સોસૈટીની લૈબ્રેરીનુ મકાન દશ હજાર રૂપિયાનુ થાય અને સોસૈટી કોઈ દિવસ ભાગી પડે નહિ એમ થાય તો ઘણુ સારૂં ! "*

કવિ નર્મદાશંકરે પણ સાહિત્યપ્રેમથી પ્રેરાઈને નોકરીમા વધુ સમય વ્યતિત કરવાનું પસંદ ન કરતા, મધુ ઝરતા વાગ્દા-સરસ્વતીને અર્પણ કરવાનો તા ૨૩ મી નવેમ્બર સન ૧૮૫૮ના રોજ નિશ્ચય કર્યો, અને તે દિવસે, કવિ કહે છે, - " મે ઘેર આવી કલમના સામુ જોઈ આખમા ઝળઝળીયા સાથે તેને અરજ કરી કે હવે હુ તારે ખોળે છઉ "

" ઉભરાઈ જતા હૈયાના આ બોલ વાચી કયા વાચનારની આખ પણ સાનંદાશ્ચર્યની સાથે સજળ થયા વિના રહેશે ? અને જ્યારે વિચાર કરીએ કે આ પ્રતિજ્ઞાથી જ પૈસાની સખતી તો કવિને પોતાની લગભગ અર્ધી જિંદગી બહુ દુઃખમ કાઢવી પડી, ત્યારે એ માનસાનંદમા વધારે ગરકાવ થઈ આપણાથી એમ બોલાઈ ગયા વિના રહેવાનુ નથી, કે ' ધન્ય છે, કવિ તારી આ ઉંચી મનોવૃત્તિને ' "

એ ઉચી મનોવૃત્તિ અને ટેકીલા સ્વભાવના બે પ્રસંગો, એમના બે મ્હોટા ગ્રથો, નર્મકવિતા અને નર્મગદ્યની અર્પણપત્રિકા રૂપે, જોવાના આપણને મળે છે

---

* સોસાઇટીનો ઈતિહાસ—ભા ૧ પૃ ૨૫૦



કવિ નર્મદાશંકર

નર્મ કવિતાનું છપામણી ખર્ચ એમના શ્રીમંત મિત્ર કરસનદાસ માધવદાસ આપશે એમ કવિ માનતા; અને તે પુસ્તક તેમને અર્પણ

કરવાનું નર્મદાશંકરે ધારેલું, પણ તે છપાઈ બહાર પડતી વખતે કરસનદાસ શેરસટ્ટામાં તદ્દન પાયમાલ થઈ ગયા હતા, અને તેમની પાસેથી મદદની કાંઈ આશા રહી નહોતી.

તેમ છતાં આર્થિક મુશ્કેલી તરફ ન જોતાં, કવિ પોતાના નિશ્ચયમાં અડગ રહ્યા, અને તે કવિતાનું પુસ્તક કરસનદાસને જ અર્પણ કર્યું હતું.

નર્મકોશના પ્રકાશન સંબંધમાં તેઓ પ્રસ્તાવનામાં લખે છે, કે

"પ્રતિકાળી સ્થિતિમાં તથા આશ્રય વિનાની સ્થિતિમાં પણ ઉત્સાહવાળા ઉદ્યુક્તપણા વડે આ કોશ રચાયો છે ને છપાયો છે"

નવલરામ લખે છે તેમ, "આ કેવા મોટા મનનો સ્વાભિમાની આત્મસંતોષ અને તે ગ્રંથ કવિ ગુજરાતને અર્પણ કરી, કહે છે,

"જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુજરાત,
દીપે અરુણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળ કસુંબી, પ્રેમ શૌર્ય અંકિત,
તું ભણવ ભણવ નિજ સંતતિ સઉને, પ્રેમ ભક્તિની રીત—
ઊંચી તુજ સુંદર જાત
જય જય ગરવી ગુજરાત."

સુધારાનો ઝુંડો લઇ ઘુમનાર, પ્રેમશૌર્યનું બિરૂદ ધરાવનાર, સુરતના સહેલાણી કવિ પાછલી અવસ્થામાં કાંઈક મોળા પડી ગયા હતા, અને તેમના વિચારોએ પલટો લીધો હતો, એ આપણે એમના "ધર્મવિચાર" પુસ્તકમાં સંગ્રહેલા લેખો ઉપરથી જોઇ શકીએ છીએ

એ કાળમહિમા હતો એ યુગ વિચાર પરિવર્તનનો હતો

ધર્મ વિષયમાં હિન્દી સરકારે તટસ્થતાનું ધોરણ રાખવાનું જાહેર કર્યું હતું પણ તેની સહાનુભૂતિ સ્વાભાવિક રીતે ખ્રિસ્તિ મિશનરીઓના પ્રચારકાર્ય પ્રતિ રહે, અને તેમણે આપણી શાળાઓમાં શિખવાતા પાઠ્ય પુસ્તકોમાં સુદ્ધાં માથું માર્યું હતું એમના આગ્રહથી કવિ દલપતરામ સંપાદિત કાવ્યદોહન, જે બહુ લોકપ્રિય થઈ પડ્યું હતું, અને કવિ નર્મદાશંકરનો કિંમતી લેખસંગ્રહ 'નર્મગદ્ય'માંથી પૌરાણિક હિન્દુધર્મ વિષયક કેટલાક મહત્ત્વના, પણ ખ્રિસ્તિ મિશનરીઓની દૃષ્ટિએ ઉપેક્ષાપાત્ર

*નર્મકોશ પૃ ૨૮

ભાગો કાઢી નખાવવામાં આવ્યા હતા. તે સંબંધમાં નીચેનો ફકરો જાણવા જેવો છેઃ—

"સન ૧૮૭૩માં પાઠ્ય પુસ્તકોની સુધારણાનો પ્રશ્ન વિચારવા પુનામાં એક કમિટી નિમાઈ હતી, તેણે પાઠ્ય પુસ્તકોમાંથી ધર્મની ખોટી માન્યતાઓ, દેવદેવાદિમાં અંધશ્રદ્ધા અને અજ્ઞાનતામૂળક અને ભ્રમજનક, રીતિનીતિના વર્ણનો અને વિવેચનો કાઢી નાખવા આગ્રહ કર્યો હતો; અને એ અભિપ્રાયનું પ્રતિપાદન કરતાં જણાવ્યું હતું, કે—

"Let no corrupt communication proceed out of your mouth is a precept which can stand independently of its divine source and should rule in the interests of morality no less than in those of religion, અને છેવટ એમ ઠરાવ્યું હતું કે —

× × "Lead to the exclusion from a sanctioned school course of all direct dogmatic teaching, such as that of metaphysics, fatalism etc, which is to be found in the કાવ્યદોહન."

એ કાવ્યદોહન કેટલો બધો લોકાદર પામ્યું હતું અને સૌ કોઈએ તેની તારીફ કરી હતી અને કેળવણી ખાતાએ જ તેને ઉત્તેજન આપ્યું હતું તે સહુ આપણે પ્રથમ ભાગમાં (ગુ. વ. સોસાઈટીનો ઇતિહાસ) જોયું છે, પરન્તુ બુક-કમિટીમાં તે પછીથી ક્રિશ્ચિયનધર્મી વાતાવરણનું પ્રાબલ્ય જામતાં ઉપરોક્ત વલણ અખત્યાર થયું હતું એમ અમારૂં માનવું છે."*

સમાજમાં નવી કેળવણીનો પ્રચાર થતાં લોકોની આંખ ઉઘડવા માંડી અને ખ્રિસ્તી ઉપદેશકોની વધતી જતી ધર્માન્તર પ્રવૃત્તિમાં પ્રજાએ પોતીકા ધર્મ ડુબતો જોયો, અને સન ૧૮૭૫માં, હિન્દુધર્મના સંરક્ષણ અર્થે સ્વામી દયાનંદ સરસ્વતીએ, જાણે કે કોઈ ઇશ્વરી સંકેત ન હોય એમ, આર્યસમાજની સ્થાપના કરી અને એજ વર્ષમાં અમેરિકામાં થિયોસોફિકલ સોસાઈટીનો પ્રાદુર્ભાવ થઈ, તે પાછળથી હિંદમાં આવી સ્થાયી થયલી છે, અને તેનો ઉદ્દેશ પણ વિશ્વમાં બંધુત્વનો પ્રચાર કરી, જે તે ધર્મની વિશિષ્ટતા અને ઉજ્જવળ અંશો બતાવવાનો હતો, એ પ્રવૃત્તિઓને

* ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનો ઇતિહાસ વિભાગ ૨, પૃ. ૨૬૨

લઇને પ્રજામાં પોતાના દેશ, ધર્મ અને સંસ્કૃતિ માટે મમત્વ બંધાવા માંડયુ હતુ અને તેને નવા અંગ્રેજી શિક્ષણે પ્રોત્સાહન આપ્યુ હતુ, નવશિક્ષિતવર્ગ કવિ સર વૉલ્ટર સ્કોટની સ્વદેશાભિમાનની નીચેની પંક્તિ ગાઇ ગયતાં હતા

"Breathes there a man
Who has not said to himself
This is my own, my Native Land".

"એ ભૂમિ અમારી, મૈયા અમારી
કોણ અવર કહેશે નિજની ?
ન દેઉં ઉધરવા . ... . . .
એ સ્વદેશ માટે, કો નણુ-યત્ને
પ્રાણ-આહુતિ દઉં સજના,
ન માગું ઉગરવા–એ ભૂમિ

હરિલાલ ધ્રુવ.

વળી એ સમય પ્રજા માટે આફતોનો હતો દુકાળની પીડા અસહ્ય થઈ પડી હતી. દેશ નિર્ધન બનતો જતો હતો અને હિન્દી સરકારની રાજનીતિ પણ કંટકરૂપ નીવડી હતી, એટલુજ નહિ પણ તે એકપક્ષી, પક્ષપાતભરી અને સ્વાર્થપ્રેરિત નિહાળીને પ્રજાએ અંગ્રેજ રાજકર્તાઓમાંથી વિશ્વાસ ખોયો હતો અને તેના પરિણામે સન ૧૮૮૫મા હિન્દી મહાસભાની સ્થાપના થઇ હતી એ આપણે પૂર્વે જોયુ છે

તેમા વિજ્ઞાનનુ પ્રાબલ્ય જામી, જડવાદે કેળવાયલા વર્ગ ઉપર કાબુ મેળવી, ઉમેરો કર્યો હતો અને તેમની ધર્મ ઉપરની આસ્થા ઉડતી જતી હતી

એ ક્રાંતિકાળમા નવશિક્ષિતો વિચાર કરતા થાય, ઉદાસિન વૃત્તિ સેવે અથવા નવીન અને સ્વતંત્ર માર્ગે વિચરે તો તે વિસ્મયકારક ઘટના નહિ મનાય

તે વિચાર છાયાથી છવાઈ કવિ નર્મદાશંકરે તત્કાલીન પરિસ્થિતિ યથાસ્થિત વર્ણવી છે. તે લખે છે —

"સુધારાએ અનેક ઐક્ય યોજ્યા પણ એક સાધ્યુ નહિ ને તેનું અભિમાન લજ્જિત થઈ હવે ગળે છે. મોહ તે અમોહ થવા પામ્યો

નહિ સમજ પડવા માડી છે તેથી, ને દુખ પડવા માડ્યુ છે તેથી, એ સરકારની વૃત્તિ જાણવામા આવી છે તેથી, સુધરેલનું વલણ સ્વધર્મ નીતિ રીતિ ભણી પાછુ વળતુ જોવામા આવે છે. સસ્કૃત પુસ્તકોના ભાષાતર થઈ છપાય છે તેથી લોકને સ્વધર્મનીતિ ઉપર ભાવ બેસતો ને દઢ થતો જાય છે વળી દેશ અતિ નિર્ધન થઇ જવાથી પણ સૌ પ્રારબ્ધ ને પરમેશ્વરનો વિચાર કરતા થયા છે દેશી રાજ્યો પોતપોતાના જથામા ઐક્ય કરે છે, એ સઘળુ રાજા તથા પ્રજાના નિમિત્તરૂપ કર્મદ્વારા કાળ કરે છે, અને રાજાના કે પ્રજાના લાભમા તે, તે પોતેજ જાણે છે"*

એ ઉતારા ઉપરથી એમ સમજી શકાય છે કે જનસમાજમા જે પરિવર્તન થઈ રહ્યુ હતુ, તેની અસર થવા પામી, લોકની મનોદશાનુ આ પ્રતિબિંબ માત્ર હતુ

આરભમા નવા સુધારાએ લોકોને ચકિત કર્યા, તેના પ્રભાવમા સૌ ખેચાયા, પણ એકબીજાના નિકટ પરિચયમા આવતા, બને પ્રજાના જીવન અને ધ્યેય વચ્ચે મ્હોટુ અતર જણાયુ બને સસ્કૃતિની ઇમારત એવા ભિન્ન ધોરણો ઉપર રચાઇ હતી કે તેમની વચ્ચે સામ્ય સભવે નહિ, લ્હેટુ એવા વિરોધી અશો તેમા રહેલા હતા કે તેના પરિણામે બન્ને વચ્ચે જરૂર ઘર્ષણ થવા પામે, અને આ સમયે તે ઘર્ષણ બનુતીન બન્યુ હતુ

કવિના ગાઢ મિત્ર અને આપણા એક સમર્થ વિવેચક નવલરામે એ વિષમ પરિસ્થિતિ લક્ષમા લઇને પ્રસ્તુત સુધારાના સ્વરૂપનુ, અવિસ્તર અને ઐતિહાસિક દૃષ્ટિએ અન્વેષણ કરી, બને સસ્કૃતિ વચ્ચેના ભિન્ન લક્ષણો તારવ્યા હતા, તે અત્રે નોધીશુ એ આખો લેખ મનનીય છે, તેમજ તે વર્ષણના મર્મો જાણવા તે લેખ સમગ્ર વાચવો ઘટે છે

| યુરોપીય સસ્કૃતિના લક્ષણો | હિન્દુ સસ્કૃતિના લક્ષણો |
| --- | --- |
| જગતનુ સામાન્ય જ્ઞાન | બ્રહ્મસત્ય જગત્ મિથ્યા |
| બુદ્ધિવાદ | પ્રમાણવાદ |
| જન સામાન્ય ભાવ | જન વિશેષ ભાવ |
| સ્વાતન્ત્ર્યભાવ | સ્વતત્રતાનો અભાવ |
| રાગવૃત્તિ | વૈરાગ્ય વૃત્તિ |
| ઉદ્યોગ પ્રનીતિ | દૈવવાદ |

* ધર્મવિચાર ૫ ૧૦૬

છેવટે એ વિષયનો ઉપસંહાર કરતાં તેઓ લખે છે, કે,

"આ રીતે નવાં જ્ઞાન, બુદ્ધિ, ભાવ, વૃત્તિ ને પ્રતીતિ, એ સઘળાં આપણી જુની વાતોથી વિરુદ્ધ, અને પોતાનું અમલમાં આણવા તલવાર પકડી ઉભા રહેલાં છે. આવા વિરલ યોગાનુયોગે સુધારો ઉભો થાય ને તે ઉચ્છેદક રૂપ પકડે એમાં શું આશ્ચર્ય ?"×

ઉક્ત વાતાવરણમાંથી પોષણ પામી નવો પદવીધારી લેખક વર્ગ ઉભો થયો, તેમની લેખન પ્રવૃત્તિ બે જૂદા પ્રવાહમાં વહે છે, એક પક્ષ પ્રાચીન પરંપરાને અનુસરી, આપણા જીવનને અનુકૂળ અને બંધબેસતા ફેરફાર અને સુધારા ઇચ્છે છે. પશ્ચિમનું અમુક ગાંડું અનુકરણ કરવા જ તે ખુશી નથી, તેમ સુધારકો જે કાંઈ બોલે વા કહે તે સઘળું સત્ય તરીકે સ્વીકારવા તૈયાર નથી. એ પક્ષના અગ્રણી સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઇ, તેમના મંતવ્યના સમર્થનમાં એટલું જણાવતા કે "મહા પંડિત સોક્રેટિસની પંડિતાઇ 'હું કાંઇ જાણતો નથી' એટલામાં જ હતી; ઉપનિષદોનું બ્રહ્મ પણ विज्ञातम वि जानताम न જાણનારે જાણેલું છે; સત્યને સીમા નથી; માટે સત્ય ભક્તિ રાખી, સર્વ ઉપર સમાન દૃષ્ટિ રાખો, તથા સર્વમાંથી સત્ય ગ્રહણ કરો, એજ તાત્પર્ય છે. મતાંધ ન થાઓ."

જે આત્મભાન પ્રાપ્ત થયું હતું તેથી પ્રેરાઈને એ પક્ષના લેખકો કહેતા કે આપણા હિન્દુ ધર્મને આંચ આવવી ન જોઇએ, જે કાંઈ તેમાંથી ત્યાજ્ય હોય તે દૂર કરી, મૂળને ચૂસ્તપણે વળગી રહેવું જોઇએ; પશ્ચિમનાં સુખસગવડ અને મોહનાં સાધનોથી ચલિત ન થતાં, આપણી પ્રાચીન આત્મ સંયમની ભાવના કેળવવી જોઇએ, તેમ હાલનો સુધારો બહારના આચારો પર વિશેષ ધ્યાન આપે છે, તેને બદલે અંદરનો સુધારો થવાની અગત્ય છે.

એ દૃષ્ટિબિંદુ આગળ ધરી મણિલાલ નભુભાઈ 'સુદર્શન' માસિકમાં નવા વિચારોનો વિરોધ કરવા પ્રવૃત્ત થયા હતા; અને તે રીતિને આપણે સંરક્ષણવાદી કાર્યરીતિ ( conservative ) કહીશું. જનસમાજમાં સુધારાની જરૂર છે, તેની તેઓ ના પાડી શકતા નહોતા; માત્ર તે સુધારો આપણી પાછલી પરંપરા અને સંસ્કૃતિને અનુરૂપ થાય એમ તેમની માગણી હતી; અને તે સારૂ તેમની કલમનો સતત ઉપયોગ કરતા; અને તેમની એ વિચાર સરણીનો સ્ફોટ કરતાં સ્વર્ગસ્થ ઉત્તમલાલ ત્રિવેદીએ, એક સ્થળે લખ્યું હતું, કે,

×નવલગ્રંથાવલી, ભા. ૧, પૃ. ૭૭૩, શાળોપયોગી આવૃત્તિ, પ્રોફે સંપાદિત.



મણિલાલ નભુભાઈ દ્વિવેદી

" મણિલાલનો થિઓસોફી સાથે સંબંધ થવાથી તેમના નિરૂપણો સત્વર અને સબળ થયા. તેમની નિશ્ચિત આગ્રહી અને સમર્થ કલમે 'સુધારાથી' ઓળાતી ગુજરાતને સનાતન પક્ષમાં સ્થિર કરી, સનાતન પક્ષને માટે

હેતુવાદનું અનુમોદન શોધનારાને તે અનુમોદન આપ્યું અને શાંકર સિદ્ધાન્તના નિશ્ચલ પીઠ ઉપર ધર્મગૃહ અને રાજ્યના સર્વ વ્યવહારનું પ્રતિષ્ઠાપન કરી પ્રાચીન વ્યવહાર સુસ્થિત કર્યો, અને નવીન ભાવનાઓની વ્યવસ્થા કરી વાદવિવાદથી પ્રાચીન પક્ષનું સમર્થન અને નવીનોનું ખંડન આગ્રહથી શરૂ કર્યું."*

મણિલાલની દલીલોમાં કેટલુંક તથ્ય હતું; પણ તે બહુ વધારીને, વાસ્તવિક સ્થિતિની અવગણના કરી, રજુ કરવામાં આવતું; આપણા સમાજને બંધબેસતા થઇ પડે એવા તત્ત્વો નવા સુધારામાંથી ગ્રહણ કરી, નવા જુનાનો સુમેળ જામે એવા તજવીજ થતી નહોતી, એટલું જ નહિ પણ નવા સુધારાના વિચાર અને સિદ્ધાંત તેમ પાશ્ચાત્ય સંસ્કૃતિ અને ખ્રિસ્તિધર્મ પ્રતિ એવા પૂર્વગ્રહ મણિલાલને બંધાઈ ગયા હતા કે તે વિષયનું પ્રતિપાદન કે પ્રચાર કરતું કોઇ પુસ્તક કે લેખ તેમના જોવા વાંચવામાં આવે, કે તેનો વિરોધ ને ખંડન કરવા તેઓ આગળ પડતા; અને સામાન્ય રૂઢિચુસ્ત જનતાને તે વલણ ગમતું, પણ જેઓ સુધારાને ઇચ્છતા, સમાજ પ્રગતિમાન થાય તે સારૂ પગલાં ભરતા, તેમને તે પસંદ પડતું નહિ; અને તેમના તરફથી એમના લખાણમાંથી અકતરફી, ભુલભરેલા, ભ્રામક રીતે પોકળ દલીલો તોડવા તજવીજ થતી. એ સુધારક લેખક વર્ગના અગ્રણી રમણભાઈ હતા. સુધારાનો વારસો એમને પિતા પાસેથી મળ્યો હતો; ઉચ્ચી કેળવણી દ્વારા પાશ્ચાત્ય સાહિત્ય અને સંસ્કૃતિના ઉત્તમ વિચારો પોતે પ્રાપ્ત કર્યા હતા, ચુસ્ત પ્રાર્થના સામાજીસ્ટ હતા અને સમાજ સેવાના કાર્યને જીવનમાં તેમણે પ્રાધાન્ય આપ્યું હતું; અને એમની લેખન પ્રવૃત્તિ પણ એ કાર્યની સિદ્ધ અર્થે હતી, એમ જણાશે.

દેશ, જાતિ અને ધર્મના ભેદ રાખ્યા વિના, બુદ્ધિ અને હૃદયને જે ગ્રાહ્ય થયું, તે તેમણે ધારણ કર્યું હતું, ન્યાય અને સત્ય એમના જીવન સૂત્રો હતા અને તેના પ્રભાવ એમના લેખોમાં માલુમ પડતો, વાદમાં તેઓ કદિ મર્યાદા લોપતા નહિ. મણિલાલની કાર્ય રીતિને આપણે જેમ સંરક્ષણવાદી જણાવી તેમ રમણભાઇની કાર્યરીતિ ઉદારમતવાદી (liberal) કહેવાય, અને તેનું પ્રધાન અંગ બુદ્ધિવાદ હતું.

'કવિતા ને સાહિત્ય' એ એમનો મ્હોટો અને કિંમતી સંગ્રહ ગુજરાતી સાહિત્યમાં નવો ચીલો પાડે છે, એમાંના કેટલાક લેખો મણિ-

* ઉનમલાવ કેશવલાલ—વસન્ત ગોવર્ધનરામ સ્મારક અંક પૃ. ૨૨૬

લાલના આક્ષેપોના જવાબ રૂપે હતા; નવીન સાહિત્ય કૃતિઓ, પાશ્ચાત્ય સાહિત્યનાં ધોરણ અને પદ્ધતિઓ અવલોકી, તેના ગુણદોષ તેઓ સમભાવપૂર્વક બતાવતા; સાહિત્યના અભ્યાસીને એમાંથી ઘણું જાણવાનું મળશે. એમનો "રાઈનો પર્વત" આપણા ગણ્યાગાંઠ્યા નાટકોમાં એક મૌલિક અને ઉત્તમ કૃતિ છે, અને સનાતની સમુદાયના જડ આચારવિચારના પરિહાસરૂપ કટાક્ષ પુસ્તક ભદ્રંભદ્ર–ચાર્લ્સ ડિકન્સના પિકવિકની પેઠે–ગુજરાતી સાહિત્ય જીવંત છે ત્યાં સુધી અમર રહેશે.



રમણભાઈ મહીપતરામ

જીવનમાં સંરક્ષણપણું અંકુશરૂપે હોય એ ઇચ્છનીય છે; પણ તે પ્રગતિને અવરોધનારૂં ન બનવું જોઇએ. નવા સંજોગોમાં જનતાને માર્ગદર્શનની જરૂર હતી; પણ મણિલાલ તે આપી શક્યા નહોતા; તેમની પ્રવૃત્તિ નિષેધક અને સુધારાને વિઘાતક હતી, એટલું સ્પષ્ટ છે.

આર્ય ધર્મ અને સંસ્કૃતિના પ્રેમથી પ્રેરાઇને એમણે આપણને ઘણાં પુસ્તકો આપેલાં છે, તેમાં "સિદ્ધાંતસાર" મુખ્ય છે; ઉત્તર રામચરિત અને માલતી માધવનાં ભાષાંતર ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરે છે. પણ સુદર્શન અને પ્રિયંવદાના તંત્રી તરીકે તેઓ સુધારાનો વિષય આપતાં એક પક્ષકાર બની જાય છે; તેટલે અંશે તેમની કલમ વિચારવંત વાચકને અપીલ કરતી નથી, અને તે કેટલીક વખતે સ્વમતાગ્રહવાદનું રૂપ લેતી જણાય છે.

વ્યક્તિગત પ્રશ્ન બાજુએ રાખી, વસ્તુસ્થિતિને સમગ્રરૂપે અવલોકતાં, એમ માલુમ પડે છે, કે પ્રગતિનું ચક્ર એવી રીતે ફરે છે કે આજનો ઉદ્દામ સુધારક, આવતી કાલે સંરક્ષણવૃત્તિ ધારણ કરનારો, પીછે હઠનારો જણાય છે; તાત્પર્ય કે સમયાનુસાર જે કાંઈ પોતાની દૃષ્ટિમાં વા વિચારમાં આવે છે તેટલાને સત્ય માની લઈને તે પ્રમાણે અનુસરવા અને અન્યને ઉપદેશ કરવા સુધારક કે સંરક્ષણવાદી પ્રયત્ન કરે છે; અને અમુક સંજોગોમાં, ચોક્કસ કારણસર, એ તદ્દન સત્ય નહિં પણ સાપેક્ષ સત્ય છે, એવું સ્વીકારીએ તો તે ખોટું નહિ કહેવાય.

વાસ્તે જમાનાના આગેવાન કાર્યકર્તાઓ ઉપર અમુક ગુણદોષ આરોપ ન કરતાં, સમકાલીન વિચારબળો પ્રવર્તિ રહ્યાં હોય તેનું પૃથક્કરણ અને અન્વેષણ તે યુગને બરોબર સમજવાને વધારે મદદગાર થશે એમ અમારૂં મંતવ્ય છે.

જેમ કે સમુદ્રયાન કરનાર વીરનર મહીપતરામને જ્ઞાતિ અને સમાજ તરફથી તે બદલ અનેક પ્રકારે કષ્ટ વેઠવું પડ્યું હતું; પણ તેનો આજે કોઈ વિચાર સરખો કરતુ નથી, અને સેંકડો સ્ત્રી પુરુષો ઇંગ્લાંડના પ્રવાસે વિના સંકોચ વિચરે છે. પૂર્વે બાર વર્ષની બાળા કુમારી રહે એ અસંભવિત લાગતું; તે એક આપત્તિરૂપ લેખાતું; પણ હાલમાં અનેક કન્યાઓ મોટી ઉમર સુધી કુમારી રહે છે અને કેટલીક આજીવન અવિવાહિત રહેવાના કોડ સેવે છે; એજ પ્રમાણે વિધવા વિવાહ માટે કહી શકાય. છેલ્લા દશકામાં જનસમાજમાં એવું પ્રચંડ પરિવર્તન થવા પામ્યું છે કે

ગઈ સદીનો સુધારક આજની પરિસ્થિતિ નિહાળીને જરૂર અવાક બની જાય. તેથી આપણને કહેવું પડે છે, કે એ બધુ "કાળબળ" નો મહિમા છે.

એ સમયે ગુજરાતી સાહિત્યના ક્ષિતિજ ઉપર એક નવો ગ્રહ પ્રકટતો હતો; અને તે સરસ્વતીચંદ્રના કર્તા ગોવર્ધનરામ ત્રિપાઠી હતા. તેમણે નવા અને જુના વિચાર અને સિદ્ધાંતોનુ તારતમ્ય શોધી કાઢી, તે બેનો સમન્વય કરવા પ્રયાસ આદર્યો હતો અને તે કાર્યમા ગોવર્ધનરામને સફળતા મળી હતી, એટલુ જ નહિ પણ એમના વિચારની છાપ એ યુગના સાહિત્ય ઉપર એટલી પ્રબળ પડેલી છે, કે તેની અસર નીચે ગુજરાતી સમાજ, રસિક, ઉજ્જ્વળ, ઉન્નત અને સસ્કારી થતા પામ્યો છે, તે કારણે સાહિત્યકારોએ એ યુગને ગોવર્ધનયુગ અથવા સમન્વયયુગ એવુ નામ આપેલુ છે.

સન ૧૮૮૭ સરસ્વતીચદ્ર ભાગ ૧ લાનું પ્રકાશન વર્ષ અને સન ૧૯૦૭ મા ગોવર્ધનરામનુ અવસાન, એ વીસ વર્ષના ગાળામા, ગુજરાતી સમાજ ઉત્તરોત્તર વિકાસ પામતો આવ્યો, જે વિધવિધ પ્રશ્નો તેની સમીપ ઉકેલ માટે ઉપસ્થિત થયા, જે વિચારમથન અને માનસિક મુઝવણમાથી તે પસાર થયો, તેનુ પ્રતિચ્છાયારૂપ ચિત્ર ઉપરોક્ત ગ્રંથના ચાર ભાગોમાં જોવાનુ મળે છે, એટલુ જ નહિ પણ કર્તાએ તાત્વિક દૃષ્ટિએ તેની સમીક્ષા કરી, ગભીર અને અભ્યાસપૂર્વક ચિંતનદ્વારા જે રસપ્રદ વાતાવરણ જમાવ્યુ છે અને લોકકલ્યાણ અને પ્રજાના ઉત્કર્ષ અર્થે જે સુંદર અને ઉચ્ચ માર્ગદર્શન કરાવ્યુ છે, તે, લેખકની પ્રતિભાથી, આપણા સાહિત્યમાં અનોખી ભાત પાડે છે અને તેમના માટે આપણને સહજ માનની લાગણી ઉદ્ભવે છે આચાર્યશ્રી આનન્દશંકરભાઈએ 'સરસ્વતીચંદ્ર'ને આધુનિક પુરાણ કહ્યુ છે તે યથાર્થ છે, અને તે પુસ્તકની વિશિષ્ટતા એ છે કે ગોવર્ધનરામે સર્જેલા પાત્રો, નવાજુના વિચારના સંમિશ્રણ રૂપ, પણ સ્વત ઉદ્ભવતા અને વિકાસ પામતા, સ્વાભાવિક અને પ્રતિકરૂપ જણાઈ, નવીન ગુજરાતને પ્રિય અને રુચિકર થઈ પડ્યા છે, અને તેના ઉત્કટપણા માટે પ્રશસા પામ્યાં છે, અને તે ગ્રંથની વિશેષ મહત્તા નવા અને જુના સમાજનો સુમેળ અને તદાકાર સ્થાપવામા રહેલી છે. એ અંશનો નિર્દેશ કરતા સ્વર્ગસ્થ રણજિતરામે ગોવર્ધનરામ સ્મારક અંકમા દર્શાવેલા વિચારો જાણવા ઉપયોગી થઈ પડશે. તેઓ જણાવે છે, કે



ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

"પોતાની પ્રજાને 'સજવા' ની ઉદાર અભિલાષાથી એ ગ્રંથ લખાયો છે. "ભૂતદશાના ભણકારા, વર્તમાન દશાનો પ્રત્યક્ષ પડઘો અને

ભવિષ્યકાળમાં વિદ્યાથી થનાર અવસ્થાની, આજથી આપણી કલ્પના ઉપર પડતી પ્રતિચ્છાયા એ સર્વના મિશ્રણમાં વિદ્યા, દ્રવ્ય, અધિકાર, સ્વતંત્રતા અને વિશુદ્ધિના પ્રકાશ, છાયા અને અંધકારમાં કે અધવચ રહેતા મનુષ્યોની સ્થિતિઓ કે સંક્રાન્તિઓ" કેવી થાય તે દર્શાવવા "વ્યવસ્થારક્ષક લોકાચાર અને સ્વતંત્રતાવિકાસક પાશ્ચાત્યાચારના નવીન ગુણોના ઉદ્‌ભાવક સંગત પ્રવાહોમાં તેમ સંક્રાન્તિકાળના કષ્ટોનાં ભ્રામક વચ્ચે વર્તમાનથી વ્યાકુળ અને ભવિષ્યથી ક્ષણમાં ઉદ્વિગ્ન કે ક્ષણમાં મોહિત ચિન્તાઓની ભીડાભીડના દબાણ વચ્ચે સર્વસંગ્રહી ઉદારતા અને સારસંગ્રહી બુદ્ધિ તેમજ ઉચ્ચગ્રાહી ઉદાત્તતા કેવી રીતે ઉદય પામે છે. આ સંક્રાન્તિનું વર્તમાન ચિત્ર અને ઉદયકિરણોનું ભાવી ચિત્ર" દોરવા અને આ સંક્રાતિનું મંથન શાન્ત થયે હિન્દુસ્તાનમાં કેવા પ્રકારનાં શાંતિ અને સ્વસ્થતા થશે તે કલ્પવાં એ આ ગ્રંથનો પ્રધાન ઉદ્દેશ છે."×

અને સર રમણભાઈએ પણ ગોવર્ધનરામને અંજલિ અર્પતાં પ્રસ્તુત મુદ્દાના સંબંધમાં લખ્યું હતુ, કે

"સરસ્વતીચંદ્રના ચોથા ભાગમાં કલ્પેલી મનઃસૃષ્ટિનો એક માત્ર આશય હિન્દુસ્તાનના પ્રાચીન તથા યુરોપના અર્વાચીન સુધારાના સંવાદી મિશ્રણ વડે હિન્દુસ્તાનનો ઉત્કર્ષ તથા ઉદ્ધાર કરવાનો છે."*

લક્ષ્યાલક્ષ્યની ચર્ચા આર્ય તત્ત્વજ્ઞાનનું ઉજ્જ્વળ અંગ રજુ કરે છે તેમ કલ્યાણગ્રામની કલ્પના મિશનરી સંસ્થાઓનું નવીન સ્વરૂપ છે, એમ લાગે છે, પણ કહેવાનું તાત્પર્ય એ છે કે કર્તાનું વલણ બે સંસ્કૃતિઓનાં સંયોગીકરણ તરફ વિશેષ રહે છે.

ઉપરોક્ત હકીકત ઉપરથી જોઈ શકાશે કે નવા સાહિત્યનો પ્રવાહ ઉત્તરોત્તર પ્રગતિ કરતો વધે છે, તેમાં બે વિચારબળનુ ક્રમસર ગમિશ્રણ ચ્હનુ દૃષ્ટિગોચર થાય છે, અને તેથી આપણે એ યુગના સાહિત્યને સુધારા યુગનુ સાહિત્ય અને સમન્વય યુગનુ સાહિત્ય, અથવા તો તે બળના પ્રવર્તકો ઉપરથી દલપત નર્મદ યુગનુ અને ગોવર્ધન યુગનુ સાહિત્ય એવા નામ આપેલાં છે.

તે આખુ સાહિત્ય પ્રવાહમાં ત્રીજું અંગ ભાષાંતર સાહિત્યનુ બને છે, તે ભાષાંતરો સંસ્કૃત, અંગ્રેજી, મરાઠી, બંગાળી અને હિન્દીમાંથી

× ગોવર્ધનરામ સ્મારક અંક, પૃ ૨૦.

* ,, ,, ,, પૃ ૪૮.

સામાન્યતઃ કરવામાં આવ્યાં હતાં; અને તે વડે ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ થઈ શોભી ઉઠે છે.

સાહિત્યકારોમાં એવો એક વર્ગ છે, જે ભાષાંતરને પસંદ કરતો નથી; તેની તેને સુગ છે; પણ શુદ્ધ, સાચાં અને મૂળને અનુરૂપ ભાષાંતર કરવામાં આવે તો ભાષા સાહિત્યમાં વિવિધતા આવે છે તેમ પરપ્રાંતીય સાહિત્યની ઉત્તમ કૃતિઓનો પરિચય મેળવવાની તક સાંપડે છે; અને એ પ્રથા અમને આવશ્યક લાગે છે. ગમે તે ભાષાનું સાહિત્ય તપાસો તો તેમાં સંખ્યાબંધ તરજુમાનાં પુસ્તકો મળી આવશે; અને અંગ્રેજી સાહિત્યની ખૂબી એ છે કે દુનિયા ભરનાં જૂદા જૂદા સાહિત્યોમાંથી ઉત્તમ કૃતિઓ અંગ્રેજી ભાષામાં ઉતારવામાં આવેલી છે, અને એવો કોઈ મૂલ્યવાન ગ્રંથ નહિ માલુમ પડે જેનો અંગ્રેજીમાં તરજુમો નહિ થયો હોય; અને તે કારણે અંગ્રેજી ભાષાનો પ્રચાર અને ઉપયોગ મ્હોટા પ્રમાણમાં માલુમ પડે છે.

યુરોપમાં ભાષાંતર સાહિત્યને જ્ઞાનપ્રચાર અને વિચાર વિનિમયના અંગ તરીકે ખાસ મહત્વ અપાય છે, અને એવી ગણત્રી કરવામાં આવેલી છે કે સ્પેન, ઇટાલી, જર્મન અને ફ્રાન્સમાં રજાના દિવસ સિવાય દરરોજ બે તરજુમાનાં પુસ્તકો પ્રસિદ્ધ થાય છે, અને ઇંગ્લાંડમાં તેની સંખ્યા દરરોજ એકની આવે છે.•

તેમાં વિચારવા જેવો પ્રશ્ન ભાષાંતર પુસ્તકની પસંદગીનો છે, એવું પુસ્તક પસંદ થવું જોઇએ, જે જનતાની રૂચિને અપીલ કરે, જે અભ્યાસ સારૂ અગત્યનું હોય, જેના વિચાર બહોળો પ્રચાર માગી લે છે; એકલું વિદ્વત્તાભર્યું કે ગમે તે ચાલતું વિષય ઉપર લખાયલું મત્ત્વહિન પુસ્તક નિરર્થક થઈ પડે. પશ્ચાતીય સાહિત્યમાંથી જે શિષ્ટ અને સુંદર હોય, રસિક અને બોધપ્રદ હોય, એવા પુસ્તકોના તરજુમા ઇચ્છવાયોગ્ય થઈ પડે; અને શ્રીયુત અંજારિયા જણાવે છે તેમ, અંગ્રેજી કે જર્મન, પર્શિયન કે જાપાનિઝ, હિન્દી કે બંગાળી, મરાઠી કે ઉર્દુ, ગમે તે સાહિત્યમાંથી રૂચિકર વિચાર કે વિષય શોધી તે પસંદ કરી, તેને સંપૂર્ણ ગુજરાતી સ્વરૂપ આપણને આપે તે લેખક સાહિત્યના ક્ષેત્રમાં ઉતરતો છે એમ માનવાને કારણ નજ હોવું જોઇએ."×

---

• જુઓ Modern Translation by Bates.

× વિનોદવિહાર પૃ ૧૯.

વાસ્તવિક રીતે ઉત્તમ ભાષાન્તરકારોને સાહિત્યક્ષેત્રમાં અનોખું અને માનભર્યું સ્થાન મળે છે, એ આપણે આપણા સાહિત્યમાંના દાખલા ઉપરથી કહી શકીએ, જેમકે કાદમ્બરીના ભાષાન્તરકાર છગનલાલ પંડ્યા અને ગીતગોવિંદને ગુજરાતીમાં ઉતારનાર દી. બા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, એ કૃતિઓને કોણ નહિ વધાવી લે? તે બદલ એમના લેખકોને ધન્યવાદ નહિ આપે?

નવી કેળવણીના આરંભકાળમાં ગુજરાતી પાઠ્યપુસ્તકો સુદ્ધાં મરાઠી-માંથી અનુવાદ કરવામાં આવતા, તે પછી મરાઠીમાંથી ઉત્તમ ગ્રંથોના તરજુમા, પ્રમાણમાં, આ વર્ષો દરમિયાન ઝાઝા થયા નથી અને જે થયલા છે તે સામાન્ય પ્રતિના છે. પણ સંસ્કૃત અને અંગ્રેજીમાંથી સંખ્યાબંધ પુસ્તકો ગુજરાતીમાં ભાષાન્તરરૂપે પ્રકટ થયલા છે, તેની છાપ આપણા સાહિત્ય ઉપર ઉંડી પડી છે તેમ તે પુસ્તકો જનતામાં લોકપ્રિય થવા પામ્યા હતા

મેરિયા એજવર્થના પુસ્તકો, મોરલ ટેલ્સ અને પોપ્યુલર ટેલ્સ, ટોડનું સ્ટુડન્ટ મેન્યુઅલ, રોબેટ એડનાઇમ ટુ યંગમેન, મીસીસ હેન્રી વુડની નવલ-કથાઓ, સ્માઈલ્સના પુસ્તકો, કર્તવ્ય, સદ્વર્તન, લબકની જીંદગીનો આનંદ અને જીંદગીનો ઉપયોગ, મેડોઝ ટેલરની નવલકથાઓ, ટીપુ સુલતાન, કાસીમની અદ્ભુત કથા, રેનોલ્ડ્સની ડિટેક્ટિવ કથાઓ, સાડા ત્રણ લાખ, વિધવા વિરૂજા, ગોલ્ડસ્મિથનું વિકાર ઓફ વેકફિલ્ડ, જોન્સનનું રાસેલાસ બેકન અને એમર્સનના નિબંધો, લેમની સેક્સપિયર કથા સમાજ અને શેક્સપિયરના નાટકોના તરજુમા, જીવનચરિત્રો, જેમકે બેન્જામિન ફ્રેંકલિન અને હિન્દના હાકેમોની ગ્રંથમાળા વગેરે, નામો રજુ કરી શકાય, અને તેમાંના કેટલાકની એકથી વધુ આવૃત્તિઓ થવા પામી છે

આવી રીતે સંસ્કૃતમાંથી જાણીતા મહાકાવ્યોના ભાષાન્તર કિરાત, રઘુવંશ, શિશુપાલવધ, કુમારસંભવ, કૃષ્ણમિશ્રનું પ્રબોધ ચંદ્રોદય, કાલિદાસના શાકુંતલ, વિક્રમોર્વશીય, મેઘદુત, ભવભૂતિના માલતી માધવ અને ઉત્તરરામ ચરિત, બાણની કાદમ્બરી, વૈશાખદત્તનું મુદ્રારાક્ષસ, જય-દેવનું ગીતગોવિંદ, શુદ્રકનું મૃચ્છકટિક વગેરે અનેક નામો ગણાવી શકાય

એ ભાષાન્તર સાહિત્ય ઇચ્છનીય અને ઉપયોગી છે, એ વિષે બહુ મતભેદ નથી, પણ તે ભાષાન્તરના ધોરણ અને પ્રકાર વિષે ભિન્ન ભિન્ન અભિપ્રાય પ્રવર્તે છે, અને ઇંગ્લાંડમાં, આપણને નવાઈ લાગશે કે, મોડર્ન ટ્રાન્સલેશન નામે એક મંડળ સ્થપાયલું છે. પણ આપણે, તે વિષે વધુ ચર્ચામાં નહિ ઉતરતા, મૂળની પ્રતિકૃતિ બરોબર ભાષામાં ઉતરે અને

તેના રસ, ભાવ કે અર્થને ક્ષતિ ન પહોચે એવા ભાષાતર, જેના નમુના તરીકે છગનલાલની કાદબરી અને દી. બા કેશવલાલનુ ગીતગોવિદ ધરી શકાય, એમ જરૂર ઇચ્છીએ

એ નવો સાહિત્ય પ્રવાહ વહેવા માડયો તેને નવા સ્થાપિત થયલા અગ્રેજી રાજ્ય અમલની શરૂઆતમા પાશ લાગ્યો હતો, એની અસર પણ આપણે વિસરવી જોઈએ નહિ શુભ્રહિમ આચ્છાદિત હિમાનયની ટેકરી ઉપર સૂર્યોદયનું દર્શન કરવુ એ જીવનનો એક અપૂર્વ અને સુખદાયી પ્રસગ છે, પણ તે કષ્ટસાધ્ય આનદ છે,* તે પ્રમાણે પ્રજાએ પૂર્વે, અધાધુની, મારફાડ અને જાનમાનના જોખમ અને કષ્ટ મહેના તેમાથી ગહત મળી, સુલેહ શાન્તિ, વ્યવસ્થા અને ધારાધોરણ સ્થાપિત થયલુ નિહાળી, તે બહુ આનદમા અને ઉલ્લાસમા આવી ગઈ હતી અને તે બદલ સતોષ અને સુખની લાગણી, વખતોવખત વ્યક્ત કરી, રાજકર્તાઓની મુક્તકઠે પ્રશસા કરી હતી, તેનો ધ્વનિ, ઉપર ઉલ્લેખેના સુધારાના સૂર ભેગો આપણા સાહિત્યમા સભળાશે

જ્ઞાનના કિરણો પમરતા સમાજ ગતિમાન અને ચેતનવતો થયો હતો, એટલુ જ નહિ પણ તે દ્વારા પ્રજામાથી અજ્ઞાન, વહેમ અને ભ્રમણાનો નાશ થઈ, તેણે નવુ જ્ઞાન, ઉચ્ચ નીતિના ધોરણો અને શુદ્ધ ધર્મની ભાવના મેળવ્યા હતા, તેમા ઉપરોક્ત આનદ અને સતોષનુ તત્ત્વ આમેજ થયુ હતું અને તે કાળે તેમને તે સબધમા અન્ય રીતે વિચારવાનુ કાંઈ કારણ પણ મળ્યુ નહોતુ

આપણામાના શાણા અને સમજુ પુરુષોએ તો એ સબધને, તે સમયે, પૂર્વ અને પશ્ચિમની પ્રજાઓના મિલનને એક દૈવી સજોગ માન્યો હતો અને અગ્રેજી હાકેમોએ એ માન્યતા અને શ્રદ્ધાને ઉત્તેજન પણ

---

* સરખાવો Silence that ruled the world still quite dark was profound But the silence began to break when the red fringe of the sun appeared from beyond the horizon, one minute passed two minutes passed three minutes passed, when the sun now a round fan of vermilion floated up making the sea of clouds a sea of seething blood Oh, how Kinchi ujangla sparkled in gold! What a sight What grandeur!
Yone Noguchi (The Spectator 11-8-36)

આપ્યું હતું; અને એમાંના ઉમરાવ દિલનાં અધિકારીઓએ એમ સુદ્ધાં કહેલું કે પ્રજા તાલીમ લઈને સશક્ત અને તૈયાર થતાં દેશનો વહિવટ તેના વતનીઓને સુપરત કરવામાં આવશે; તેઓ ટ્રસ્ટી તરીકે છે; અને હિંદુસ્તાનના હિતમાં જ તેઓ તેનો રાજ્યવહિવટ કરશે.

અંગ્રેજી પ્રજા વૈશ્ય-વેપાર વૃત્તિવાળી છે, એ જાણીતું છે, પણ તેને તેના વેપાર ધંધાનું જેટલું પડ્યું છે, તેટલું બીજા માટે લાગતું જણાતું નથી. શરૂઆતમાં આપણે જ્યાં સુધી અજ્ઞાન અને ભ્રમમાં હતા, ત્યાં સુધી એ વ્યવહાર ચાલ્યા કર્યો. પણ આપણા લોકો સમજણમાં આવતાં અને જગતનું જ્ઞાન થતાં, પ્રજાને તેમની પરિસ્થિતિનું ભાન થયું, અને હિન્દી અને સહૃદયી અંગ્રેજ લેખકોએ પણ દેશની સંપત્તિ પ્રતિવર્ષ પરદેશ ઘસડાઈ જાય, દેશનું સત્વ હણાઈ જાય છે, તે પ્રતિ પ્રજાનું ધ્યાન દોરતાં, વિચાર અને સાહિત્ય સૃષ્ટિમાં ભિન્ન પ્રકારનાં તેમ વિરોધી આંદોલનો ઉત્પન્ન થવા લાગ્યાં, તેની અસર લોકજીવન તેમ આપણા સાહિત્ય ઉપર થવા પામી હતી.

રાજકર્તાઓ વ્યવહારકુશળ અને કાર્યદક્ષ તેમ સંજોગોને પરખવાની કુનેહ શક્તિ અને ડહાપણ અજબ પ્રકારનું ધરાવે છે.

નવો રાષ્ટ્રીય પક્ષ ઉભો થતાં તેમણે જોયું કે હિન્દીઓ સગીર મટીને હવે ઉમર લાયક થયા છે, અને તેમના દેશનો વહિવટ કરી શકે એવી સ્થિતિએ તેઓ આવી પહોંચ્યા છે; પણ તેમને કેટલે દરજ્જે યોગ્ય લાયકાતવાળા ગણવા એજ ચર્ચાનો મુદ્દો થઇ પડયો છે, તે વિષે મતભેદ પ્રવર્તે છે; તેમ છતાં તેમના-પ્રજાના મનનું સમાધાન કરવા, તેમને સંતોષવા, રાઉન્ડ ટેબલ કોન્ફરન્સની ઘટના યોજી, ચાલુ વર્ષમાં હિન્દને પ્રાંતિક સ્વરાજ્ય આપવાનો નવો કાયદો પસાર કર્યો છે અને નજદિકમાં જેના માટે આપણે ઝંખતા તે ભારતવર્ષ એક અને અખંડ બનશે, તેનો હાલતુરત મર્યાદિત વહિવટ અને સત્તા પ્રજાહસ્તક આવશે.

આ રાજકીય વિચાર અને પ્રવૃત્તિએ આપણા સમાજજીવન અને સાહિત્ય ઉપર ઓછી અસર કરી નથી. સાહિત્યને જીવનને નિકટનો સંબંધ છે, અને તેની એકબીજા ઉપર છાપ પડે છે.

આ નવા રાષ્ટ્રીય વિચારનો ઉદ્દભવ, જો કે કેટલાંક વર્ષો પૂર્વેથી શરૂ થયો હતો, પણ તેનું સીમાચિહ્ન આપણે સુરતની મહાસભાની બેઠક સાથેથી

ગણીશું. બીજા ખંડની કાળમર્યાદા એ વર્ષ સુધી આવીને અટકે છે. ગોવર્ધનરામનું અવસાન એ વર્ષમાં થયું હતું; તે પછી પ્રજાજીવનમાં મ્હોટું પરિવર્તન થવા પામ્યું છે, વિચારોમાં પણ મ્હોટી ક્રાંતિ થઈ છે, અને છેલ્લાં પંદર વર્ષમાં ગુજરાતે મહાત્મા ગાંધીજીના નેતૃત્વ હેઠળ, પોતાનું વ્યક્તિત્વ સ્થાપિત કર્યું છે; એટલું જ નહિ પણ સમસ્ત દેશમાં ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે; પણ તે વૃત્તાંત ત્રીજા ખંડનો વિષય થઈ પડે છે, એટલે આપણે અહિંજ વિરમીશું.



# સાલવારી

૧૮૫૮ મહારાણીનો ઢંઢેરો
અમદાવાદમાં ધર્મસભાની સ્થાપના
ભુલેશ્વરમાં છપ્પનભોગ
હોપ વાચનશાળા

૧૮૫૯ ભરૂચ સમાચાર નિકળ્યું
રણછોડભાઇએ અમદાવાદમાં સુતર કાપડની મીલ કાઢી
અરદેશર કોટવાળનું મૃત્યુ
આર્મ્સ એક્ટ
વાઘેરોને બેટમાંથી કાઢ્યા

૧૮૬૦ મહીપતરામનો ઇંગ્લાંડનો પ્રયાસ
બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે લાઇન શરૂ થઈ
કચ્છના રા' દેશળનું અવસાન
જદુનાથજી મહારાજ સાથે વિધવા વિવાહ બાબત
જાહેર ચર્ચા

૧૮૬૧ કૌન્સિલ એક્ટ પસાર થયો
મહારાજ લાઇબલ કેસ
હાઇકોર્ટની સ્થાપના

૧૮૬૨ સર સયાજીરાવ ગાયકવાડનો જન્મ

૧૮૬૩ કરસનદાસ વિલાયત ગયા
સુરતથી ગુજરાત મિત્ર નિકળ્યું
અમેરિકન સિવિલ યુદ્ધ

૧૮૬૪ પ્રે. રા. ટ્રેનિંગ કોલેજની સ્થાપના
ગુજરાત શાળાપત્ર નિકળ્યું

૧૮૬૫ અમેરિકન સિવિલ યુદ્ધ બંધ પડ્યું
શ્રી. ફોર્બસ સભાની સ્થાપના
નર્મગદ્ય બહાર પડ્યું

૧૮૬૬ ઓરિસ્સામાં ભયંકર દુકાળ

"મારી હકીકત" કવિ નર્મદાશંકર
નર્મ કવિતા

૧૮૬૭ મુંબાઈની પ્રાર્થના સમાજની સ્થાપના
મિથ્યાભિમાન નાટક
ટેલરકૃત વ્યાકરણ

૧૮૬૮ અમદાવાદમાં ભારે વરસાદ અને નુકશાન
ભરૂચમાં મ્હોટું પ્રદર્શન
કરણઘેલો

૧૮૬૯ સુએઝ નહેર ખુલ્લી મૂકાઈ
મહાત્મા ગાંધીજીનો જન્મ

૧૮૭૦ ખંડેરાવ ગાયકવાડનું મૃત્યુ
રાસમાળા (ગુજરાતી આવૃત્તિ)

૧૮૭૧ માધવદાસ અને ધનકોરબાઈનું પહેલવહેલું
ગુજરાતી પુનર્લગ્ન
અમદાવાદ પ્રાર્થના સમાજની સ્થાપના

૧૮૭૨ સીવીલ મેરેજનો કાયદો પસાર થયો
ઢુંઢીયા તાવનો વાવર
ઈશ્વર પ્રાર્થનામાળા

૧૮૭૩ નર્મકોશ

૧૮૭૪ દાદાભાઈ નવરોજજી વડોદરાના દિવાન નિમાયા
પારસી મુસલમાન હુલડ—મુંબાઈમાં
મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેનની સ્થાપના

૧૮૭૫ મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કર્યા
પ્રિન્સ ઑફ વેલ્સનું હિંદમાં આગમન
સાબરમતીમાં મ્હોટી રેલ
આર્યસમાજની સ્થાપના
થિયોસોફીની સ્થાપના—(અમેરિકામાં)
પુનામાં સ્વદેશીનું પ્રદર્શન
કચ્છના રાં'ખેંગારજી રાજગાદીએ આવ્યા
દક્ષિણમાં ખેડુતોનું બંડ
સર સયાજીરાવ ગાદીએ બેઠા

૧૮૭૬ દક્ષિણમા દુકાળ
લેડી વિદ્યાગૌરીનો જન્મ
૧૮૭૭ દિલ્હી દરબાર મહારાણી વિક્ટોરિયાએ Empress of Indiaનો ટાઇટલ ધારણ કર્યો
કરસનદાસ મૂળજીનુ મૃત્યુ
નર્મકોશ
૧૮૭૮ સુરતમા ગદર (riot)
વર્નાક્યુલર પ્રેસ એક્ટ પસાર થયો
૧૮૭૯ દલપત કાવ્ય પ્રસિદ્ધ થયુ
૧૮૮૦ "ગુજરાતી" પત્ર પ્રકટ થયુ
૧૮૮૧ અમદાવાદથી અજમેર સુધી રેલ્વે લાઇન શરૂ થઈ
ફેક્ટરી એક્ટ પસાર થયો
વનગજ આવકો
૧૮૮૨ સ્થાનિક સ્વરાજ્યનો કાયદો
વર્નાક્યુલર પ્રેસ એક્ટ રદ્દ કરવામા આવ્યો
હંટર એજ્યુકેશન કમિશન
ગુજરાતમા ધરતીકંપ
કાપડપરની જકાત કાઢી નાખી
૧૮૮૩ સુરતમા મ્હોટી રેલ
ઈલ્બર્ટ બીલ
સ્વામી દયાનંદ સરસ્વતીનુ અવસાન
૧૮૮૪ કાદમ્બરી—છગનલાલ પડ્યા અનુવાદિત
૧૮૮૫ ભરૂચમા તલાવીઆનુ હુલ્લડ
મુબાઇમા હિન્દી મહાસભાની પહેલી બેઠક મળી
હિન્દ અને બ્રિટાનિયા
૧૮૮૬ બર્માને હિન્દ સાથે જોડી દીધુ
બૃહત્ કાવ્યદોહન ભા. ૧
૧૮૮૭ મહારાણી વિક્ટોરિયાની સુવર્ણ જ્યુબિલિ
સરસ્વતીચન્દ્ર ભા. ૧ બહાર પડ્યો
પોળકામા બકરી ઈદ નિમિત્ત તોફાન
જ્ઞાનસુધા નિકળ્યું

૧૮૮૮ નરસિંહરાવનો જોડણી વિષે નિબંધ
નવલરામનું અવસાન
પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનું અવસાન

૧૮૮૯ સુરતમાં મ્હોટી આગ
મુદ્રારાક્ષસ દી. બા. કેશવલાલ અનુવાદિત

૧૮૯૦ ખંભાતમાં તોફાન
બહારવટીઆઓના હાથે ગોર્ડનનું મૃત્યુ–કાઠિયાવાડમાં

૧૮૯૧ સંમતિ વયનો કાયદો પસાર થયો
મીલો અને બાળકો બાબત ફેકટરી એકટમાં સુધારો
વસ્તીપત્રક
રાજાબાઇ ટાવર ઉપરથી બે પારસી બાનુઓએ આપઘાત કર્યો

૧૮૯૨ ઇંડિયા કૌન્સિલ એકટ
સરસ્વતીચંદ્ર ભા. ૨
અમરૂ શતક

૧૮૯૩ હિન્દુ મુસ્લીમ તોફાન મુંબાઇમાં
ટંકશાળમાં રૂપિયા પાડી આપવાનું બંધ કર્યુ
શાસ્ત્રી વ્રજલાલનું મૃત્યુ

૧૮૯૪ ગુજરાતની જુની વાતો

૧૮૯૫ ગીતગોવિંદ
કુંજવિહાર

૧૮૯૬ દુકાળ, પ્લેગ
સમાલોચક નિકળ્યું
હરિલાલ ધ્રુવનું અવસાન
ઝવેરીલાલ યાજ્ઞિકનું અવસાન

૧૮૯૭ મહારાણીનો હીરક મહોત્સવ
પુનામાં રૅન્ડ અને ઍયર્સ્ટનાં ખુન

૧૮૯૮ અમદાવાદમાં પ્રજાબંધુ નિકળ્યું
મણિલાલ નભુભાઇનું અવસાન
દલપતરામનો સ્વર્ગવાસ
રણછોડલાલ છોટાલાલનો સ્વર્ગવાસ

૧૮૯૯ દુકાળ
લોર્ડ કર્ઝન વૉયસરૉય તરીકે
ચંદ્રકાન્ત ભા. ૧

૧૯૦૦ ભદ્રંભદ્ર
કલાપીનું મૃત્યુ

૧૯૦૧ મહારાણીનું મૃત્યુ
મહાદેવ ગોવિંદ રાનડેનું મૃત્યુ
સરસ્વતીચંદ્ર ભા. ૪
કવિતા ને સાહિત્ય

૧૯૦૨ અમદાવાદમાં મહાસભાની બેઠક અને ઔદ્યોગિક પ્રદર્શન
વસન્ત પ્રગટ થયું

૧૯૦૩ શહેનશાહ સાતમા ઍડવર્ડનો રાજ્યાભિષેક
કેટલાંક કાવ્યો—કવિ ન્હાનાલાલ
કલાપીનો કેકારવ

૧૯૦૪ સહકારી મંડળીનો કાયદો
યુનિવરસિટિ ઍક્ટ
પુરાણ વસ્તુ સંરક્ષણનો કાયદો
કન્યા વાચનમાળા
કે. ન. કાબરાજીનું મૃત્યુ

૧૯૦૫ પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ
વસંતોત્સવ
બંગાળાના ભાગલા
રણપિંગળ
નંદશંકરનું અવસાન

૧૯૦૬ ડાહ્યાભાઇ ધોળશાનું મૃત્યુ
વિક્રમોવર્શીય—દી. બા. કેશવલાલ

૧૯૦૭ બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ
ગોવર્ધનરામનું અવસાન
મનઃસુખરામનું અવસાન
ટ્રાન્સવાલમાં હિન્દીઓને દાખલ થતાં અટકાવવાના પ્રયત્ન
સુરત કૉન્ગ્રેસ

